# અર્પણ



સદ્ગત પૂજ્ય ફોઇબાનાં
નિઃસીમ સ્નેહ, અડોલ ધૈર્ય અને દૃઢ
ઈશ્વરશ્રદ્ધાનાં સ્મરણોને–જે સ્મરણો
અમને સદા સર્વદા પ્રેરણા આપે છે.

# પ્રાસ્તાવિક



છેલ્લા પંદરેક વર્ષ દરમ્યાન જુદા જુદા સામયિકોમાં પ્રસિદ્ધ થયેલા, ઇતિહાસ, સાહિત્ય અને ભાષાવિષયક આશરે દોઢસો જેટલા મારા લેખોમાંથી આપણા સામાન્ય વિચારરસિક વર્ગને કંઈક રુચિકર થાય તેવા પ્રકારના કેટલાક લેખોનો એક નાનકડો સંગ્રહ તૈયાર કરવાની સૂચના શ્રી ભૂખણવાળા તરફથી થતાં આ લેખસંગ્રહ તૈયાર કર્યો છે.

લેખોનો પ્રસિદ્ધિકાળ અને સ્થાનાદિ 'સમયનિર્દેશ'માં બતાવ્યા છે. એક સંગ્રહરૂપે છાપતાં મૂળ લેખોમાં કોઈ ખાસ ફેરફાર કર્યો નથી. માત્ર એક જ વિષયના જુદા જુદા અંગોનું નિરૂપણ કરતા, જુદે જુદે સમયે લખાયેલા અને છપાયેલા લેખોમાં અનિવાર્ય એવી કેટલીક પુનરુક્તિઓ એ લેખો એકીસાથે છાપતાં દૂર કરી છે. વળી કેટલેક સ્થળે વિગતોની પૂર્તિ કરી છે તથા પાછળથી થયેલાં સંશોધનોનો નિર્દેશ કર્યો છે. આ પુસ્તકમાં સંગૃહીત થયેલા લેખો અહીં છપાયા છે તે સ્વરૂપે જ પ્રામાણિક ગણવા વિનંતી છે.

જુદે જુદે વખતે લખાયેલા આ સર્વ લેખોની ગુણવત્તા એકસરખી નહીં હોય, છતાં આપણા ઇતિહાસ અને પુરાતત્ત્વના રસિકોને આ સંગ્રહ કંઈક કામનો થઈ પડશે એવી આશા છે.

આ સંગ્રહના કાર્યમાં મને અનેક રીતે સહાય કરવા માટે અધ્યાપકો ઉમાશંકર જોષી અને કેશવરામ શાસ્ત્રી તથા શ્રી ભૂખણવાળાનો હું ઋણી છું.

ઉચ્ચ અભ્યાસ અને
સંશોધન વિભાગ,
ગૂ. વ. સો.
અમદાવાદ
તા. ૨૬-૬-૪૫

ભોગીલાલ જ. સાંડેસરા

# આ લેખકનાં પુસ્તકો

**સંશોધનો**

વાઘેલાઓનું ગુજરાત (૧૯૩૯)
પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના (૧૯૪૧)
જૈન આગમસાહિત્યમાં ગૂજરાત (તૈયાર થાય છે)

**સંપાદનો**

સંઘવિજયકૃત સિંહાસનબત્રીશી (૧૯૩૩)
માધવકૃત રૂપસુન્દરકથા (૧૯૩૪)
વીરસિંહકૃત ઉષાહરણ (૧૯૩૭)
મતિસારકૃત કર્પૂરમંજરી (૧૯૪૧)
સત્તરમા શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્ય (પ્રેસમાં)
નેમિચન્દ્રકૃત ષષ્ઠિશતક—ત્રણ બાલાવબોધો સાથે (પ્રેસમાં)

**અનુવાદ**

સંઘદાસગણિકૃત વસુદેવ-હિંડી (પ્રેસમાં)

# અનુક્રમણિકા







# પાટણ

प्राग् शौर्यवृत्तौ प्राग् शास्त्रे प्राग् शर्मे प्राग् समाधिषु ।
प्राग् सत्ये प्राग् षड्दर्शन्यां प्राग् षडङ्ग्यामितो जनः ॥

—આચાર્ય હેમચંદ્ર

(અર્થાત્ શૌર્યવૃત્તિમાં, શાસ્ત્રમાં, શર્મમાં, સમાધિમાં, સત્યમાં, ષડ્દર્શનમાં અને વેદના છ અંગોમાં આ નગરના લોકો અગ્રેસર છે )

નાગરિક જીવન એ સંસ્કૃતિનું ઉદ્ભવસ્થાન છે નગર એ સંસ્કૃતિનું પ્રચારકેન્દ્ર છે આર્યો ભારતમાં આવ્યા ત્યાર પૂર્વે દક્ષિણ પંજાબ અને સિન્ધમાં વસતા દ્રાવિડ નગરવાસીઓ–મોહેંજો ડેરો અને હરપ્પાના વતનીઓ સંસ્કૃતિની ઉચ્ચ કક્ષાએ પહોંચેલા હતા, અને સુગ્રથિત ભારતીય સંસ્કૃતિના ત્યારપછી થયેલા વિકાસમાં એ નગરસંસ્કૃતિઓના વારસાએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હોવાનું હવે લગભગ પુરવાર થયેલું છે ગ્રીક સંસ્કૃતિનો ઉદ્ભવ અને વિકાસ ત્યાંના નાનકડા નગરરાજ્યોમાં થયો હતો પછીના કાળમાં ગ્રીક સંસ્કારિતાનો વારસો રોમ અને કોન્સ્ટન્ટીનોપલ એ યુરોપના બે પ્રધાન નગરોએ યથાશક્ય પચાવ્યો અને પ્રસાર્યો હતો આજે પણ યુરોપીય દેશોના પાટનગરો પોતાની રાષ્ટ્રીય સંસ્કૃતિનાં પ્રતીક છે

ભારતના પ્રાચીન ઇતિહાસમાં પાટલીપુત્ર, મથુરા, તક્ષશિલા, રાજગૃહ, ઉજ્જયિની અને વૈશાલી તથા મધ્યકાલીન ઇતિહાસમાં કનોજ, ધારા, પાટણ અને વિજયનગર જેવા નગરોના વૃત્તાન્તો એ જ સત્ય રજૂ કરે છે ભારતના હૃદયભાગમાં આવેલ વારાણસી નગરી સેંકડો

પણ થયા ધર્મ અને સંસ્કારિતાનો પ્રચાર સમસ્ત આર્યાવર્તમાં કરી રહેલી છે

ગુજરાતના ઇતિહાસનો આ દૃષ્ટિએ વિચાર કરતાં ગુજરાતના કેટલાંક પ્રધાન નગરોનો ઇતિહાસ જ કાલાનુક્રમે નજર સમક્ષ આવે છે પૌરાણિક કાળમાં શ્રીકૃષ્ણની દ્વારિકા અને પછી ગિરિનગર વલભીપુર શ્રીમાલ પાટણ તથા છેવટે અમદાવાદ—એ નગરોના ઇતિહાસમાં ગુજરાતનો રાજકીય તેમજ સાંસ્કૃતિક ઇતિહાસ ઘણું ખરું સમાઈ જાય છે રાજકીય તેમજ સાંસ્કારિક બળોએ પરસ્પર નીપજાવેલા આઘાતપ્રત્યાઘાતો તથા જનસમાજ ઉપર તેમની અસરો પણ આ નગરોના ઇતિહાસમાંથી જણાય છે તેમાં યે શ્રીમાલ પાટણ અને અમદાવાદની તો એક સળંગ પરંપરા છે શ્રીમાલ ભાંગતાં પાટણ વસ્યું, અને પાટણ ભાંગીને અમદાવાદ વસ્યું શ્રીમાલની વસતિ પાટણમાં અને પાટણની અમદાવાદમાં આવી 'પાટણ જોઈને અમદાવાદ વસ્યું' એ ઉક્તિ તો કહેવતરૂપ બનેલી છે પાટણ અને અમદાવાદના કેટલાયે કુલીન કુટુંબોના મૂળ પુરુષ શ્રીમાલના હોવાનું જણાય છે ગુજરાતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ બનેલા શ્રીમાળીઓ અને પોરવાડો શ્રીમાલથી આવેલા છે

પાટણ તથા અમદાવાદ એ બે નગરોએ સાંસ્કૃતિક ઉપરાંત રાજકીય અને આર્થિક દૃષ્ટિએ પણ ગુજરાતના ઇતિહાસમાં પરમ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું છે એ શ્રીમાલથી તેમની વિશેષતા ગુજરાતની ભાવનાઓ આચારવિચારો અને સંસ્કારિતા—ટૂંકામાં તેના સમગ્ર જીવન અને સ્વભાવના ઘડતરમાં પાટણ અને અમદાવાદ એ બે નગરોએ સૌથી મોટો ફાળો આપ્યો છે અને અમદાવાદના ભાગ્યમાં તો ભાવી ગુજરાતના સંસ્કારઘડતરનું પ્રશસ્ય કાર્ય પણ નિર્માયેલું છે પણ સં ૯૯૭ માં મૂળરાજ સોલંકીના ગાદીએ આરોહણ કાળથી માંડી સં ૧૨૨૯ માં કુમારપાળના અવસાન સુધીના લગભગ સવાબસો

વર્ષના ગાળામાં પાટણનો જે સર્વાંગીણ વિકાસ થયો હતો તે અમદાવાદે હજી હવે સાધવાનો છે. રાજકીય દૃષ્ટિએ એ કાળે ગૂજરાતનું સામ્રાજ્ય દક્ષિણે કોંકણથી ઉત્તરે દિલ્હી સુધી, અને પૂર્વે સંભવતઃ ગૌડથી પશ્ચિમે સિંધ સુધી વિસ્તરેલું હતુ. આર્થિક અને વ્યાપારી દૃષ્ટિએ ગૂજરાતનું પાટનગર પાટણ તત્કાલીન ભારતવર્ષનું સમૃદ્ધતમ નગર હતું, અને સૌથી વિશેષ તો, સાંસ્કૃતિક દૃષ્ટિએ પાટણ એ પશ્ચિમ ભારતનું સાચું વિદ્યાપીઠ હતું. પાટણના પતન પછી ગૂજરાતમાં એવા સુવિશાળ 'વિદ્યાકેન્દ્ર'નું સ્થાન હજી પણ અણપુરાયેલું રહ્યું છે.

એક કાળે સરસ્વતી નદીના તીરે લાકખારામ નામે ગામડું આવેલું હતું. પંચાસરના એક ચાવડા ઠાકોરના પુત્ર વનરાજે એ સ્થળે સં. ૮૦૨ માં એક ગામ વસાવીને પોતાના-એક સહાયક અણહિલ ભરવાડના નામ ઉપરથી અણહિલપુર પાટણ એવું નામ તેને આપ્યું અને ત્યાં પોતાની હકૂમત સ્થાપી. બીજા પ્રદેશોમાં લૂંટારા અને ચાંચિયા તરીકે ઓળખાતા ચાવડા રાજાઓની નાનકડી હકૂમતમાંથી ગૂજરાતના સામ્રાજ્યનો અને એ હકૂમતના પ્રધાન ગ્રામમાંથી પાટણ જેવા ઇતિહાસવિખ્યાત નગરનો વિકાસ કેવી રીતે થયો એનો વૃત્તાન્ત જેટલો રસિક તેટલો જ ઉદ્‌બોધક છે.

ઇતિહાસમાં ચાવડાઓનું મહત્ત્વ તત્કાલીન ગૂજરાતની અન્ય નાનકડી હકૂમતોથી વિશેષ નહીં હોય એ નિશ્ચિત છે, કારણ કે પ્રબન્ધો વગેરેમાં ચાવડાઓ વિષે જે થોડીક વિગતો મળે છે તે પણ સંદિગ્ધ અને કેટલીક વાર તો પૂર્વાપરવિરોધી છે. ચાવડા વંશના રાજાઓનાં નામ, તેમનો રાજ્યકાળ અને તેમનો અનુક્રમ એ વિષે પણ કશી ચોક્કસાઈ નથી. કદાચ આજ કારણથી આચાર્ય હેમચન્દ્રે પોતાના 'દ્વયાશ્રય' કાવ્યનો આરંભ છેલ્લા ચાવડા રાજા સામન્તસિંહના ભાણેજ તથા ચૌલુક્ય વંશના પહેલા રાજા મૂળરાજના વૃત્તાન્તથી કર્યો છે. પાટણનો સાચો ઇતિહાસ ત્યારથી જ શરૂ થાય છે, તેમજ ગૂજરાતનુ

વ્યક્તિત્વ પણ એ કાળમાં ઘડાય છે—અરે, આપણા પ્રાન્ત માટે ‘ગૂજરાત’ એ નામ પણ મૂળરાજ સોલંકીના રાજ્યકાળ દરમિયાન પ્રચારમાં આવે છે.

સોરઠના ગ્રહરિપુ, કચ્છના લાખા ફૂલાણી અને લાટના બારપ ઉપર વિજય મેળવી મૂળરાજે સામ્રાજ્યવિસ્તાર કર્યો, ઉત્તરાપથના બ્રાહ્મણોને ગૂજરાતમાં વસાવી ‘જ્ઞાનસંસ્કારની પરબો’ બેસાડી અને શ્રીસ્થળમાં રુદ્રમહાલય બાંધી ગૂજરાતી સ્થાપત્યકળાની એક અમર કૃતિ આપી. મૂળરાજથી ચોથી પેઢીએ થયેલા ભીમ બાણાવળીના રાજ્યકાળમાં સોમનાથનો ભંગ કરનાર મહમૂદ ગઝનવીની સવારી ગૂજરાત ઉપર આવી. અણધાર્યો આવેલા આ વંટોળથી કેટલોક વખત ઉત્પાત મચી રહ્યો, પણ થોડા સમયમાં ગૂજરાતે પોતાનું જીવન પૂર્વવત્ શરૂ કર્યું, અને ભીમદેવના પુત્ર કર્ણના સમયમાં ગૂજરાત અને પાટણની પાછી ઊર્ધ્વગતિ શરૂ થઈ. કર્ણનો પુત્ર જયસિંહ સિદ્ધરાજ (સં. ૧૧૫૦–૯૯) એક પ્રચંડ મહત્ત્વાકાંક્ષી, પરાક્રમી અને વિદ્યારસિક રાજા હતો. માળવાના વિજય પછી તેણે ત્યાંનો સરસ્વતીભંડાર જોયો તે સાથે ગૂજરાતનું જ્ઞાનદારિદ્ય જોયું, અને પોતાની પ્રજાને પણ વિદ્યારસિક બનાવવાની તેને પ્રેરણા થઈ. તેની જ અભ્યર્થનાથી કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચન્દ્રે ગૂજરાતનું પ્રધાન વ્યાકરણ ‘સિદ્ધહેમચન્દ્ર’ રચ્યું, અને પાટણને પોતાની કર્તવ્યભૂમિ બનાવી અનેક શાસ્ત્રોની રચના કરી. આજસુધીના ગૂજરાતે જેની પ્રશસ્તિઓ ગાઈ છે તે સહસ્રલિંગ સરોવર પણ સિદ્ધરાજે બંધાવ્યું હતું થોડાંક વર્ષોથી વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ ત્યાં જે ખોદકામ ચલાવ્યું છે, તે ઉપરથી એ સરોવરની ભવ્યતાનો અને એની રચનામાં પ્રયોજાયેલી અપ્રતિમ સ્થાપત્યકળાનો કંઈક ખ્યાલ આવે છે. શહેરના મધ્યભાગમાં આવેલું, એક હજાર શિવાલયો વડે પરિવૃત્ત આ સરોવર શહેરીઓનું પૂજનસ્થાન, વિદ્યાસ્થાન તેમજ મનોવિનોદસ્થાન હતું. સરોવરના કિનારે રાજ્ય તરફથી સંખ્યાબંધ વિદ્યામઠો બાંધવામાં આવેલા હતા, જેમાં વિદ્યાર્થીઓ

તેમજ અધ્યાપકો માટે ગરાસ-જમીનની તથા અધ્યયનની નિઃશુલ્ક વ્યવસ્થા કરવામાં આવેલી હતી એમાં તર્ક, લક્ષણ (વ્યાકરણશાસ્ત્ર) અને સાહિત્યનો તથા વિવિધ દર્શનશાસ્ત્રોનો અભ્યાસ મુખ્યત્વે કરવામાં આવતો. અનેક ધર્મોના આચાર્યો પાટણ આવતા, તેમની વચ્ચે શાસ્ત્રાર્થો થતા અને ખુદ રાજા પણ એવા શાસ્ત્રાર્થોમાં રસ લેતો સિદ્ધરાજની સભામાં શ્વેતામ્બર આચાર્ય વાદી દેવસૂરિ અને દિગંબર આચાર્ય કુમુદચન્દ્ર વચ્ચે થયેલો વાદ સૌથી પ્રસિદ્ધ છે એમાં છેવટે કુમુદચન્દ્રનો પરાજય થયો, અને કદાચ એ પરાજયને કારણે જ દિગંબરોનું પ્રભુત્વ ગુજરાતમાં તદ્દન ઘટી ગયું. એક સમકાલીન લેખક યશશ્ચન્દ્રે લખેલા 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ' નામે સંસ્કૃત નાટકમાં આ વાદનું વિગતથી વર્ણન કરેલું છે તેમાંથી સિદ્ધરાજની સભા, સભાસદો, તે કાળના જાણીતા વિદ્વાનો અને પાટણની સારસ્વતપરંપરા વિષે ઘણી જાણવા જેવી માહિતી મળે છે તે કાળના પાટણનું આચાર્ય હેમચન્દ્રે યથાર્થ વર્ણન કરેલું છે કે—

अस्ति स्वस्तिकवद् भूमेर्धर्मागार नयास्पदम् ।
पुर श्रिया सदाश्लिष्ट नाम्नाणहिलपाटकम् ॥

(ભૂમિના સ્વસ્તિક સમાન, ધર્મનું ગૃહ અને ન્યાયનું સ્થાન, લક્ષ્મી વડે સદાકાળ આલિંગિત એવું અણહિલવાડ નામનું નગર છે)

સિદ્ધરાજના ઉત્તરાધિકારી કુમારપાળના સમયમાં ગૂર્જર ભૂમિની અને પાટણની ઉન્નતિ પરાકાષ્ઠાએ પહોંચી પોતાના કુલક્રમાગત શૈવધર્મનો ત્યાગ નહીં કરવા છતાં કુમારપાળે હેમચન્દ્ર પાસેથી જૈન ધર્મનું શ્રવણ કરી શ્રાવકના વ્રતોનો સ્વીકાર કર્યો, અને પોતાના રાજ્યમાં અમારિઘોષણા પ્રવર્તાવી આ પૂર્વે પણ છેક વનરાજના સમયથી જ જૈનધર્મની અસર તો પાટણમાં પુષ્કળ હતી વનરાજના આશ્રયદાતા શીલગુણસૂરિ એક ચૈત્યવાસી જૈન સાધુ હતા પાટણના રાજ્યતંત્રમાં

પણ જૈન વણિકોનું ઠીક ઠીક પ્રાધાન્ય હતું. હેમચન્દ્ર જેવા જૈન આચાર્યનું સિદ્ધરાજ અને કુમારપાલ એ બે સૌથી વિક્રમશાળી રાજાઓ ઉપર સારું પ્રભુત્વ હતું. તત્કાલીન સમાજમાં જૈનધર્મનાં બીજાં બળો પણ કામ કરતાં હતાં. ગૂજરાતની પ્રજાની ભાવનાને અને આચારને અહિંસાપ્રધાન બનાવવામાં આ ઐતિહાસિક કારણોનો ઘણો મોટો ફાળો છે.

પરાકાષ્ઠા પછી પતન એ ન્યાયે કુમારપાલના ઉત્તરાધિકારી અજયપાલના સમયથી પાટણની પડતીનો પ્રારંભ થયો. અજયપાલની પછી ગાદીએ આવનાર ભીમદેવ બીજાના સમયમાં પાટણના સામ્રાજ્યના પાયા ડોલી ગયા હતા, અને જયન્તસિંહ નામે કોઈ સામંત થોડા સમય માટે ભીમદેવને હાંકી કાઢી રાજ્યનો માલિક થઈ બેઠો હતો. ભીમદેવના ડગમગતા સિંહાસનને ધોળકાના રાણા વાઘેલા લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલે પાછું સ્થિર કર્યું, અને વીરધવલના મંત્રીઓ વસ્તુપાલ–તેજપાલના નેતૃત્વ નીચે પાટણ અને ગૂજરાતના જીવનમાં થોડો સમય પાછું નવચેતન આવી ગયું. સિદ્ધરાજ અને કુમારપાલના સમયમાં ચાલતી હતી તેવી સાંસ્કારિક પ્રવૃત્તિઓ વસ્તુપાલ–તેજપાલના આશ્રય નીચે ફરી પાછી શરૂ થઈ.

કર્ણ સોલંકીના સમયથી માંડી વીરધવલના પુત્ર વીસલદેવના અવસાન સુધીનો કાળ–વિક્રમની બારમી અને તેરમી શતાબ્દી તથા ચૌદમી શતાબ્દીનો પ્રથમ પાદ–એ ગૂજરાતનાં સંસ્કૃત સાહિત્યનો મધ્યાહ્નકાળ છે. સંસ્કૃત વિદ્યાનું કેન્દ્રસ્થાન પાટણ હતું અને ગૂજરાતનું શ્રેષ્ઠ સંસ્કૃત સાહિત્ય પાટણમાં જ લખાયેલું છે. હેમચન્દ્ર અને તેમના શિષ્યમંડળ ઉપરાંત સંખ્યાબંધ જૈન આગમગ્રન્થો ઉપર પ્રમાણભૂત ટીકાઓ રચનાર આચાર્યો અભયદેવસૂરિ અને મલયગિરિ, આગળ જેનો ઉલ્લેખ કર્યો છે તે 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ'ના કર્તા યશશ્ચન્દ્ર, 'કુમારપાલપ્રતિબોધ' અને 'શતાર્થીકાવ્ય'ના કર્તા સોમપ્રભાચાર્ય,

જેણે એક દિવસમા આખો પ્રબન્ધ રચ્યો હતો તથા સિદ્ધરાજે જેને પોતાના બન્ધુ તરીકે સ્વીકાર્યો હતો' ('एकाहनिष्पन्नमहाप्रबन्ध श्रीसिद्धराजप्रतिपन्नबन्धु । श्रीपालनामा कविचक्रवर्ती ) તે પ્રજ્ઞાચક્ષુ રાજકવિ શ્રીપાલ, શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ તથા પૌત્ર વિજયપાલ, 'ધારાધ્વંસ'નો કર્તા ગણપતિ વ્યાસ, 'વાગ્ભટાલંકાર'નો કર્તા વાગ્ભટ, 'કીર્તિકૌમુદી' ઇત્યાદિનો કર્તા સોમેશ્વર, 'દૂતાંગદ'નો કર્તા સુભટ, તથા હરિહર, નાનાક પંડિત, અરિસિંહ, અમરચન્દ્ર વગેરે તો પાટણમા થઈ ગયેલા સેંકડો સંસ્કૃત ગ્રન્થકારો પૈકી માત્ર થોડા જ નામો છે વસ્તુપાલ પોતે પણ એક ઉચ્ચ કોટિનો કવિ હતો તેણે 'નરનારાયણાનંદ' નામે એક મહાકાવ્ય રચ્યુ છે અને તેની પદ્યરચનાઓ અનેક સંસ્કૃત સુભાષિતસંગ્રહોમા સચવાયેલી છે ઉપર્યુક્ત લેખકોમાના કેટલાયે વણિકો હતા એ વસ્તુ વળી સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમા ખાસ નોંધ માગી લે એવી છે

એ કાળનુ પાટણ તત્કાલીન ભારતવર્ષનુ સમૃદ્ધતમ નગર હતુ એમા શંકા નથી પ્રબન્ધો અને સમકાલીન કાવ્યોના વર્ણનોને અતિશયોક્ત ગણીએ તો પણ સમગ્ર મધ્યકાલીન સાહિત્યમા પાટણ વિષેની જે ભાવનાઓ સ્ફુરાયમાણ થાય છે એ જોતા એ નગરની જનસંકીર્ણતા, વ્યાપારઉદ્યોગ, સમૃદ્ધિ અને સંસ્કાર વિષે નાઈ શંકા રહેતી નથી પરદેશી મુસાફરોના વર્ણનો પણ એ હકીકતની સાખ પૂરે છે મૌર્યયુગની જેમ એ કાળમા વસતિગણતરીની પ્રથા ન હોતી, એટલે પાટણને સ્થળેસ્થળે કેવળ 'નરસમુદ્ર' તરીકે વર્ણવેલુ છે પાટણની અમાપ જનસંખ્યા અને પટણી ધનપતિઓના અઢળક વૈભવને લગતી અનેક કિંવદન્તીઓ પણ પ્રચલિત છે, જે અક્ષરશ સત્ય ન માનીએ તો પણ વાસ્તવ પરિસ્થિતિ ઉપર કેટલેક અંશે પ્રકાશ પાડનારી તો છે જ.

સ ૧૩૬૦ મા પાટણના છેલ્લા વાઘેલા રાજા કર્ણનો અલાઉદ્દીન ખિલજીના સેનાપતિ અલફખાનના હાથે પરાજય થયો અને મુસ્લિમ

સત્તાનો પ્રારંભિક દોર ગુજરાતમાં ગાઢ નહોતો પાટણ એ ગુજરાતમાં ઇસ્લામી સત્તાનું કેન્દ્ર બન્યું વિદ્યા અને કલાને રાજ્યાશ્રય મળતો અટકયો જૈનોના ઉપાશ્રયો અને બ્રાહ્મણ વિદ્વાનોના નિવાસસ્થાનો સિવાય અન્યત્ર શાસ્ત્રોદ્યોત મળવાનો લગભગ બંધ થયો વિધર્મી શાસકોના પ્રનય ર ઝનૂનને કારણે પ્રજાજીવનમાં પડેલા તાણ જાણે કે એક પ્રકારની ઓટ આવી. પણ આક્રમણની પ્રારંભિક જોર શમન કર્યો બાદ સ્થિતિસ્થાપક પ્રજામાનસ પાછું મૂળ દશામાં આવ્યું અને— કંઇક સંતુલિત અને કેટલેક અંશે ભગ્નગૌરવ અવસ્થામાં— પૂર્વવત્ જીવન શરૂ થયું પ્રજાજીવનને લાગેલો આક્રમણનો ઘા રૂઝવવામાં પાટણના મહાજનોએ સારો ભાગ ભજવ્યો હતો અલાઉદ્દીનના ગુજરાત-વિજય પછી અગિયાર વર્ષે સં ૧૩૭૧માં પાટણના સંઘવી સમરસિંહે અલાઉદ્દીનની અનુમતિ લઇને મુસ્લિમો દ્વારા ખંડિત થયેલા શત્રુંજય ઉપરના જૈન મંદિરોનો—'સમરારાસ'ના શબ્દોમાં કહીએ તો 'હિન્દુઓની રક્ષા'નો—સમુદ્ધાર કર્યો હતો સમરસિંહ તથા તેના ભાઇ સાલિગે પોતાની અસાધારણ રાજકીય લાગવગ દ્વારા ગુજરાતના સેંકડો દેવાલયોને મુસ્લિમોના હાથે થતા સર્વનાશમાંથી ઉગારી લીધા હતા અથવા તેમનો પુનરુદ્ધાર કર્યો હતો તથા સેંકડો પ્રજાજનોને કેદખાનામાંથી મુક્તિ અપાવી હતી

મુસ્લિમ રાજ્યઅમલના આરંભ બાદ ગુજરાતના જીવનમાં પાટણનું પૂર્વવત્ સર્વાંગીણ મહત્ત્વનું સ્થાન તો ન જ રહ્યું ઇસવી સનની પંદરમી શતાબ્દીના પ્રારંભમાં અહમદશાહે અમદાવાદ વસાવતા રાજકીય કેન્દ્ર પણ પાટણથી ખસી અમદાવાદ ગયું અને પ્રાચીન પાટનગર પાટણ એક રીતે પશ્ચાદ્ભૂમાં સમાઇ ગયું જો કે જૈનોનું એ એક કેન્દ્રસ્થાન હોઇને જૈનોના ધાર્મિક ઇતિહાસમાં પાટણનું એ અતિ મહત્ત્વનું સ્થાન મનાયું છે જૈન આચાર્યોની એ જન્મભૂમિ બનેલું હોઇ પાટણના સ્થાનિક ઇતિહાસને લગતી અને વિસ્તીર્ણ હકીકતો આપણને જૈન પટ્ટાવલીઓ અને ઐતિહાસિક રાસાઓમાંથી મળે છે અને ભિન્ન

મંદિરોથી સંકીર્ણ હોઇ જૈનો એને આજ સુધી તીર્થસ્થાન ગણે છે. કદાચ એ વસ્તુને જ અનુલક્ષીને સત્તરમા શતકમાં રચાયેલા 'હીર-સૌભાગ્ય' કાવ્યના કર્તા દેવવિમલગણિ કહે છે:—

> श्रीस्तम्भतीर्थं पुटभेदनं च यत्रोभयत्र स्फुरत: पुरे द्वे ।
> अहम्मदावादपुराननाया: किं कुण्डले गूर्जरदेशलक्ष्म्या: ॥

(અર્થાત્ અમદાવાદ જેનું મુખ છે એવી ગૂર્જરદેશની લક્ષ્મીનાં ખંભાત અને પાટણ એ જાણે કે બન્ને બાજુ સ્ફુરાયમાણ થતાં કુંડળો છે.)

'કાદંબરી'નો ગુજરાતી પદ્યાનુવાદ કરવાનું દુઃસાહસ સફળ રીતે ખેડનાર સુપ્રસિદ્ધ કવિ ભાલણ તથા તેના પુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસ સોળમા શતકમાં પાટણમાં થઇ ગયા. અઢારમા શતકના પૂર્વાર્ધમાં અનેક ભક્તિરસપૂર્ણ આખ્યાનો રચનાર વૈષ્ણવ કવિ વિશ્વનાથ જાની અને એ જ શતકના ઉત્તરાર્ધમાં 'ફતુહાતે આલમગીરી' (આલમગીરના વિજયો) નામનો સુપ્રસિદ્ધ ફારસી ઇતિહાસગ્રન્થ લખનાર તથા દુર્ગાદાસ રાઠોડ અને ઔરંગઝેબ વચ્ચે સુલેહ કરાવનાર ઈશ્વરદાસ નાગર પાટણના હતા. જૈન કવિઓની વિપુલ સાહિત્યપ્રવૃત્તિ પણ ચાલુ જ હતી. પણ પૂર્વકાલીન ગૌરવનો લોપ થતાં સાહિત્યરચનામાં યે ઉત્સાહ અને આત્મભાનની માત્ર ઓછી જ જણાય છે.

શ્રી. મુનશી, શ્રી. ચુનીલાલ શાહ અથવા શ્રી. ધૂમકેતુની નવલકથાઓ વાંચીને કોઇ આજે પાટણ જોવા આવે તો જરૂર નિરાશ થાય. પ્રાચીન પાટણનાં અવશેષોમાં આજે રાજગઢીના કોટનો થોડોક ભાગ, 'રાણીનો મહેલ' નામથી ઓળખાતો ટેકરો તથા ભીમદેવ પહેલાની રાણી ઉદયમતીએ બંધાવેલી 'રાણીવાવના હાડ' સિવાય બીજું કંઇ ખાસ બાકી રહ્યું નથી. સહસ્રલિંગ સરોવરનો એક પણ પથ્થર તે જગાએ ખોદકામ થયું તે પૂર્વે દેખાતો નહોતો. મહેસાણા-

કાંકરોલી રેલવે સરોવરની લગભગ મધ્યમાં થઇને જાય છે. સરસ્વતી નદીના પટમાં આવેલ શેખ ફરીદની દરગાહ તથા નદીને સામે કાંઠે આવેલી બાવા હાજીની દરગાહ કોઈ જૂના, હિંદુ કે જૈન મંદિરનું સ્વરૂપાન્તર હોય એમ જણાય છે. કનસડા દરવાજા બહાર આવેલી પીર મુખ્તમશાહની દરગાહ એ મૂળ હેમચન્દ્રાચાર્યનો ઉપાશ્રય હતો એમ કહેવાય છે. મુસ્લિમકાળનાં બીજાં સુંદર બાંધકામોમાં શેખ ભેખની વિશાળ મસ્જિદ, શહેરના મધ્યમાં આવેલી ગુમડા મસ્જિદ અને અકબરના સૂબા ખાન અઝીઝ કોકાએ બાંધેલું ખાનસરોવર એ ખાસ ધ્યાન ખેંચે છે. અકબરના રાજ્યકાળમાં સં. ૧૬૫૨માં બંધાયેલું વાડીપાર્શ્વનાથનું જૈન મંદિર, તેમાંના અદ્ભુત કોતરણીવાળા લાકડકામને લીધે, પાટણના પ્રત્યેક પ્રવાસીને દર્શન માટે આકર્ષે છે. વનરાજ ચાવડાએ બંધાવેલું પંચાસરા પાર્શ્વનાથનું મંદિર અનેક જીર્ણોદ્ધાર થતાં થતાં આજ સુધી ટકી રહ્યું છે, અને આજે વળી તેનો એક નવીન જીર્ણોદ્ધાર થઈ રહ્યો છે. જો કે એ મંદિર વનરાજે હાલના સ્થાન ઉપર બાંધ્યું હશે કે જૂના પાટણમાંથી મૂર્તિ લાવીને હાલના સ્થળે તેની પુનઃપ્રતિષ્ઠા કરવામાં આવી હશે–એ એક પ્રશ્ન છે.

પરન્તુ પાટણના મહારાજાઓ અને ધનિકોએ બાંધેલાં અનેક મહાલયો અને મંદિરોનો આજે ક્યાંયે પત્તો નથી. વનરાજનાં કંટેશ્વરીપ્રાસાદ, અણહિલેશ્વરનિકેતન અને ધવલગૃહ, યોગરાજનું યોગીશ્વરીનું મંદિર, ભૂયડનો ભૂયડેશ્વરપ્રાસાદ, મૂળરાજનાં મૂલરાજવસહિકા અને ત્રિમૂર્તિપ્રાસાદ, ચામુંડનાં ચંદનનાથનાં અને ચાચિણેશ્વરનાં મંદિર, દુર્લભરાજનાં રાજમદનશંકર, દુર્લભસરોવર અને વીરપ્રાસાદ, ભીમદેવનો ત્રિપુરુષપ્રાસાદ, ભીમેશ્વરનું અને ભીરુઆણીનું મંદિર, કર્ણદેવનો કર્ણમેરુપ્રાસાદ, સિદ્ધરાજનો કીર્તિસ્તંભ અને સહસ્રલિંગના તીરે બાંધેલા અનેક સત્રાગારો અને વિદ્યામઠો, હેમચન્દ્રના શિષ્ય રામચન્દ્રે પોતાના 'કુમારવિહારશતક'માં અમર બનાવેલો કુમારપાલનો કુમાર-

વિહાર અને બીજાં અનેક મંદિરોનો કે સિદ્ધરાજના અને વસ્તુપાલ–તેજપાલ જેવા કોટ્યાધીશોના મહેલોનો ક્યાંય પત્તો પણ નથી. સિદ્ધરાજના કીર્તિસ્થંભ ઉપરની 'સહસ્રલિંગસરોવરપ્રશસ્તિ'નો માત્ર એક નાનો ટુકડો પાટણમાં વીજળકૂવાના મહાદેવના મન્દિરની ભીંતમાં ચણાયેલો મળ્યો છે. વસ્તુપાલના પૂર્વજોનું નામ કોતરેલા બે આરસના થાંભલાઓ પાટણમાં કાલિકા માતાના મંદિરના બાંધકામમા છે તથા વસ્તુપાલનાં સત્કૃત્યોની પ્રશસ્તિરૂપે ઉદયપ્રભસૂરિએ લખેલ 'સુકૃતકીર્તિકલ્લોલિની' કાવ્યમાંનો એક શ્લોક કોતરેલી કુંભી ડૉ. પંડ્યા અભ્યાસગૃહના સંગ્રહાલયમાં છે; તે થાંભલા અને કુંભી તેમનાં ગૃહોનાં મકાનોનાં જ અવશેષો હોવાં જોઈએ. આબુ ઉપર અદ્ભુત કલામય મંદિરો બાંધનાર વિમળ કે વસ્તુપાલનાં પોતાનાં મહાલયો કંઈ સાધારણ કોટિનાં નહીં જ હોય.

પણ સદીઓ સુધી પાટણનો પથ્થરની ખાણ તરીકે ઉપયોગ થયો હોય ત્યાં બાકી શું રહે? 'મિરાતે અહેમદી'નો કર્તા લખે છે કે અમદાવાદ તથા બીજાં સ્થળોએ બધા જ પથ્થર પાટણમાંથી લાવવામાં આવ્યા હતા. નવા પાટણનો કોટ, કાળકામાતાનું વિશાળ મંદિર અને વિક્રમના ઓગણીસમા સૈકાની બારોટની વાવ જૂના પાટણના પથ્થરોથી બંધાયેલ છે. કોટમાં પણ કોતરણીવાળી શિલાઓ અને કલામય મૂર્તિઓ અવળીસવળી ચણી લીધેલી છે એ એક ગ્લાનિકારક દૃશ્ય છે. પાટણમાં બહારનો પથ્થર માત્ર ચાલીસેક વર્ષથી જ આવવો શરૂ થયો. એટલે એનાં મકાનોમાં પણ મોટે ભાગે જૂનો પથ્થર વપરાયો છે. આ પુરાતન અવશેષોના પથ્થર કાઢી જવા માટે દર વર્ષે ઇજારો આપવામાં આવતો, અને ઇજારાપદ્ધતિ બંધ થયા પછી પણ પથ્થરો કાઢી જવાનું તો ચાલુ જ રહ્યું હતું. 'મિરાતે અહેમદી'ના કર્તાએ પાટણની આજુબાજુ માઈલો સુધી પથ્થરોના ઢગલા જોયેલા, એમાંનું પણ આજે કંઈ નથી. માત્ર સવાસો વર્ષ ઉપર કર્નલ ટોડે ભવ્ય તોરણ અને નકશીકામવાળા દરવાજા જોયા હતા

તે હાલ નથી, એટલું જ નહીં પણ આ અવશેષો ક્યે સ્થળે હતાં તેની યે કોઇને માહિતી નથી! રાણીની વાવમાં કૂવાને સામે છેડે પથ્થરના સ્તંભો હોવાનું બર્જેસે લખ્યું છે, તે પણ હાલ નથી. પાટણ એક રેતાળ પ્રદેશમાં આવેલું છે અને તેની આસપાસ ક્યાં ય પથ્થરની ખાણ નથી, છતાં જે કાળે ગાડાં સિવાય ભારવહનનાં બીજાં કોઇ સાધન નહોતાં ત્યારે પથ્થરોનો આ લગભગ અખૂટ જથ્થો અહીં ખેંચી લાવવા માટે જે ધર્મશ્રદ્ધાએ પ્રેરણા આપી હશે અને એની પાછળ જે પ્રચંડ પ્રયત્ન ચાલુ રહ્યો હશે તેની તો કલ્પના જ કરવાની રહે છે.

પાટણના ગત ગૌરવનો એક માત્ર અભગ્ન અવશેષ તે એના હસ્તલિખિત ગ્રન્થભંડારો છે. આ ગ્રન્થભંડારોની પરંપરા તો ઠેઠ વલભીપુર અને શ્રીમાલથી ચાલી આવે છે. માળવાની સારસ્વત-સમૃદ્ધિ ઉપરથી પ્રેરણા લઇ સિદ્ધરાજ અને કુમારપાલે રાજકીય ગ્રન્થભંડારો સ્થાપ્યા હતા અને વસ્તુપાલે પણ કરોડો રૂપિયાને ખર્ચે ગ્રન્થાલયો સ્થાપ્યાં હોવાની હકીકત મળે છે. વસ્તુપાલના હસ્તાક્ષરોમાં લખાયેલી ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' કાવ્યની એકમાત્ર તાડપત્રની પ્રત (જે હાલ ખંભાતમાં છે) સિવાય એ ભંડારોમાંનું કોઇ પુસ્તક હાથમાં મળતું નથી, છતાં વિક્રમની બારમી શતાબ્દીથી માંડી ઓગણીસમી શતાબ્દી સુધી લખાયેલાં અનેક વિષયોનાં અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગૂજરાતી ઇત્યાદિ ભાષાઓનાં હજારો પુસ્તકો પાટણમાં છે. સૈકાઓ વર્ષોની વિદ્વત્પરંપરાની સંચિત કમાણી એમાં ભરી છે.*

પણ આવા ગ્રન્થભંડારો પાટણમાં છે એની ખબર પણ પાટણના નાગરિકો પૈકી ઘણા ઓછાને છે. તર્ક, લક્ષણ અને સાહિત્યરૂપી

* આ સંબંધી વિશેષ માટે જુઓ આ સંગ્રહમાનો 'પાટણના ભંડારો' એ લેખ.

'વિદ્યાત્રયી'ના પારગામી શ્રીપાલ અને વિજયપાલ, વાગ્ભટ અને વસ્તુપાલ, યશઃપાલ અને અરિસિંહ, સોમેશ્વર અને ગણપતિ વ્યાસની પરંપરા પાટણમાંથી લુપ્ત થઇ ગઇ છે. ગૂર્જરેશ્વરના અશ્વોને સિંધુનાં પાણી પાનાર દંડનાયક વિમલ કે પાટણના કંપાયમાન સિંહાસનને દૃઢ કરી ગૂજરાતના સંસ્કૃતિદીપકને ફરી એક વાર સ્થિરજ્યોત બનાવનાર વસ્તુપાલના વંશજો ક્યાંય શોધ્યા જડતા નથી. પાટણના અને ગૂજરાતના વ્યક્તિત્વના ઘડતરમાં અદના હિસ્સો આપનાર મહામાત્યો, મંત્રીઓ, સેનાપતિઓ અને સાંધિવિગ્રહકો—મુંજાલ અને શાન્તુ, આશુક અને સજ્જન, ઉદયન અને સોમ, આંબડ અને કપર્દી, ચંડશર્મા અને દામોદર, દાદાક અને મહાદેવ, ગાંગિલ અને યશોધવલ તથા બીજા કેટલાયે કેવળ કીર્તિશેષ બન્યા છે. પાટણના જૈનો, બ્રાહ્મણો અને નાગરોને આ નામો પૈકી કોઇ યાદ પણ છે કે કેમ તે કોણ જાણે! આજે પણ પાટણ ગૂજરાતનાં ધનિક શહેરો પૈકી એક છે, પરન્તુ એ ધનને કારણે પણ તેનો માનભંગ થાય છે, કારણ કે એના ધનિકો ખેવા જ પરદેશ સેવે છે અને માત્ર વારતહેવારે વતનમાં આવીને પોતાના ધનનું પ્રદર્શન કરી જાય છે. એક વાર 'નરસમુદ્ર' તરીકે વિખ્યાત થયેલા નગરનાં સેંકડો મકાનોનાં બારણાં સદાકાળ બંધ જોવાં એ પણ એક ઉદ્વેગજનક દૃશ્ય છે.

છતાં એ પણ એક સત્ય છે કે ભૂતકાળમાં શૌર્ય સાથે અહિંસાના, ઐશ્વર્ય સાથે સંયમના, વૈભવ સાથે વિદ્યાવ્યાસંગના અને વાણિજ્ય સાથે સરસ્વતીસેવાના આદર્શો ચરિતાર્થ કરીને પાટણે કૃતકૃત્યતા સાધી છે. પોતાના ગૌરવકાળમાં ગૂજરાતનું ગુરુપદ લઇને પાટણે એનું અસ્તિત્વ સાર્થક કર્યું છે. ઇતિહાસના રંગમંચ ઉપર પોતાની કર્તવ્યભૂમિકા પૂરી કરીને પાટણે વાનપ્રસ્થ લીધું છે. આ જગતમાં કશું જ સ્થિર-સ્થાવર નથી. અસ્તોદયનું ચક્ર નિરંતર ચાલ્યાં

તથા ધનાઢ્યોની દાનશૂરતા અને વિદ્યાપ્રિયતાનો લાભ ત્યાંના જ્ઞાનભંડારોને મળ્યો હતો. પરિણામે, પુસ્તકોની સંખ્યા, પ્રાચીનતા તેમજ મહત્તાની બાબતમાં પાટણના ભંડારો હિંદના સર્વ જ્ઞાનભંડારોમાં ઊંચું સ્થાન લઈ શકે. ડૉ. પિટર્સન એ બાબતમાં લખે છે કે, 'પાટણ જેવું હિંદભરમાં એક પણ બીજું શહેર મેં જોયું નથી તેમજ તેના જેવાં આખા જગતમાં માત્ર જૂજ શહેરો છે કે જે આટલી બધી અને પ્રાચીનતાવાળી હસ્તલિખિત પ્રતોના સમૂહની માલિકીનું અભિમાન ધરાવી શકે. આ પ્રતો તો યુરોપની કોઈ પણ વિદ્યાપીઠના પુસ્તકાલયો મગરૂરી લના બાન અને અદેખાઈ આવે એવી રીતે સાચવી રાખેલો ખજાનો થઈ શકે તેમ છે." વિક્રમના બારમા સૈકાથી સાડી વીસમા સૈકાના આરંભ સુધીના ૧૪૦૦૦ કરતાં વધારે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી હસ્તલિખિત ગ્રંથો તેમાં છે, એ જાણ્યા પછી આ ઉદ્ગારોમાં અતિશયોક્તિ જેવું નથી લાગતું.

ગુજરાતમાં જ્ઞાનભંડારોની સ્થાપના પહેલ પ્રથમ ક્યારે થઈ હશે એ ચોક્કસ કહી શકાય એવું નથી. વિક્રમ સંવત ૫૧૦માં વલભીપુરમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપદ નીચે જૈન શ્રુત લેખારૂઢ થયું તે જ્ઞાનભંડારોમાં સંઘરાયું હશે અને વલભીકાળના ગુજરાતમાં બૌદ્ધો, જૈનો તેમજ બ્રાહ્મણોની સાહિત્યપ્રવૃત્તિ સારા પ્રમાણમાં ચાલતી હતી એટલે કોઈ પ્રકારના પુસ્તકાલયોનું અસ્તિત્વ ત્યાં હોવું જ જોઈએ. પરંતુ સિદ્ધરાજ અને કુમારપાળના કાળ પહેલાંના ગુજરાતના જ્ઞાનભંડારો સંબંધમાં કોઈ વિશ્વાસપાત્ર માહિતી મળી આવતી નથી.

ગુજરાત અને માળવાના રાજ્યો વચ્ચેની રાજકીય સ્પર્ધામાંથી સાંસ્કૃતિક સ્પર્ધા જન્મી. સિદ્ધરાજની વિનંતીથી હેમચંદ્રે ગુજરાતનું પ્રધાન વ્યાકરણ રચ્યું અને ગુજરાતની સાહિત્યપ્રવૃત્તિનો મધ્યાહ્નકાળ શરૂ

થયો. વિજેતા સિદ્ધરાજે માળવાનાં સરસ્વતીભવનો જોયાં, સાથે ગૂજરાતનું જ્ઞાનદારિદ્ય પણ જોયું. ત્રણસો લહિયાઓ પાસે સતત ત્રણ વર્ષ સુધી લેખનકાર્ય કરાવીને તેણે રાજકીય પુસ્તકાલયો સ્થાપ્યાં અને હેમચન્દ્રના વ્યાકરણની સેંકડો પ્રતો લખાવી પરદેશનાં પુસ્તકાલયોમાં ભેટ મોકલી. સિદ્ધરાજ પછી કુમારપાળે પણ એકવીસ જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા અને રાજકીય પુસ્તકાલય માટે જૈન આગમ ગ્રંથો લખાવ્યા હતા. ધોળકાના રાજા વીરધવલના સુપ્રસિદ્ધ જૈન મંત્રી વસ્તુપાળે કરોડો રૂપિયાના ખર્ચે ત્રણ જ્ઞાનભંડારો સ્થાપ્યાની હકીકત પ્રાચીન ગ્રંથોમાંથી મળી રહે છે. પરંતુ અફસોસની વાત છે કે આ પ્રાચીન પુસ્તકાલયોમાંની એક જ પોથી આજ સુધીમાં મળી છે.* .

આના મોટા પ્રયત્નો બાદ કરીએ તોપણ અનેક ધનિકો તેમજ સામાન્ય માણસોએ આંતરિક ઉલ્લાસથી કે કોઈ પરલોકવાસી સ્વજનના શ્રેય અર્થે, વ્રતના ઉદ્યાપન નિમિત્તે કે કેવળ સાહિત્યરુચિથી, સેંકડોથી માંડી માત્ર એક-બે સંખ્યામાં ગ્રંથો લખાવ્યાના અને અધ્યયન માટે દાન આપ્યાના ઉલ્લેખો મળે છે. જ્ઞાનભંડારોની સાહિત્યસમૃદ્ધિ વધારવામાં આવી અલ્પસંપન્ન વ્યક્તિઓનો પણ કંઈ જેવોતેવો હિસ્સો નહિ હોય.

પાટણના ગ્રંથભંડારો પણ આવી ધર્મપ્રેમી વ્યક્તિઓના દાનને પરિણામે વિકાસ પામ્યા હશે, એમ માનવું યોગ્ય છે. પરંતુ ભંડારો જે રાજકીય ચક્રમાંથી પસાર થયા છે તે ધ્યાનમાં લેતાં એ સ્થાપનારાઓ

---

* આ પોથી તે ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' કાવ્યની તાડપત્ર ઉપર લખાયેલી પ્રત. એને અંતે श्रीवस्तुपालेन अलेखि એવો ઉલ્લેખ છે. 'વસ્તુપાલે લખી' અથવા 'વસ્તુપાલે લખાવી' એવા તેના બે અર્થ થઈ શકે. ગમે તેમ, પણ તેને વસ્તુપાલના જ્ઞાનભંડારની માનવામાં વાંધો નથી. પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી હાલ એ કાવ્યનું સંપાદન કરી રહ્યા છે.

કરે છે ચડતી પછી પડતી, અને પડતી પછી ચડતી એ પ્રકૃતિનો સનાતન નિયમ છે ઇતિહાસનાં આરંભથી માંડી અનેક નગરો અને મહાસામ્રાજ્યો ઊગીને આથમી ગયાં છે પાટણ પણ એ સનાતન નિયમને આધીન બન્યું હોય તો એમાં શો શા માટે? છતાં પણ પાટણના ખંડેરોમાં પરિભ્રમણ કરતાં કંઈક ભૂમિપ્રેમ અને દેશપ્રેમને કારણે નરસિંહરાવની જેમ સહજ ભાવે બોલાઈ જવાય છે કે—

'પાટણ' પુરી પુરાણી' હાનિ તુજ હાનિ જ હાહા!'

---

# પાટણના ગ્રંથભંડારો

ગુજરાતના એક જાણીતા વિદ્વાને થોડાક વર્ષ પર લખ્યું હતું કે, 'ગુજરાતની લક્ષ્મીની ઉપાસના તો આજે પણ સુપ્રસિદ્ધ છે; પણ ગુજરાતીઓના પૂર્વજોએ કરેલી લક્ષ્મી તેમજ સરસ્વતી બંનેની ઉપાસના જોવી હોય તો જાઓ પાટણ; જુઓ ત્યાંના જ્ઞાનભંડારો.'

જ્યારે આ વાક્ય લખાયુ ત્યારે એ પ્રત્યે જાણકારો સિવાય બીજાઓનું નહિ જેવું જ ધ્યાન ખેંચાયુ હશે, પરંતુ બે વરસ પર પાટણ મુકામે શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદ નીચે 'હૈમસારસ્વત સત્ર' ઉજવાયુ ત્યારથી ત્યાંના જ્ઞાનભંડારોમાં રહેલા સાહિત્યધન પ્રત્યે ગુજરાતની સામાન્ય સાહિત્યરસિક જનતાનું પણ ધ્યાન ગયું છે. છતાં, એ જ્ઞાનભંડારોનો ઇતિહાસ શો છે, તેમનું મહત્ત્વ શું છે અને તેમાં કયા પ્રકારના ગ્રંથો રહેલા છે એનો સ્પષ્ટ ખ્યાલ ઘણા ઓછાને હશે એવો કંઈક ખ્યાલ આ લેખ દ્વારા આપવાનો પ્રયાસ કર્યો છે.

જ્ઞાનભંડારો એટલે પ્રાચીન પુસ્તકાલયો: તાડપત્ર, કાપડ અને કાગળ ઉપર લખાયેલા વિવિધ વિષયોને લગતા હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહો. જાહેર માલિકીનાં આવાં પુસ્તકાલયો રાખવાની પ્રથા જૈન સમાજમાં વિશેષ અંશે હતી. ગુજરાતમાં જે જે ગામોમાં જૈનોની વસતિ સારા પ્રમાણમાં છે, ત્યા ઓછામા ઓછો આવો એક જ્ઞાન-ભંડાર તો હોવાનો જ. પરંતુ પાટણના ભંડારોનું સ્થાન આ સર્વમાં વિશિષ્ટ છે. પાટણ એ મધ્યકાલીન ગુજરાતનું જેમ રાજકીય તેમ વિદ્યાવિષયક પણ પાટનગર હતું, અને અનેક રાજાઓ, મંત્રીઓ

કરતા યે તેનુ રક્ષણ કરનારાઓનો આપણે વધારે આભાર માનવો જોઈએ શ્રદ્ધાથી કે અંધશ્રદ્ધાથી કહો, પુસ્તકોને જ્ઞાનદેવતા માની તેમનુ એ લોકોએ વ્યવસ્થિત સંગોપન કર્યું, રાજકીય અંધાધૂંધીના કાળમા પણ બીજી બધી માનમિલ્કતને પડતી મૂકી ભંડારોમાના ગ્રંથોને જેસલમેર કે ખંભાત જેવા સુરક્ષિત સ્થાનોએ ખસેડવામા આવ્યા અને શાન્તિના કાળમા પણ, જો કે યથાવત્ બના ચોક્કસ સંભાળ રાખીને વિદ્વાન ચોરોના હસ્તે થતી લૂંટ ઘણે અંશે અટકાવી એ માટે આજની પ્રજા તેમની ખરેખર ઋણી રહેશે

અને આ ભંડારોમા માત્ર જૈન ગ્રંથો જ રહેતા એમ નહોતુ જૈનોનુ પ્રારંભિક સાહિત્ય તો બધુ પ્રાકૃતમા હતુ જૈનોના સંસ્કૃત સાહિત્યની ખીલવણી તો મુકાબલે મોડી થઈ ગણાય જે કાળે જૈનોએ સંસ્કૃતમા લખવાનો આરંભ કર્યો તે કાળે ભારતીય વિદ્યાની અનેક શાખાઓમા બ્રાહ્મણો તેમજ બૌદ્ધોએ ખૂબ પ્રગતિ સાધી લીધી હતી જૈનોને પણ તેમની સાથે સાહિત્યવિવાદ સ્પર્ધામા ઊતરવાનુ હતુ તથા તેમના દર્શનોનુ ખંડન કરી જૈન દર્શનનુ મંડન કરવાનુ હતુ અને એ માટે અનેકદેશીય વિદ્વત્તા તેમણે સંપાદન કરવાની હતી એટલે જૈન ભંડારોના જૈન ગ્રંથો ઉપરાંત બીજા ધર્મોના પણ પ્રત્યેક વિષયના ગ્રંથો રાખવામા આવતા પરિણામે આજે જૈન ભંડારોમાથી જૈનેતરોના પણ નિગમ અને દર્શનની ગ્રંથો પ્રાપ્ત થાય છે એમા યે પાટણ તો જૈનોની સંસ્કૃત સાહિત્યપ્રવૃત્તિનુ સૌથી મોટુ કેન્દ્રસ્થાન હતુ, એટલે ત્યા એવા ગ્રંથો વિશેષ પ્રમાણમા મળે તેમા કંઈ નવાઈ જેવુ નથી

પણ એ ભંડારોમા જે જૈન સાહિત્ય છે તેની કિંમત એથી કોઈ રીતે ઓછી આંકવાની નથી ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ હિંદુસ્તાનના બીજા પ્રાંતોને મુકાબલે વધુ વ્યવસ્થિત, સિલસિલાબંધ અને સુસંકલિત સ્વરૂપમા મળે છે, તે એ સાહિત્યની એક શાખા—

ઐતિહાસિક પ્રબંધો—ને આભારી છે. એ પ્રબંધો કેવળ રાજકીય ઇતિહાસ માટે જ નહિ, પરંતુ સમાજ અને સંસ્કૃતિના અભ્યાસ માટે પણ ઘણા ઉપયોગી છે. એ સાહિત્ય એટલું વિશાળ છે કે અહીં તેની નામાવલિ પણ આપવાનો અવકાશ નથી. જિજ્ઞાસુએ 'ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસની સાધનસામગ્રી' એ નામનું મુનિશ્રી જિનવિજયજીનું વ્યાખ્યાન અથવા શ્રી મોહનલાલ દેસાઈ કૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' એ પુસ્તકનાં મધ્યકાલીન સાહિત્યને લગતાં પ્રકરણો જોવાં.

વળી જૈન ધાર્મિક ગ્રંથો ઉપરાંત જૈનોએ લખેલું સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય, જેવું કે ચરિત્ર, કથા, કોશ, અલંકાર, નાટક, કાવ્ય, વ્યાકરણ, તર્ક, શિલ્પ, વૈદક, જ્યોતિષ એ સર્વમાં પણ પાટણના ભંડારોની સમૃદ્ધિ સૌથી વધારે છે.

અને એ ભંડારોમાથી અપભ્રંશ સાહિત્ય આટલા મોટા પ્રમાણમાં ન મળ્યું હોત તો આ ખબર પણ કોને પડત કે આજની ગૂજરાતી, મરાઠી, રાજસ્થાની, હિંદી અને બંગાળી ભાષાઓ એ અપભ્રંશની પુત્રીઓ છે? સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં ગદ્યલેખન વિરલ હતું, પરંતુ ભંડારોમાં પડેલું ચૌદમાથી ઓગણીસમા સૈકા સુધીનું વિપુલ ગદ્યસાહિત્ય જો એકત્ર કરવામાં આવે તો બૃહત્ કાવ્યદોહન જેટલા પચાસ ગ્રંથો તો સહેજે બહાર પાડી શકાય. એ સિવાય પણ અપભ્રંશ અને પ્રાચીન ગૂજરાતીનું જે વિશાળ સાહિત્ય એ ભંડારોમાં પડ્યું છે તે ગૂજરાતના સેંકડો વિદ્વાનોને સદીઓ સુધી સંશોધન માટેનો ખોરાક પૂરો પાડી શકે તેમ છે.

રાજપૂત ચિત્રકલાના જૂનામાં જૂના નમૂના કરતાં યે દોઢસો બસો વર્ષ જેટલા પ્રાચીન ગૂજરાતી ચિત્રકળાના નમૂનાઓ પાટણની તાડપત્રની પ્રતોમાંથી મળી આવે છે, એ ગૂજરાત માટે ગૌરવ લેવા

જેવું છે. હેમચંદ્ર અને કુમારપાળનું જાણીતું ચિત્ર સં. ૧૨૯૪ની એક પ્રતમાંથી મળે છે.

આટઆટલી સમૃદ્ધિ મોજૂદ છે માટે જ પાટણના જ્ઞાનભંડારો પ્રત્યે ઘણા જૂના કાળથી સંશોધકોનું ધ્યાન દોરાયું છે, જો કે ભારતીય વિદ્યાના પ્રત્યેક ક્ષેત્રની જેમ અહીં પણ આપણને ઠીક ઠીક સંતાપપ્રદ વસ્તુ એટલી જ છે કે એ દિશામાં અગ્રગામી કાર્ય કરનારા પરદેશીઓ જ હતા.

પાટણના ભંડારોનું સૌથી પહેલું મહત્ત્વ પિછાણનાર 'ઍનાલ્સ ઑફ રાજસ્થાન'ના સુપ્રસિદ્ધ લેખક કર્નલ જેમ્સ ટૉડ. ૧૮૩૨માં તેઓ પાટણ આવ્યા હતા અને પોતાના ગુરુ યતિ જ્ઞાનચંદ્રની સહાયથી ભંડારોનો કેટલોક ભાગ જોઈ શક્યા હતા. તેઓ લખે છે: 'અણહિલવાડમાં બે જ વસ્તુઓ સૌથી મહત્ત્વની છે: એક વનરાજની મૂર્તિ, અને બીજી જૈન પુસ્તકાલયો.'

આ પછી ૧૮૭૦ના 'રાસમાળા'ના લેખક એલેક્ઝાન્ડર કિન્લૉક ફાર્બસે અને ૧૮૭૪માં ડૉ. જ્યૉર્જ બ્યુલરે પાટણની મુલાકાત લીધી હતી અને તેઓ મુશ્કેલીએ થોડીક સામગ્રી જોઈ શક્યા હતા. ડૉ. બ્યુલરે કેટલીક પ્રતોની નકલ કરી લીધી હતી તથા તેમના શાસ્ત્રીએ મહત્ત્વના ગ્રંથોની એક સૂચિ તૈયાર કરી હતી. આ ઉપરથી તેમણે મુંબઈ સરકાર સમક્ષ નિવેદન કરતાં સરકારે ઈ. ૧૮૮૩માં પ્રો. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર અને પ્રો. આબાજી વિષ્ણુ કાથવટેને પાટણ મોકલ્યા. તેઓ માત્ર ચાર જ ભંડારો જોઈ શક્યા હતા, કેમકે બીજા ભંડારોના વ્યવસ્થાપકો કોઈને પણ પુસ્તકો બતાવવાને રાજી ન હતા.

આ બધી તપાસ ઉપરટપકેની અને જે તે વિદ્વાને માત્ર પોતપોતાના દૃષ્ટિબિન્દુથી કરી હતી. એટલે વધારે સૂક્ષ્મ અને વ્યવસ્થિત

તપાસ કરવા માટે ૧૮૯૨માં વડોદરા રાજ્ય તરફથી પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીની નિમણુક કરવામાં આવી. રાજ્યની લાગવગથી શ્રી દ્વિવેદીને પુસ્તકો જોવાની છૂટ પણ વધારે મળી. તેમણે મહિનાઓ સુધી ભંડારોનાં ભોંયરાં જેવાં મકાનોમાં બેસી નવથી દસ હજાર પ્રતો તપાસી અને નકલો કરાવવા લાયક ૩૭૪ કૃતિઓની એક યાદી તૈયાર કરી અને એ પૈકીનાં દ્વયાશ્રય, યોગબિન્દુ, અનેકાન્તપ્રવેશ, વિક્રમાર્કપ્રબન્ધ, સિંહાસનદ્વાત્રિંશિકા, કુમારપાલપ્રબન્ધ ઇત્યાદિનાં ભાષાન્તરો પણ તેમણે સદ્‌ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડની આજ્ઞાથી કર્યાં.

આ પછી તુરત જ ઇ. સ. ૧૮૯૩માં મુંબઇ સરકાર તરફથી ડૉ. પિટર્સન તપાસ માટે આવ્યા. આ વખતે તેમને ઠીક સગવડો મળતાં ૨૦૦ કરતાં પણ વધુ હાથપ્રતોની નકલો તે કરાવી શક્યા હતા.

પરંતુ પાટણના ભંડારોની લગભગ પ્રત્યેક પ્રતનું તલસ્પર્શી અવલોકન અને નોંધણી તો વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીના સંસ્કૃત લાયબ્રેરીઅન શ્રી ચીમનલાલ દલાલે પ્રવર્તકશ્રી કાન્તિવિજયજીના શિષ્યમંડળની સહાયથી ઠેઠ ઇ. સ. ૧૯૧૫માં કર્યાં હતાં. ખરું ધન તો ત્યારે જ ખોદી કાઢવામાં આવ્યું, અને તે એટલું તો મહત્ત્વનું જણાયું કે તેના પ્રકાશન માટે ગાયકવાડ સરકારે 'પ્રાચ્ય વિદ્યામંદિર' નામની સંસ્થાની સ્થાપના કરી અને 'ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા'નો આરંભ કર્યો. પાટણના ભંડારોમાંનાં પુસ્તકોની વર્ણનાત્મક સૂચિનો પહેલો ભાગ (તાડપત્રની પ્રતોની સૂચિ) બહાર પડી ગયો છે, અને બીજો થોડા સમયમાં બહાર પડશે.

આમ છતાં હજી ઘણી ચાળવણી કરવાની છે. 'કેટલાંક ત્રુટક પાનાં, 'કેટલાંક ન્યાયનાં પાનાં' એવાં એવાં નામ નીચેની પ્રતોમાથી 'તત્ત્વસંગ્રહ' જેવાં વિરલ રત્નો પણ મળી આવે છે. થોડાંક વર્ષો

પર મુનિશ્રી પુણ્યવિજયજીએ ખવાઇ ગએલા તાડપત્રોના એક ઢગલાની બારીક તપાસ કરીને માળવાના ગજ મુજની કારકીર્દિનો એક અગત્યનો સંવત શોધી કાઢ્યો હતો[1]

મુનિશ્રી જશવિજયજી તથા યતિ હિંમતવિજયજીના ખાનગી સંગ્રહોનો સમાવેશ કરતાં પાટણના ભંડારોની કુલ સંખ્યા અત્યારે ૧૪ની થાય છે. ઢંઢેરવાડામાં પુનમિયા ગચ્છનો એક મોટો ભંડાર હતો, તેમાં ૪૦૦ દાબડાઓ હતા એમ કહેવાય છે. મણિલાલ નભુભાઇને એમાનો કેટલોક ભાગ બતાવવામાં આવેલો, પરંતુ ત્યારબાદ કેટલાક વર્ષે પુનમિયા ગચ્છના શ્રીપૂજ્ય અને પાટણના સંઘ વચ્ચે કેટલાંક કારણસર મુકદ્દમો થએલો, અને તેમાં ભંડાર સંબંધી પણ તકરાર હતી. આથી તે ભંડારને ખસેડીને ક્યાંક લઇ જવામાં આવ્યો હતો. તે હાલ ક્યાં છે તેની કંઇ માહિતી નથી.

એમ તો ગઇ સદી દરમિયાન પાટણના ભંડારોમાંથી ઘણી યે વસ્તુઓ ગુમ થઇ ગઇ છે પુનમિયા ગચ્છવાળા યતિ સરૂપચંદનું અનુમાન થયુ. ત્યારબાદ પ્રસ્તુત ભંડારમાનાં કેટલાક હસ્તલિખિત પુસ્તકો અગ્રેજ અમલદારોના એજન્ટોના હાથમા ગયાં હતા, એમ કહેવાય છે. મૂળ પાટણના ભંડારો યતિઓના તાબામાં હતા, તેમણે પૈસાના લોભે ઘણાંક પુસ્તકો વેચી દીધેલા. ઇ. સ. ૧૮૮૦-૮૧માં ડૉ. કિલ્હોર્ને મહોકમચંદ મોદીના ભંડારમાંથી તાડપત્રની ૭૯ હાથ પ્રતો મુંબઇ સરકાર માટે ખરીદ કરી હતી. ભૂતકાળમાં ભંડારના કોઇ વ્યવસ્થાપકોએ પણ લોભવૃત્તિને કારણે પુસ્તકો વેચ્યાં હશે, અને કોઇ લોકો વ્યવસ્થાપકોના અજ્ઞાનનો તથા ભંડારોની અવ્યવસ્થિત સ્થિતિ અને હાથપ્રતોના વર્ગીકરણની પદ્ધતિના અભાવનો લાભ લઇ પ્રતો ચોરી પણ ગયા હશે.

આ સ્થિતિમાંથી ભંડારોનો ઉદ્ધાર કરવાનો યશ પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી, તેમના પટ્ટશિષ્ય સદ્‌ગત મુનિશ્રી ચતુરવિજયજી તથા પ્રશિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજીને જ ઘટે છે. તેમણે દરેક ભંડારના ગ્રંથોની સવિસ્તર સૂચિઓ તૈયાર કરાવી, અવ્યવસ્થિત પડી રહેલી પ્રતોનું વર્ગીકરણ કર્યું, તાડપત્રની તથા બીજી મહત્ત્વની પ્રતોને લાકડાની પાટીઓ વચ્ચે રાખી મજબૂત બંધનમાં બાંધવાની વ્યવસ્થા કરી, પ્રતો ઉપર ટકાઉ કાગળનાં પૂઠાં ચડાવી તેના ઉપર પ્રતનાં નામ, નંબર તથા પૃષ્ઠસંખ્યા લખવાની પદ્ધતિ દાખલ કરી. આથી ભંડારોનો ઉપયોગ કરવામાં સગવડ વધી અને પ્રતો વ્યવસ્થિત થવાથી તેમજ ભંડારોની વ્યવસ્થા શ્રાવકોના હાથમાં આવવાથી ઘાલમેલનો ભય પણ ઓછો થયો.

પાટણમાંથી ઘણું ગયું છે, છતાં હજી પુષ્કળ ત્યાં બાકી રહ્યું છે. ગયું તેનો શોક કરવાનો કંઇ અર્થ નથી; હવે તો એ ભંડારોની ભાવી સલામતી અને સદુપયોગના જ વિચાર કરવાના છે. એલેક્ઝાન્ડ્રિયા અને પર્ગામિલિસનાં જગપ્રસિદ્ધ પુસ્તકાલયો જ્યારે આજે નામશેષ થયાં છે, ત્યારે પાટણના ભંડારો આડઆડ સદીઓ થયાં કાળના પ્રચંડ પ્રવાહોની વચ્ચે ઊભા રહીને, ગમે તેમ તો યે, પોતાનું ગૌરવ જાળવી રહ્યા છે એ પણ કંઇ ઓછું આશ્વાસન છે?

પાટણમાં હૈમ સારસ્વતસત્રની ઊજવણી થઇ તે વખતે પાટણના સર્વ ભંડારોને કેન્દ્રસ્થ કરવાના ઇરાદાથી એક 'હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમંદિર' પણ ખુલ્લું મુકાયું છે; અને હમણાં પાટણના લગભગ ચૌદ ભંડારો પૈકી કેટલાકના પુસ્તકસંગ્રહો ત્યાં મુકવાનો પ્રબંધ પણ થઇ ગયો છે. આપણે ઇચ્છીએ કે પાટણનો સમગ્ર ગ્રંથસંગ્રહ ત્યાં કેન્દ્રસ્થ થાય; કેમકે જ્યારે એમ થશે ત્યારે સર્વસાધારણ સંશોધકને પણ પાટણના ભંડારોનાં

પુસ્તકો તપાસનાની પૂરતી સરળતા મળશે, પુસ્તકોનું સંગોપન અને સંરક્ષણ વધારે સારી રીતે થશે તથા ભૂતકાલીન ગૂજરાતમાં પાટણ જેવું વિદ્યાકેન્દ્ર હતું તેવું આધુનિક ગૂજરાતમાં સંશોધનકેન્દ્ર થશે

અને પાટણના પ્રત્યેક યાત્રાળુને એટલી વિનતિ કરવાની કે જેના 'અક્ષરે અક્ષરે દીવા બળે' છે* એવા એ પુરાતન ગ્રંથોનું એકવાર દર્શન કરવાનું તે ન ભૂલે.



* આપણી સૌન્દર્યશાળી પ્રાચીન લેખનકળા જુદી જ ચર્ચા માગી લેતો વિષય છે આ લેખમા તેને અવકાશ નથી. જિજ્ઞાસુએ મુનિશ્રી પુણ્યવિજયજી કૃત 'ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા' એ લબ્ધપ્રતિષ્ઠ નિબંધ જોવો.

# હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ

'કલિકાલસર્વજ્ઞ' શ્રીહેમચન્દ્રાચાર્યનો યુગ એ ગૂર્જરાતના ઇતિહાસનો સુવર્ણયુગ છે. હરકોઈ દૃષ્ટિએ એ કાળમાં ગૂર્જરોની પ્રગતિ અને ઉન્નતિ જોવામાં આવે છે. સિદ્ધરાજ અને કુમારપાલના એ શાસનસમયમાં ગૂજરાતના સામ્રાજ્યનો અભૂતપૂર્વ વિસ્તાર થયો; વિદ્યાકળા, વાણિજ્ય, મુત્સદ્દીગીરી એ સર્વ ક્ષેત્રોમાં ગૂર્જરાતનો અને ગૂજરાતીઓનો વિકાસ થયો. તે કાળના સ્થાપત્યનાં ઘણાં ઓછાં અવશેષો આજે આપણને જોવા મળે છે. પરન્તુ જે જોવા મળે છે તે ઉપરથી તથા પ્રાચીન ગ્રન્થોમાંનાં વર્ણનો ઉપરથી એ પ્રાસાદો, મહાલયો અને દેવમંદિરોની ઝાંખી આપણા મનશ્ચક્ષુને થઈ શકે છે. ગૂજરાતની વાણિજ્યવિષયક જાહોજલાલીનાં પરદેશી મુસાફરોએ કરેલા સંખ્યાબંધ વર્ણનો પ્રાપ્ત થાય છે, પણ આજે સમગ્ર હિન્દના વ્યાપાર-ઉદ્યોગમાં ગૂજરાતીઓનું સ્થાન એ જ માત્ર એ કાળનો જે વારસો આપણે ભોગવી રહ્યા છીએ તેની કલ્પના કરાવવાને બસ થશે. એ કાળની અહિંસામાં નવી પ્રાપ્ત થયેલી સાત્ત્વિક સિદ્ધિનું જેમ હતુ અનેક જૈન મન્ત્રીઓ, અમાત્યો અને સેનાપતિઓને, કુમારપાલ જેવા પરમાર્હત રાજાને અને હેમચન્દ્રાચાર્ય જેવા વિરક્ત સંન્યાસીને પણ જૈન સિદ્ધાન્તોએ પ્રવૃત્તિવિમુખ બનાવ્યા નહોતા.

ભૂતકાળમાં નજર ફેંકતાં સિદ્ધરાજ-કુમારપાલના રાજ્યકાળમાં અસામાન્ય દીપ્તિ જણાય છે. એ દીપ્તિ જાણે કે હેમચન્દ્રના શાન્ત પ્રતિભાવાન નયનોમાંથી બહાર પડી રહી છે. એમાં વિદ્યા, સંસ્કારિતા અને સર્વધર્મસમભાવનું અદ્‌ભુત ઓજસ્ છે. હેમચન્દ્રે આપ્યા એક

દેશની પ્રજાના જીવનનું અને તેની વિચારભૂમિકાનું પાણ ઘડી નાખ્યું એમ કહીએ તો ખોટું નથી. કુમારપાલપ્રતિબોધ અને તેના પરિણામરૂપ અમારિઘોષણા—એની સાક્ષી છાપ આજના ગૂજરાત પર નથી એમ કોણ કહી શકશે?

એક સાહિત્યાચાર્ય તરીકે હેમચન્દ્રનું સ્થાન ભારતના ઇતિહાસમાં અનેરું છે. માળવા અને ગૂજરાતની રાજકીય સ્પર્ધામાંથી સાંસ્કૃતિક સ્પર્ધા જન્મી અને એ સ્પર્ધાનું પરિણામ તે સિદ્ધરાજની વિનતી પરથી હેમચન્દ્રે રચેલ 'સિદ્ધહેમ વ્યાકરણ'. પણ હેમચન્દ્રની સર્વતોમુખી પ્રતિભા માત્ર વ્યાકરણ લખીને અટકી નથી. 'અભિધાનચિન્તામણિ' 'અનેકાર્થસંગ્રહ,' 'નિઘણ્ટુકોશ,' 'દેશીનામમાલા' જેવા શબ્દકોશ, 'સિદ્ધહેમ,' 'લિંગાનુશાસન,' 'ધાતુપારાયણ' જેવા વ્યાકરણગ્રંથ, 'કાવ્યાનુશાસન' જેવો અલંકારગ્રન્થ 'છન્દોનુશાસન' જેવું છંદ-શાસ્ત્ર, સંસ્કૃત અને પ્રાકૃત 'દ્વયાશ્રય' તથા 'સપ્તસંધાન' જેવાં કાવ્યો, 'પ્રમાણમીમાંસા' અને 'યોગશાસ્ત્ર' જેવા ગહન શાસ્ત્રીય ગ્રન્થો અને 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' જેવાં કવિત્વયુક્ત ચરિત્રો ઇત્યાદિ અનેક વિષયના તેમના ગ્રન્થો ડૉ. પિટર્સનને આશ્ચર્યની ઊભરાતી લાગણીઓ સાથે આપેલ "જ્ઞાનનો મહાસાગર" (Ocean of Knowledge) એ વિશેષણ સાર્થક કરાવે છે.

' સોમપ્રભસૂરિએ 'શતાર્થીકાવ્ય'ની ટીકામાં લખ્યું છે—

> क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवं द्व्याश्रया-
> लङ्कारौ प्रथितौ नवौ प्रकटितं श्रीयोगशास्त्रं नवम् ।
> तर्कः सञ्जनितो नवो जिनवरादीनां चरित्रं नवं
> बद्धं येन न केन केन विधिना मोहः कृतो दूरतः ॥

(જેણે નવું વ્યાકરણ, નવું છંદ શાસ્ત્ર, નવું દ્વયાશ્રય, નવું અલંકારશાસ્ત્ર, નવું તર્કશાસ્ત્ર અને નવાં જિનચરિતો રચેલ છે તેણે (હેમચંદ્રે)

આમ કરીને કયી કયી રીતે આપણો મોહ દૂર કર્યો નથી?—અર્થાત્ સર્વ રીતે કર્યો છે.)

આવા પ્રભાવશાળી પુરુષની આસપાસ વિદ્યાપ્રેમી શિષ્યોનું મંડળ જામે એ તદ્દન સ્વાભાવિક છે. આવા પુરુષો શિષ્યમંડળ વિશાળ બનાવવા પરત્વે ઉદાસીન હોય છે. વહેતી ગંગામાંથી જેમ જે કોઇને ગરજ હોય તે ખોબો ભરીને પી લે અથવા ઘડો ભરી લે તેમ જેને જ્ઞાનની પિપાસા હોય છે તેઓ જ અહીં એકત્રિત થાય છે. હેમચન્દ્રે શિષ્યોની સંખ્યા વધારવાનો કદિ પણ પ્રયત્ન કર્યો હોય એમ જણાતુ નથી, અને તેમના જે શિષ્યો વિષે આજે આપણને કંઇ પણ જાણવા મળે છે તેઓ મોટા વિદ્વાનો અને સાહિત્યકારો હતા, તેથી ઉપરના કથનને પુષ્ટિ મળે છે. તેમના શિષ્યો પૈકી રામચન્દ્રસૂરિની ખ્યાતિ હિન્દભરના વિદ્વાનોમાં પ્રસરેલી હતી અને તે કાળના વિદ્વાનોમાં તેમનું સ્થાન માત્ર હેમચન્દ્રથી બીજું હતું. આ ઉપરાંત ગુણચન્દ્ર, મહેન્દ્રસૂરિ, વર્ધમાનગણિ, દેવચન્દ્ર, ઉદયચન્દ્ર, યશશ્ચન્દ્ર, બાલચન્દ્ર વગેરે બીજા શિષ્યો હતા. તે સર્વેએ સાહિત્યમાં ઓછોવત્તો ફાળો આપ્યો છે અને જ્યારે આપણે ભારતીય સાહિત્યમાં ગૂજરાતે આપેલા ફાળાની વિચારણા કરવા બેસીએ ત્યારે તે સર્વની સાહિત્યપ્રવૃત્તિ લક્ષમાં લેવી પડે તેમ છે. હેમચન્દ્રની અગાધ વિદ્વત્તાનો વારસો એ સવ શિષ્યોમા આપણે જોઇ શકીએ છીએ. એ સર્વ વિષે યથાશક્ય માહિતી અહીં આપવાનો પ્રયાસ કર્યો છે.

## ૧. મહાકવિ રામચન્દ્ર

મહાકવિ રામચન્દ્ર ક્યાંના વતની હતા, કયી જ્ઞાતિના હતા, તેમનાં માતાપિતાનું નામ શું, વગેરે વિષે કંઈ પણ હકીકત મળતી નથી તેમણે રચેલ 'નલવિલાસ નાટક' (પ્રસિદ્ધ ગા. ઓ. સીરીઝ)ના સંપાદક પં. લાલચંદ્ર ગાંધીના અનુમાન પ્રમાણે, રામચન્દ્રનો

જન્મ સં. ૧૧૪૫માં[1] થયો હતો, તેમણે દીક્ષા સં. ૧૧૫૦માં લીધી હતી, સં. ૧૧૬૬માં સૂરિપદ મેળવ્યું હતું, સં. ૧૨૨૯માં હેમચન્દ્રાચાર્યના પટ્ટધર થયા હતા અને સં. ૧૨૩૦માં તેમનું મરણ થયું હતું.

રામચન્દ્ર એ હેમચન્દ્રાચાર્યના પટ્ટશિષ્ય હતા એવું સ્પષ્ટ અનુમાન ઐતિહાસિક સાધનો પરથી બેસી શકે છે. 'પ્રભાવકચરિત'ના હેમાચાર્યપ્રબંધમાં એક એવો પ્રસંગ વર્ણવેલો છે જેમાં સિદ્ધરાજ હેમચન્દ્રને પૂછે છે કે તમારી પછી તમારું સ્થાન શોભાવવાને યોગ્ય એવો કયો શિષ્ય તમારી નજરે પડે છે? ત્યારે હેમચન્દ્ર સિદ્ધરાજ સાથે રામચન્દ્રનો પરિચય કરાવે છે અને હેમચન્દ્ર જેવા મહાન આચાર્યના શિષ્યને છાજે તેવી રીતે 'એકદૃષ્ટિ' બનવાની સૂચના સિદ્ધરાજ રામચન્દ્રને આપે છે.[2] જયસિંહસૂરિનું 'કુમારપાલચરિત' જણાવે છે કે હેમચન્દ્રના અવસાનથી કુમારપાલને થયેલો શોક રામચન્દ્રે શમાવ્યો હતો.

---

૧ રામચન્દ્ર અને ગુણચન્દ્રે સાથે રચેલ 'નાટ્યદર્પણ' (પ્રસિદ્ધ ગા. ઓ. સી.)ના સંપાદક શ્રી શ્રીગોન્ડેકરે રામચન્દ્રનો જન્મ સં. ૧૧૫૬ માં આપ્યો છે.

૨ राजा श्रीसिद्धराजोऽन्यदाऽनुयुयुजे प्रभुम् ।
भवतां कोऽस्ति पट्टस्य योग्यः शिष्यो गुणाधिकः ।
तमस्माकं दर्शयत चित्तोल्लासाय मामिव
अपुत्रमनुकम्पाढ्य पूर्वे त्वां मा स्म शोचयन् ॥
आह श्रीहेमचन्द्रश्च न कोऽप्येव हि चिन्तकः ।
आद्योऽप्यभूत्क्षितिपाल सत्पात्राम्भोधिचन्द्रमाः ॥
सज्ञानमहिमस्थैर्यं मुनिना किं न जायते ।
कल्पद्रुमसमे राज्ञि त्वयीदृशि कृतस्थितौ

## રામચન્દ્રની લેખનપ્રવૃત્તિ

રામચન્દ્રે રઘુવિલાસ, નલવિલાસ, યદુવિલાસ, સત્યહરિશ્ચન્દ્ર, નિર્ભયભીમવ્યાયોગ, મલ્લિકામકરન્દપ્રકરણ, રાઘવાભ્યુદય, રોહિણી મૃગાંકપ્રકરણ, વનમાલાનાટિકા, કૌમુદીમિત્રાણંદ અને યાદવાભ્યુદય એ પ્રમાણે અગિયાર નાટકો અને સુધાકલશ નામે સુભાષિતકોશ લખ્યા છે. આ ઉપરાંત, પોતાના ગુરુભાઈ ગુણચન્દ્રની સાથે નાટ્યદર્પણ એ નાટ્યશાસ્ત્રનો ગ્રન્થ અને દ્રવ્યાલંકાર એ ન્યાયશાસ્ત્રનો ગ્રન્થ લખ્યો છે. એ બન્ને ઉપર વૃત્તિ પણ એમણે પોતે જ લખી છે. કુમારવિહારશતક અને યુગાદિદેવદ્વાત્રિંશિકા એ ગ્રંથો પણ રામચન્દ્રે લખ્યા છે.

## નાટ્યશાસ્ત્રી રામચન્દ્ર

આમાં 'નાટ્યદર્પણ' અત્યંત મહત્ત્વનું છે, કેમકે નાટ્યશાસ્ત્ર પરના સંસ્કૃત ગ્રન્થો માત્ર આંગળીને વેઢે ગણાય એટલા છે. નાટ્ય

---

अन्यामुष्यायणो रामचन्द्राख्य कृतिशेखर ।
प्रातरस्ति प्राप्तरूप सघे विश्वकलानिधि ॥
अन्यदा नाथस्तेऽमु क्षितिपस्य स्तुतिं च म ।
अनुक्तमाधविद्वद्भि प्रत्याशायिनी व्यधात् ।

तथाहि

मात्रयाऽप्यधिक किं(क)चिन्न सहन्ते जिगीषव ।
इतीव त्वं धरानाथ धारानाथमपाकृथा ।
शिरोधूननपूर्वं च भूपालोऽत्र दृशं दधौ ।
रामे वामेतराचारी विदुषा महिमस्पृशाम् ॥

एवंविधेष्टिभवान् भूयाद् वत्स जैनेन्द्रशासने ।
महापुण्योऽयमाचार्यो यस्य त्वं पदरक्षक ॥

—પ્રભાવકચરિત હેમાચાર્યપ્રબંધ શ્લોક ૧૨૮ ૭

શાસ્ત્ર ઉપરાંત બીજી રીતે પણ 'નાટ્યદર્પણ'ની અગત્ય છે. વિવિધ વિષયોનાં ઉદાહરણો આપવા માટે એમાં રામચન્દ્રે કુલ ચુમાલીશ સંસ્કૃત નાટકોમાંથી અવતરણ આપ્યાં છે અથવા એ નાટકોના પ્રસ્તુત ઉલ્લેખો કર્યા છે. આ નાટકોમાંનાં કેટલાંક તો આજે અપ્રાપ્ય છે. વિશાખદત્તનું 'દેવીચન્દ્રગુપ્ત' નાટક જે અત્યારે મળતું નથી તેનાં સંખ્યાબંધ અવતરણો 'નાટ્યદર્પણ'માં જળવાઈ રહ્યાં છે અને તેથી ગુપ્તકાળના ઇતિહાસ ઉપર કેટલોક નવીન પ્રકાશ પડે છે. રામચન્દ્રે 'નાટ્યદર્પણ'માં નાટ્યશાસ્ત્ર, રસશાસ્ત્ર અને અભિનયકલા પરત્વે કેટલાંક મહત્ત્વનાં અને તે કાળને લક્ષમાં લેતાં તો પ્રણાલિકાભંજક ગણી શકાય એવાં વિધાનો કર્યાં છે. પૂર્વકાળના સર્વ અલંકારશાસ્ત્રીઓનું—જેમાં રામચન્દ્રના ગુરુ હેમચન્દ્રનો પણ સમાવેશ થઈ જાય છે—એ વિધાન છે કે 'રસ' એ બ્રહ્માનંદ સમાન આનંદ આપનાર હોવો જોઈએ, પણ રામચન્દ્રે सुखदुःखात्मको रसः । એમ લખીને રસને સુખાત્મક અને દુઃખાત્મક એમ બે પ્રકારે વિભક્ત કર્યો છે અને જણાવ્યું છે કે કવિ અથવા અભિનેતાનું ચાતુર્ય જોવા માટે લોકો દુઃખાત્મક નાટક જોવા જાય છે. નાટકોનો હેતુ માત્ર આનંદ આપવાનો નહીં, પરન્તુ જીવનમાં રહેલી કરુણતાનું પણ દર્શન કરાવવાનો છે, એમ-આ ઉપરથી ફલિત થાય છે. આથી યે વધુ તો, રામચન્દ્રે પૂર્વકાલીન નાટ્યાચાર્યોની બીજી એક માન્યતાનો સચોટ વિરોધ કર્યો છે તે જોવા જેવું છે. અભિનેતા જે સંવેદનો અને ભાવનાઓ પોતાના અભિનયદ્વારા વ્યક્ત કરે છે તે એ પોતે અનુભવતો નથી, એવી એ પ્રાચીન માન્યતા છે. રામચન્દ્ર લખે છે કે જે ભાવના અભિનેતા પ્રેક્ષકો સમક્ષ મૂર્ત કરવા માગતો હોય તે એ પોતે અનુભવ્યા સિવાય રહી શકે જ નહીં—"જેમ વેશ્યા બીજાને પ્રસન્ન કરવા જતાં પોતે પણ આનંદનો અનુભવ કરે છે તેમ." રામચન્દ્રનો નાટ્યશાસ્ત્રનો અભ્યાસ કેટલો તલસ્પર્શી અને મૌલિક હતો તે આ ઉપરથી જોઇ શકાશે. લૌકિક વિષયોને લગતાં સંખ્યાબંધ નાટકોના પ્રણેતા તરીકે

નાટ્ય અને અભિનયના વિવિધ અંગોને વ્યવહારુ દૃષ્ટિએ અવલોકવાનો તેમને સારો અવકાશ મળ્યો હશે, પણ પૂર્વકાલીન પરંપરાઓથી જકડાયેલા યુગમાં વ્યવહારુ સત્યો પર ઘડાયેલા વિદ્વાનોને પાણ્ડિત્યના ક્ષેત્રમાં છૂટા મૂકવાનું સાહસ કરવું એ કંઈ સામાન્ય વાત નહોતી

'પ્રબન્ધશતકર્તૃ'

રામચન્દ્રને 'પ્રબન્ધશતકર્તૃ' નામથી ઓળખવામાં આવે છે તેમણે એ વિશેષણ પોતાને માટે પોતાની કૃતિઓમાં વાપર્યું છે[3] પં લાલચન્દ્ર ગાંધી માને છે કે તેમણે કુલ સો પ્રબન્ધો લખેલા હોવા જોઈએ કે જેમાંના ઘણાખરા આજે પ્રાપ્ત થતા નથી બીજો મત એવો છે 'પ્રબન્ધશત' એ શબ્દ રામચન્દ્ર રચેલા પ્રબન્ધોની સંખ્યાનો વાચક નથી, પરન્તુ એ નામનો ગ્રન્થ જ તેમણે રચ્યો હોવો જોઈએ શ્રી જિનવિજયજીએ અલંકાર, કાવ્ય, નાટક વગેરે વિષયના ગ્રન્થોની એક પ્રાચીન યાદી પ્રસિદ્ધ કરેલી છે[4] અનુમાન થઈ શકે છે તેમ એ યાદી ૧૩મા સૈકાના પુસ્તક સંગ્રહની હોવી જોઈએ એમાં એક સ્થળે प रामचन्द्रकृत प्रबन्धशत द्वादशरूपकनाटकादिस्वरूपज्ञापक (श्लोकसंख्या) ૫૦૦૦ એ પ્રમાણે ઉલ્લેખ છે શ્રી જિનવિજયજી માને છે કે હેમચન્દ્રના કાવ્યાનુશાસનમાં જે બાર રૂપકો ૩૫ક તરીકે જણાવી છે તે ૩પકના

---

३ श्रीमदाचार्यहेमचन्द्रशिष्यस्य प्रबन्धशतकर्तुर्महाकवेरामचन्द्रस्य भूयास प्रबन्धा ।

—નિર્ભયભીમવ્યાયોગ પ્રસ્તાવના

श्रीमदाचार्यहेमचन्द्रस्य शिष्येण प्रबन्धशतविधाननिष्णातबुद्धिना नाट्यलक्षण निर्माणपाटवगाढसाहित्याभोगिना विशीर्णकाव्यनिर्माणतन्द्रेण श्रीमता रामचन्द्रेण विरचित द्वितीय रूपकम् ।

— કૌમુદીમિત્રાણંદ પ્રસ્તાવના

૪ 'પુરાતત્ત્વ' [ત્રૈમાસિક] પુ ૨ પૃ ૪૨૧

તથા નાટક આદિના ૨૩૫ પર આમાં વિસ્તૃત રૂપમાં અને પ્રમાણુ રૂપમાં વિવેચન કરવામાં આવ્યું હશે એમાં જણાવ્યા મુજબ ગ્રન્થ ૫૦૦૦ શ્લોકપ્રમાણનો છે એના રૂપની જે ચર્ચા કરતો આટલો મોટો ગ્રન્થ સંસ્કૃત સાહિત્યના બીજો કોઇ નથી. ધનંજયે પોતાના 'દશરૂપક' ગ્રન્થમાં દસ રૂપકો ગણાવ્યાં છે બાર રૂપકોની ચર્ચા કરતો રામચન્દ્રનો પ્રસ્તુત ગ્રન્થ જો મળી આવે તો આ વિષયમાં ઘણું નવું જાણવાનું મળે એ ચોક્કસ છે 'પ્રબન્ધશત' શબ્દ ગ્રન્થોની સંખ્યાનો વાચક નથી, પરંતુ વિશિષ્ટ ગ્રન્થનું તે નામ હોવું જોઇએ, એમ આ પ્રમાણ ઉપરથી લગભગ ચોક્કસપણે કહી શકાય 'કૌમુદીમિત્રાણન્દ' અને 'નિર્ભયભીમ વ્યાયોગ' —જેની પ્રસ્તાવનામાં રામચન્દ્ર પોતે પ્રબન્ધશત લખ્યા હોવાનું જાહેર કરે છે તે-લખાયા તે વખતે રામચન્દ્રે સો પ્રબન્ધો પૂરા લખ્યા હશે એમ માનવા કરતાં એ નામનો ગ્રન્થ લખ્યો હશે એમ માનવું વધારે સયુક્તિક છે

રામચન્દ્ર વૈદર્ભી રીતિને ચાહે છે 'નલવિલાસ'માંની

वैदर्भी यदि वद्धयौवनभरा प्रास्ता सरत्या पि किम् ।

એ શ્લિષ્ટ ઉક્તિ વૈદર્ભી રીતિ પ્રત્યેનો તેનો પ્રેમ સૂચવે છે એ રીતિ તેના સર્વ નાટકોમાં જણાય છે

श्लेष प्रसाद समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोज कान्तिसमाधय ॥

એ વૈદર્ભી રીતિના ગુણો રામચન્દ્રની કૃતિઓમાં ઠીકઠીક ખીલેલા માલમ પડે છે 'નલવિલાસ'માં નાટકના પ્રાણરૂપ વિવિધ રસો પરમ કોટિમાં રચવાનો દાવો રામચન્દ્રે ગર્વપૂર્વક કર્યો છે, તે કઇ ખોટો નથી શ્રી રામનારાયણ પાઠક કહે છે તેમ શાર્દૂલવિક્રીડિત વગેરે લાંબા વૃત્તોની રચનામાં અને અન્યત્ર પણ ભવભૂતિની અસર આ

કવિ પર દેખાય છે, છતાં સરલતા, પ્રસાદ અને માધુર્ય તેના ખાસ ગુણો તો છે જ.[૫]

રામચન્દ્રે ધાર્મિક કરતાં લૌકિક સાહિત્ય વધારે સર્જ્યું છે. તેણે પોતાનાં કેટલાંક નાટકોનું વસ્તુ પણ લોકકથાઓમાંથી લીધું છે. એ કાળમાં રામચન્દ્રનાં નાટકો ભજવાતાં હશે, અને વિષયની અને ભાષાની સરળતા, રચનાની પ્રવાહિતા અને પ્રશંસાયોગ્ય રસનિષ્પત્તિને કારણે ઠીક ઠીક લોકપ્રિય થયાં હશે. મૂળ કથાનકમાંના ચમત્કારિક પ્રસંગો લેખકે 'નલવિલાસ'માં યુક્તિપુરઃસર જતા કર્યા છે એ બતાવે છે કે એ નાટક ભજવવા માટે લખાયું હોવું જોઇએ.

રામચન્દ્ર સમગ્ર સાહિત્યશાસ્ત્રના જ્ઞાતા હતા. પોતે શબ્દશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને કાવ્યશાસ્ત્રના જાણનાર–'ત્રૈવિદ્યવેદી'–હોવા છતાં કવિત્વ માટે સ્પૃહા ધરાવે છે એમ 'નાટ્યદર્પણ'ના આરંભમાં જ તેમણે જણાવ્યું છે—

> प्राणाः कवित्वं विद्याना लावण्यमिव योषिताम् ।
> त्रैविद्यवेदिनोऽप्यस्मै ततो नित्यं कृतस्पृहाः ॥

'નાટ્યદર્પણ'માં પોતાના અગિયાર નાટકો સુદ્ધાંત ચુમાલીસ નાટકોમાંથી તેમણે ઉદાહરણો આપ્યાં છે, એ તેમનું બહોળું વાચન બતાવે છે. નાટ્યશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર એ બન્નેના તેઓ સારા જ્ઞાતા હતા એ તો તેમના ગ્રન્થો જ બતાવી આપશે.

માત્ર હેમચન્દ્રના શિષ્યોમાં જ નહીં પરન્તુ તેમના સમકાલીનોમાંયે રામચન્દ્રની સાહિત્યપ્રવૃત્તિ સૌથી વિશાળ અને વિવિધ છે. ગૂજરાતમાં બાવીશ ઉપરાંત સંસ્કૃત નાટકો લખાયાં છે તે પૈકી લગભગ અર્ધાં

---

૫. 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૨ મા 'નલવિલાસ નાટક' વિષે શ્રી. રામનારાયણ પાઠકનો લેખ.

તથા નાટક આદિના સ્વરૂપ પર આમા વિસ્તૃત રૂપમા અને પ્રમાણ રૂપમા વિવેચન આમા આવ્યુ હશે એમ જણાય છે મુજબ ગ્રન્થ ૫૦૦૦ શ્લોકપ્રમાણનો છે એ નાટ્યરૂપ ની જ ચર્ચા કરતો આટલો મોટો ગ્રન્થ સંસ્કૃત સાહિત્યમા બીજો કોઇ નથી ધનંજયે પોતાના 'દશરૂપક' ગ્રન્થમા દશ રૂપકો ગણ્યા છે બાર રૂપકોની ચર્ચા કરતો રામચન્દ્રનો પ્રસ્તુત ગ્રન્થ જો મળી આવે તો આ વિષયમા ઘણુ નવુ જાણવાનુ મળે એ ચોક્કસ છે 'પ્રબન્ધશત' શબ્દ ગ્રન્થોની સંખ્યાનો વાચક નથી પરંતુ વિશિષ્ટ ગ્રન્થનુ તે નામ હોવુ જોઇએ, એમ આ પ્રમાણ ઉપરથી લગભગ ચોક્કસપણે કહી શકાય 'કૌમુદીમિત્રાણંદ' અને 'નિર્ભયભીમ વ્યાયોગ' —જેની પ્રસ્તાવનામા રામચન્દ્ર પોતે 'નાટ્યદર્પણ' લખ્યા હોવાનુ જાહેર કરે છે તે લખાતા તે વખતે રામચન્દ્રે સો પ્રબન્ધો પણ લખ્યા હશે એમ માનવુ તે કરતા એ નામનો ગ્રન્થ લખ્યો હશે એમ માનવુ વધારે સયુક્તિક છે

રામચન્દ્ર વૈદર્ભી રીતિને ચાહે છે 'નલવિલાસ'માની

वैदर्भी यदि वद्धयौवनभरा जाता सरला पि किम् ।

એ શ્લિષ્ટ ઉક્તિ વૈદર્ભી રીતિ પ્રત્યેનો તેનો પ્રેમ સૂચવે છે એ રીતિ તેના સર્વ નાટકોમા જણાય છે

श्लेष प्रसाद समता माधुर्य सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोज कान्तिसमाधय ॥

એ વૈદર્ભી રીતિના ગુણો રામચન્દ્રની કૃતિઓમા ઠીકઠીક ખીલેલા માલમ પડે છે નલવિલાસ મા નાટકના પ્રાણરૂપ વિવિધ રસો પરમ કોટિમા રચવાનો દાવો રામચન્દ્રે ગર્વપૂર્વક કર્યો છે તે કંઇ ખોટો નથી શ્રી રામનારાયણ પાઠક કહે છે તેમ શાર્દૂલવિક્રીડિત વગેરે લાંબા વૃત્તોની રચનામા અને અન્યત્ર પણ ભવભૂતિની અસર આ

કવિ પર દેખાય છે, છતાં સરલતા, પ્રસાદ અને માધુર્ય તેના ખાસ ગુણો તો છે જ.૫

રામચન્દ્રે ધાર્મિક કરતાં લૌકિક સાહિત્ય વધારે સર્જ્યું છે. તેણે પોતાનાં કેટલાંક નાટકોનું વસ્તુ પણ લોકકથાઓમાંથી લીધું છે. એ કાળમાં રામચન્દ્રનાં નાટકો ભજવાતાં હશે, અને વિષયની અને ભાષાની સરળતા, રચનાની પ્રવાહિતા અને પ્રશંસાયોગ્ય રસનિષ્પત્તિને કારણે ઠીક ઠીક લોકપ્રિય થયાં હશે. મૂળ કથાનકમાંના ચમત્કારિક પ્રસંગો લેખકે 'નલવિલાસ'માં યુક્તિપુરઃસર જતા કર્યા છે એ બતાવે છે કે એ નાટક ભજવવા માટે લખાયું હોવું જોઈએ.

રામચન્દ્ર સમગ્ર સાહિત્યશાસ્ત્રના જ્ઞાતા હતા. પોતે શબ્દશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને કાવ્યશાસ્ત્રના જાણનાર–'ત્રૈવિદ્યવેદી'–હોવા છતાં કવિત્વ માટે સ્પૃહા ધરાવે છે એમ 'નાટ્યદર્પણ'ના આરંભમાં જ તેમણે જણાવ્યું છે—

प्राणा. कवित्वं विद्याना लावण्यमिव योषिताम् ।
त्रैविद्यवेदिनोऽप्यस्मै ततो नित्यं कृतस्पृहाः ॥

'નાટ્યદર્પણ'માં પોતાના અગિયાર નાટકો સુદ્ધાંત ચુમાલીસ નાટકોમાંથી તેમણે ઉદાહરણો આપ્યાં છે, એ તેમનું બહોળું વાચન બતાવે છે. નાટ્યશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર એ બન્નેના તેઓ સારા જ્ઞાતા હતા એ તો તેમના ગ્રન્થો જ બતાવી આપશે.

માત્ર હેમચન્દ્રના શિષ્યોમાં જ નહીં પરન્તુ તેમના સમકાલીનોમાંયે રામચન્દ્રની સાહિત્યપ્રવૃત્તિ સૌથી વિશાળ અને વિવિધ છે. ગુજરાતમાં બાવીશ ઉપરાંત સંસ્કૃત નાટકો લખાયાં છે તે પૈકી લગભગ અર્ધાં

૫. 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૨ માં 'નલવિલાસ નાટક' વિષે શ્રી. રામનારાયણ પાઠકનો લેખ.

કારણે જે કાદવ પેદા થયો છે તેમાં ઉગેલી ધરો ચરતા સૂર્યના અશ્વો ધીમેથી ચાલે છે, તેને કારણે દિવસ લાંબો થયો છે! ૬

આ જ પ્રસંગ રત્નમન્દિરગણિકૃત 'ઉપદેશતરંગિણી'માં પણ મળે છે. કવિના આ ચાતુર્યથી પ્રસન્ન થઇ સિદ્ધરાજે તેમને 'કવિ-કટારમલ'ની પદવી આપી હતી એવો ઉલ્લેખ તેમાં છે.

બીજે એક સ્થળે 'પ્રબન્ધચિન્તામણિ'કાર લખે છે કે—એક વાર કાશીનિવાસી વિશ્વેશ્વર પંડિત કુમારપાલની સભામાં આવ્યા ત્યાં હેમચન્દ્રાચાર્યને બેઠેલા જોઇ તેમણે એક શ્લોકાર્ધ કહ્યો:

पातु वो हेमगोपाल. कम्बलं दण्टमुद्वहन् ।

(દંડ અને કંબલ ધારણ કરનાર હેમ ગોપાલ તમારું રક્ષણ કરો.)

તુરત જ રામચન્દ્રે શ્લોકનું બીજું ચરણ રચ્યું:

षड्दर्शनपशुग्रामं चारयन् जैनगोचरे ।७

(કે જે ષડ્દર્શન રૂપી પશુઓને જૈન ગોચરમાં ચરાવે છે.)

આ ઉપરાંત પણ અન્ય કેટલાક ગ્રન્થોમાંથી રામચન્દ્રની સમસ્યા-પૂર્તિઓ મળી આવે છે. તે સર્વ રામચન્દ્રની પોતાની ન હોય તોપણ એક વિદ્વાન અને કવિ તરીકેની રામચન્દ્રની પ્રતિષ્ઠાની ચાલતી આવેલી પરંપરાને તે પ્રકટ કરે છે એ ભૂલવું ન જોઇએ.

### રામચન્દ્રનો સ્વાતંત્ર્યપ્રેમ

રામચન્દ્રનો સ્વભાવ સ્વાતંત્ર્યપ્રેમી અને માની હતો એમ તેમની કૃતિઓ પરથી અનુમાન થઇ શકે છે. 'નાટ્યદર્પણ'નાં રસ અને

૬. પ્રબન્ધચિન્તામણિ (ફા. ગ. સભાની આવૃત્તિ), પૃ. ૧૦૨

૭. એજન, પૃ. ૧૪૫

અભિનય વિષેનાં નૂતન વિધાનો રામચન્દ્રની સ્વતંત્ર વિચારશક્તિ અને પરંપરાને જ પ્રમાણ નહીં માનવાની બુદ્ધિજન્ય મનસ્વિતાને આભારી છે. એમનાં લખાણોમાં અનેક સ્થળે જે અહંભાવ જણાય છે તે સ્વતંત્ર અને માની સ્વભાવનું જ પરિણામ હોઇ શકે. પોતાને માટે તેમણે 'વિદ્યાત્રયીચણ,' 'અચુમ્બિતકાવ્યતંદ્ર' ૮ અને 'વિશીર્ણકાવ્યનિર્માણતંદ્ર' ૯ એવાં વિશેષણો વાપરેલાં છે. ઉપરાંત, અનેક સ્થળે તેમણે આત્મપ્રશંસાની ઉક્તિઓ મૂકી છે :

कविः काव्ये रामः सरसवचसामेकमतिः ।

—નલવિલાસ : શ્લોક ૨

ऋते रामादन्यः किमुत परकोटौ घटयितुं
रसान् नाट्यप्राणान् पटुरिति वितर्को मनसि मे ।

—નલવિલાસ : શ્લોક ૩

साहित्योपनिषद्विदः स तु रसः रामस्य वाचा परः ।

—સત્યહરિશ્ચન્દ્ર: શ્લોક ૩

प्रबन्धा इक्षुवत् प्रायो हीयमानरसाः क्रमात् ।
कृतिस्तु रामचन्द्रस्य सर्वा स्वादुः पुरः पुरः ॥

—કૌમુદીમિત્રાણંદ: શ્લોક ૪

સ્વાતંત્ર્યપ્રેમ એ કવિ રામચન્દ્રનું વિશિષ્ટ અને કદાચ અપ્રતીમ લક્ષણ છે. એમાંની ઉદ્દામ ભાવનાઓ આજે પણ જાણે કે અત્યંત આધુનિક લાગે છે. પોતાની રચનામાં પણ એને તેટલી સ્વતંત્રતા અને

૮ पञ्चप्रबन्धमिषपञ्चमुखानकेन विद्वन्मनःसदसि नृत्यति यस्य कीर्तिः ।
विद्यात्रयीचणमचुम्बितकाव्यतन्द्रं कस्तं न वेद सुकृती किल रामचन्द्रम् ॥

—રઘુવિલાસ: પ્રસ્તાવના

૯ જુઓ ફુટનોટ ૩

મૌલિકતા આણવાનો તેણે ખૂબ પ્રયાસ કર્યો છે. સાહિત્યચોરી કરનારાઓ અને પારકા વિચારો ઉછીના લેનારાઓ સામે તેણે વખતોવખત ઊભરો ઠાલવ્યો છે.[10] જીવનમાં પણ કવિ સ્વતંત્ર અને સ્પષ્ટવક્તા હશે એમ શ્રીપાલની સહસ્રલિંગસરોવરપ્રશસ્તિવાળા પ્રસંગ [ જે વિષે આગળ લખવામાં આવશે ] પરથી જણાઇ આવે છે. સ્વાતંત્ર્યપ્રેમથી ઉભરાતી તેમની કેટલીક સૂક્તિઓના નમૂના જોઇએ—

स्वातंत्र्यं यदि जीवितावधि मुधा स्वर्भूर्भुवो वैभवम् ।
—નલવિલાસ: ૨–૨

न स्वतन्त्रो व्यथां वेत्ति परतन्त्रस्य देहिनः ।
—નલવિલાસ: ૬–૭

अज्ञातगगनाः समाः परमतः स्वतन्त्रो भव ॥
—નલવિલાસ: અંતભાગ

प्राप्य स्वातन्त्र्यलक्ष्मीमनुभवतु मुदं शाश्वतीं सीमन्तैनः ।
—નિર્ભયભીમવ્યાયોગ: અંતભાગ

જિનસ્તવષોડશિકાના આરંભમાં અર્હત્‌ને स्वातंत्र्यधर्मापविश्राय કહીને રામચન્દ્ર નમસ્કાર કરે છે અને જિનસ્તોત્રના અંતમાં કહે છે કે—

स्वतन्त्रो देव भूयासं सारमेयोऽपि वर्त्मनि ।
मा स्म भूवं परायत्तः त्रिलोकस्यापि नायकः ॥

---

૧૦ જુઓ નાટ્યદર્પણવૃત્તિના અંતે परोपनीतशब्दार्थाः० તથા अकवित्व परस्तावद्० એ શ્લોકો, કૌમુદીમિત્રાણંદની પ્રસ્તાવનામાં એમાંનાજ પહેલા શ્લોકની પુનરુક્તિ તથા જિનસ્તોત્રમાં विद्वानपि यथा हास्य. परकाव्यैः कविर्भवन् ઇત્યાદિ.

આ વાર્તાએ સામાન્ય ઐતિહાસિક હકીકતોને ચમત્કારિક સ્વરૂપમાં મૂકવાના પ્રબન્ધકારોના શોખને આભારી હોય એમ જણાય છે. રામચન્દ્રની એક આંખ જન્મથી અથવા નાનપણમાં જ દૈવવશાત્ ગએલી હશે એમ 'વ્યતિરેકદ્વાત્રિંશિકા'ના અંતમાં તેમના જ એક શ્લોક ઉપરથી અનુમાન થઇ શકે છે—

जगति पूर्वविधेर्विनियोगतो विधिननान्य–गलत्तनुताऽऽदिकम् ।
सकलमेव विलुम्पति य. क्षणादभिनव. शिवस्त्रष्टिकर मताम् ॥

બીજાં કેટલાંક સ્તોત્રોમાં પણ રામચન્દ્રે દૃષ્ટિદાન માટે પ્રાર્થના કરી છે. ૧૩

## રામચન્દ્રનું મરણ

રાજા કુમારપાલના મરણ પછી ગાદીએ આવનાર તેના ભત્રીજા અજયપાલે જૈનોનું દમન આરંભ્યું, અને પોતાના પુરોગામી રાજાઓએ બંધાવેલા અનેક જૈન પ્રાસાદો તોડી નંખાવ્યા. અગાઉના દ્વેષને કારણે રામચન્દ્રનું પણ તેણે મરણ નીપજાવ્યું.

આ વિષે જુદા જુદા ગ્રન્થોમાં નજીવા ફેરફારો સાથે એકસરખી જ હકીકત મળે છે. રાજશેખરસૂરિ 'પ્રબન્ધકોશ'માં આ દ્વેષનું કારણ અને પરિણામ વર્ણવતાં લખે છે કે—રાજા કુમારપાલ અને હેમચન્દ્ર વૃદ્ધ થયા તે વખતે હેમચન્દ્રના શિષ્યમંડળમાં બે ભાગ પડી ગયા હતા. એક તરફ રામચન્દ્ર–ગુણચન્દ્ર વગેરે શિષ્યો અને બીજી તરફ બાલચન્દ્ર. બાલચન્દ્રને અજયપાલ સાથે મિત્રતા હતી એકવાર

---

૧૩. नेमे निधेहि निशिताखिलाभिराम–चन्द्रावदातमहम मयि देहि दृष्टिम् ।
—નેમિસ્તવઃ અંતભાગ

स्वस्तुनाथ्भिनरमीरद दु.स्थनाथे देव प्रसीद करुणा कुरु देहि दृष्टिम् ।
—પાર્શ્વિકા અંતર્ભાગ

આ વાર્તાઓ સામાન્ય ઐતિહાસિક હકીકતોને ચમત્કારિક સ્વરૂપમાં મૂકનારા પ્રબન્ધકારોના શોખને આભારી હોય એમ જણાય છે. રામચન્દ્રની એક આંખ જન્મથી અથવા નાનપણમાં જ દૈવનાત્ ગએલી હશે એમ 'વ્યતિરેકદ્વાત્રિંશિકા'ના અન્તમાં તેમના જ એક શ્લોક ઉપરથી અનુમાન થઇ શકે છે—

जगति पूर्वविधेविनियोगतः त्रिविधनेत्र–गलत्तनुताऽऽदिकम् ।
सकलमेव विलुम्पति य क्षणादमिनव दिवच्छविरेष मताम् ॥

બીજા કેટલાક સ્તોત્રોમાં પણ રામચન્દ્રે દૃષ્ટિદાન માટે પ્રાર્થના કરી છે.[13]

### રામચન્દ્રનું મરણ

રાજા કુમારપાળના મરણ પછી ગાદીએ આવનાર તેના ભત્રીજા અજયપાળે જૈનોનું દમન આરંભ્યું અને પોતાના પુરોગામી રાજાઓએ બંધાવેલા અનેક જૈન પ્રાસાદો તોડી નખાવ્યા. અજયપાળના હાથે રામચન્દ્રનું પણ કરુણ મરણ નીપજ્યું.

આ વિષે જુદા જુદા ગ્રન્થોમાં નજીવા ફેરફારો સાથે એક સરખી જ હકીકત મળે છે. રાજશેખરસૂરિ 'પ્રબન્ધકોશ'ના આ પ્રસંગનું કારણ અને પરિણામ વર્ણવતાં લખે છે કે—રાજા કુમારપાળ અને હેમચન્દ્ર વૃદ્ધ થયા તે વખતે હેમચન્દ્રના શિષ્યવર્ગના બે ભાગ પડી ગયા હતા. એક તરફ રામચન્દ્ર-ગુણચન્દ્ર વગેરે શિષ્યો અને બીજી તરફ બાલચન્દ્ર. બાલચન્દ્રને અજયપાળ સાથે મિત્રતા હતી. એ વાત

---

१३ नेम निबद्ध निखिलाखिलनाभिराम—चन्द्रावदातमहिमन् मयि देहि दृष्टिम् ।

—નેમિસ્તવ અન્તભાગ

शुद्धस्तुताऽङ्घ्रिनलिनीं हरिद्र स्वमाय देव प्रसीद करुणां कुरु देहि दृष्टिम् ।

—જો. મિ. અન્તભાગ

ગને મંત્રી આભડ અને હેમચન્દ્ર વચ્ચે, કુમારપાળ પછી ગાદી કોને મળવી જોઇએ એ વિષે મંત્રણા ચાલતી હતી હેમચન્દ્રે કહ્યું "ગાદી તો પ્રતાપમલ્લને મળવી જોઈએ અજયપાળ તમારા સ્થાપેલા ધર્મનો નાશ કરશે' આભડે કહ્યું 'ગમે તેવો તોપણ પોતાનો હોય તે જ સારો' બાલચંદ્રે આ સાભળ્યુ અને અજયપાળને કહ્યું આથી અજયપાળને રામચન્દ્ર વગેરે ઉપર દ્વેષ થયો હેમચન્દ્રના અવસાન પછી બત્રીસ દિવસે અજયપાળના વિષપ્રયોગથી કુમારપાળનુ અવસાન થયું હેમચન્દ્ર પ્રત્યેના વૈરને કારણે અજયપાળે તપાવેલા લોઢાના આસન પર બેસાડી રામચન્દ્રનુ મરણ નીપજાવ્યુ[૧૪] આવી જ હકીકત મેરુતુગના 'પ્રબન્ધચિન્તામણિ'મા,[૧૫] જયસિંહસૂરિના 'કુમારપાળચરિત'મા અને જિનમંડનગણિના 'કુમારપાળપ્રબન્ધ'મા મળે છે

'પુરાતન પ્રબન્ધસંગ્રહ'ના એક પ્રબન્ધમા રામચન્દ્રના મરણ સબધી એવી હકીકત જણાવેલી છે કે, 'હેમસૂરિના શિષ્યો રામચન્દ્ર

---

૧૪ પ્રબન્ધકોશ (સિંઘી જૈન ગ્રન્થમાળાની આવૃત્તિ) પૃ ૯૮

૧૫ પ્રબન્ધચિન્તામણિ લખે છે કે (રા ચૂ સભાની આવૃત્તિ પૃ ૧૪૫) તાબાના પતરા ઉપર બેસાડી રામચંદ્રનુ મરણ નીપજાવવાનો યત્ન કરવામા આવ્યો હતો પણ તેઓ નીચેનો દુહો બોલી જીભ કરડી મરણ પામ્યા હતા— *

> महीवीढह सचराचरह जिण सिरि दिन्हा पाय ।
> तसु अथमणु दिणेसरह हुउत होहि चिराय ॥

[આ સચરાચર પૃથ્વીના માથે જેમણે પગ મૂક્યો છે એવા દિનેશ્વર સૂર્યનો અસ્ત થાય છે થવાનુ હોય તે વાએ કે જે પણ થયા કરે છે ]

* 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'ના એક પ્રબન્ધમા (પૃ ૪૭) હેમચન્દ્રના અવસાન પછી શ્રીસંઘનો શોક શમાવતા રામચન્દ્રના મુખમા આ દુહો મૂકવામા આવ્યો છે

અને બાલચન્દ્ર હતા. ગુરુએ સુશિષ્ય જાણીને રામચન્દ્રને વિશેષ વિદ્યા આપી, માન આપ્યું. આથી રિસાઇને બાલચન્દ્ર ચાલી નીકળ્યો. અજયપાલની સાથે તેને મિત્રતા થઈ. પોતાને રાજ્ય પ્રાપ્ત થયા બાદ અજયપાલે રામચન્દ્રને કહ્યું–હેમચન્દ્રસૂરિની સર્વ વિદ્યા મારા મિત્ર બાલચન્દ્રને આપ. રામચન્દ્રે કહ્યું–ગુરુની વિદ્યા કુપાત્રને અપાતી નથી. રાજાએ કહ્યું–તો અગ્નિ......[१६] ક્રુદ્ધ કરીને તેના ઉપર (તપાવેલા પતરા ઉપર?) બેસતાં તેમણે દીધકપંચશતી (એટલે પાંચમો દૂહા?) બનાવી."[१७]

આ સર્વ ઉપરથી એટલું તો ચોક્કસપણે કહી શકાય છે કે, હેમચન્દ્રના શિષ્યમંડળમાંથી બાલચંદ્ર જુદા પડ્યા હતા એ ઐતિહાસિક સત્ય છે અને રામચન્દ્રના મૃત્યુમાં પણ બાલચન્દ્ર કારણભૂત હશે.

અજયપાલના જૈનમંત્રી યશઃપાલ ('મોહરાજપરાજય'ના કર્તા) તથા આભડ વગેરે શેઠિયાઓએ રામચન્દ્રસૂરિનું આવી રીતે મૃત્યુ થતું અટકાવવાના ઘણા પ્રયાસો કર્યા હતા, પણ તેમના એ સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા.[१८]

## ૨. ગુણચન્દ્ર

રામચન્દ્રના ગુરુભાઇ અને તેમની સાહિત્યપ્રવૃત્તિઓમાં અનેક પ્રકારે સહાય કરનાર ગુણચન્દ્ર વિષે લગભગ કંઇ જ જાણવામાં આવતું

૧૬. આ સ્થળે મૂળ પ્રતનાનો કેટલોક ભાગ ગયેલો હોઇ વાક્ય તૂટે છે.

૧૭. પુરાતન પ્રબન્ધસંગ્રહ (સિંધી જૈન ગ્રંથમાલા), પૃ. ૪૯

૧૮. રામચન્દ્ર વિષેના આ લખાણમાં તેમના અપ્રસિદ્ધ ગ્રન્થોમાંથી જે અવતરણો વગેરે લેવાયા છે તે પં. લાલચન્દ્ર ગાંધીએ લખેલ નલવિલાસના નાટકની સંસ્કૃત પ્રસ્તાવનામાંથી ઉદ્ધૃત કરેલા છે, એ હકીકતની અહીં સાભાર નોંધ લઉં છું.

નથી. પ્રાપ્ત સાધનો ઉપરથી માત્ર અનુમાનો જ બાંધવાનાં રહે છે. ગુણચન્દ્રનો એકેય સ્વતંત્ર ગ્રન્થ અત્યારસુધીમાં જાણવામાં આવેલો નથી. રામચન્દ્રને 'નાટ્યદર્પણ' એ નાટ્યશાસ્ત્રનો અને 'દ્રવ્યાલંકાર' એ પ્રમાણશાસ્ત્રનો ગ્રન્થ લખવામાં ગુણચન્દ્રે મદદ કરી હતી એ સુપ્રસિદ્ધ છે. એ બન્ને ગ્રન્થો ઉપરની વૃત્તિઓ પણ તેમણે સાથે જ લખેલી છે.

રામચન્દ્ર અને ગુણચન્દ્રના સ્વભાવમાં અમુક તફાવત હતો, એમ આપણે સહજ અનુમાન કરી શકીએ છીએ. બન્ને પ્રખર વિદ્વાનો તો હતા જ, પરન્તુ રામચન્દ્રનાં અગિયાર નાટકો, તેમાનું હજુ તો એકેય વસ્તુ વાંચનાર તેમાં જણાતા સમૃદ્ધ શૃંગારરસ અને હાસ્યજનક પ્રસંગો, સામાજિક અને રાજકીય ચિત્રો, મધુર, વિશદ અને આનંદજનક સૂક્તિઓ, ઉદ્દામ સ્વાતંત્ર્યપ્રેમ એ બધું બતાવે છે કે રામચન્દ્રની પ્રતિભા સર્વતોમુખી હતી, એનું માનસિક ઘડતર ગંભીરતાપરાયણ નહિ, કિન્તુ ઉલ્લાસમય હતું, તદ્દન સામાન્ય વસ્તુઓમાં પણ ઊંડો રસ લઈ તેમાંનું સૌન્દર્ય પિછાણવાની ઉચ્ચ સાહિત્યિકોમાં સાધારણ એવી જે શક્તિ તે તેમના માનસમાં સભર ભરેલી હતી. બીજી બાજુ ગુણચન્દ્ર વિષે એમ કહી શકાય કે તેઓ વિદ્વાન હતા, મર્મજ્ઞ અને સાહિત્યકાર નહોતા. રામચન્દ્ર જ્યારે નાટકો, સુભાષિતકોશો કે એવું લલિત સાહિત્ય રચે છે ત્યારે તેઓ તેમની સાથે જોડાતા નથી, પરન્તુ 'નાટ્યદર્પણ' કે 'દ્રવ્યાલંકારવૃત્તિ' જેવા ગંભીર અને વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થો તૈયાર કરવામાં તેમની સાથે કાર્ય કરે છે એ સૂચક છે.

જેસલમેર ભંડારમાંની 'દ્રવ્યાલંકારવૃત્તિ'ની તાડપત્ર ઉપરની પ્રત સં. ૧૨૦૨માં લખાયેલી, એથી એ ગ્રન્થ તે પહેલાં લખાયેલો હોવો જોઈએ એવું અનુમાન થાય છે.[૧૯]

૧૯ જેસલમેર ભંડારની સૂચિ (ગા. ઓ. સી.) પૃ. ૧૧

‘શતાર્થીકાવ્ય’ના કર્તા સોમપ્રભસૂરિએ સં. ૧૨૪૧માં પાટણમાં, હેમચન્દ્રે કુમારપાલને કરેલા ઉપદેશના વિષય પર, ‘કુમારપાલપ્રતિબોધ’ એ વિશાળ ગ્રન્થ પ્રાકૃત ભાષામાં રચ્યો હતો. હેમચન્દ્રના ત્રણ શિષ્યો ગુણચન્દ્ર, મહેન્દ્રમુનિ અને વર્ધમાનગણિએ તે ગ્રન્થ સાદ્યંત સાંભળ્યો હતો, એવો ઉલ્લેખ તેની પ્રશસ્તિમાંથી મળે છે.[20]

## ૩. મહેન્દ્રસૂરિ

હેમચન્દ્રે સંસ્કૃત ભાષાને ચાર કોશની ભેટ ધરી છે–શબ્દોના પર્યાયો દર્શાવતો ‘અભિધાનચિન્તામણિ,’ વનસ્પતિશાસ્ત્ર અને વૈદકના શબ્દોને લગતો ‘નિઘંટુકોશ,’ દેશ્ય શબ્દોનો કોશ ‘દેશીનામમાલા’ અને એક જ શબ્દોના નાનાવિધ અર્થો બતાવતો ‘અનેકાર્થસંગ્રહ.’ આ પૈકી પહેલા બે કોશ ઉપર અનુક્રમે દશ હજાર અને ત્રણ હજાર શ્લોકની વિસ્તૃત ટીકાઓ તેમણે લખેલી છે. એમ અનુમાન થાય છે કે ‘અભિધાનચિન્તામણિ’ પરની ટીકા એ હેમચન્દ્રની છેલ્લી કૃતિ હશે, કેમકે ‘યોગશાસ્ત્ર’ અને ‘ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર’ વિષેના ઉલ્લેખો આપણને તેમાંથી સાંપડે છે. ‘અનેકાર્થસંગ્રહ’ પર ટીકા લખવાની પણ હેમચન્દ્રની યોજના હોવી જોઈએ, પરન્તુ એ વિચાર અમલમાં આવી શકે તે પૂર્વે જ તેમનું અવસાન થયું. આથી તેમના શિષ્ય મહેન્દ્રસૂરિએ, ગુરુએ પોતાના જીવનકાળમાં જે કંઈ કહેલું તે ઉપરથી એ ગ્રન્થ ઉપર ‘અનેકાર્થકૈરવાકરકૌમુદી’ એ ટીકા પોતાના

---

૨૦ श्रीहेमसूरिपदपङ्कजहंसैः श्रीमहेन्द्रमुनिपैः श्रुतमेतत् ।
वर्द्धमानगुणचन्द्रगणिभ्यां साकमाकलितशास्त्ररहस्यैः ॥

—કુમારપાલપ્રતિબોધ (ગા. ઓ. સી.), પૃ. ૪૭૮

ગુરુના નામથી જ લખી છે[21] હેમચન્દ્રાચાર્યનો સ્વર્ગવાસ સં. ૧૨૨૯માં થયો, તે પછી ટૂંક સમયમાં તે લખાઈ હશે એમ કલ્પના થાય છે મહેન્દ્રસૂરિની આ સિવાય બીજી કોઈ કૃતિ જાણવામાં નથી

## ૪. વર્ધમાનગણિ

કુમારપાલે બંધાવેલા 'કુમારવિહાર'ની પ્રશસ્તિરૂપ કુમારવિહારપ્રશસ્તિકાવ્ય પર વ્યાખ્યા લખીને વર્ધમાનગણિએ એ કાવ્યના ૧૧૬ અર્થ કરી બતાવ્યા હતા એ વ્યાખ્યાને અંતે તેમણે લખ્યું છે કે અગાઉ આ કાવ્યના ૭ અર્થ કરવામાં આવેલા છે, પરંતુ મેં કુતૂહલથી તેના ૧૧૬ અર્થ કર્યા છે[22] આ વસ્તુ વર્ધમાનગણિના અદ્‌ભુત પાંડિત્ય પર પ્રકાશ પાડે છે

---

૨૧ श्रीहेमचन्द्रशिष्येण श्रीमन्महेन्द्रसूरिणा ।
भक्तिनिष्ठेन टीकैषा तन्नाम्नैव प्रतिष्ठिता ॥
सम्यग्ज्ञाननिधेर्गुणैरनवधेः श्रीहेमचन्द्रप्रभो—
र्ग्रन्थे व्याकृतिदुष्कराल्पमतिना नास्मादृशां सादृशम् ।
व्याख्याम क्व तथापि तु पुनरिदं नाथप्रमत्तमनन्
तस्यासन्न रिथतस्य (?) हि वय व्याख्यामनुस्मरे ॥

—સંસ્કૃત હાથપ્રતોની શોધનો ડૉ. પિટર્સનનો અહેવાલ નં. ૧ સને ૧૮૮૨–૮૩ પૃ. ૨૩૩ ઉપર ઉતારેલી પ્રસ્તુત ગ્રન્થની પ્રશસ્તિ

૨૨ છએક વર્ષ પર પાટણમાં પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીએ આ વ્યાખ્યાની અત્યંત સૂક્ષ્મ અક્ષરોએ લખાયેલી એક સુન્દર પ્રત મને બતાવી હતી. શ્રી સારાભાઈ નવાબે 'જૈન અનેકાર્થ ગ્રન્થસંગ્રહ'માં આ કૃતિ પ્રસિદ્ધ કરી છે (પાટણમાં હેમસારસ્વત સત્ર પ્રસંગે યોજાયેલા પ્રદર્શનમાં ઉપર્યુક્ત સૂક્ષ્માક્ષરી પ્રત મૂકવામાં આવી હતી તે પ્રદર્શન જોનાર સજ્જનોના ધ્યાનમાં હશે ) તેમાં કર્તા જણાવે છે—

श्रीहेमचन्द्रसूरिशिष्येण वर्धमानगणिना कुमारविहारप्रशस्तौ काव्येऽस्मिन् पूर्वं षडर्थे कृतेऽपि कौतुकात् षोडशोत्तर व्याख्यान चक्रे ।

## ૫. દેવચન્દ્ર

હેમચન્દ્રના ગુરુનું નામ પણ દેવચન્દ્ર છે, તેથી 'જૈન ગ્રન્થાવલિ'માં ભૂલથી આ દેવચન્દ્રને હેમચન્દ્રના ગુરુ લેખવામાં આવ્યા છે તે બરાબર નથી. હેમચન્દ્રના એક શિષ્યનું નામ પણ દેવચન્દ્ર હતું તેમણે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' નામનું નાટક લખેલું છે અને તેની હસ્તલિખિત પ્રત જેસલમેરના ભંડારમાં છે.[૨૩] આ નાટકની રચનામાં એક શેષભટ્ટારકે સહાય કરી હતી, એમ તેના અંતમાં ઉલ્લેખ છે. પરન્તુ આ શેષભટ્ટારક કોણ તે જાણી શકાતું નથી. 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ'ની નાયિકા તરીકે ચન્દ્રલેખા વિદ્યાધરીને કલ્પવામાં આવી છે. પરન્તુ કુમારપાળે સપાદલક્ષના રાજા અર્ણોરાજને હરાવ્યો તે પરત્વે કુમારપાલના વીરત્વને વર્ણવતું આ પ્રશંસાત્મક નાટક છે. વળી નાટક કુમારપાલની ખાસ આજ્ઞાથી લખાયું હોય એ પણ સંભવિત છે, કેમકે કુમારવિહારમાં શ્રીઅજિતનાથદેવના વસન્તોત્સવ પ્રસંગે કુમારપાળની સભાના પરિતોષ અર્થે ભજવવાને તે રચાયું છે, એમ સૂત્રધાર પ્રસ્તાવનામાં કહે છે.[૨૪] અર્ણોરાજ સાથેનો કુમારપાલનો વિગ્રહ અનેક વર્ષ સુધી ચાલ્યો હતો, પરન્તુ કુમારપાલનો સંપૂર્ણ

---

૨૩. ચંદ્રલેખાવિજયપ્રકરણને અંતે—

विद्याम्भोनिधिमन्थमन्दरगिरि. श्रीहेमचन्द्रो गुरु
र्सान्निध्यैकरनिर्निबन्धपविधये श्रीशेषभट्टारकः ।
यस्य स्त कविपुङ्गस्य जदिन श्रीदेवचन्द्रस्य सा
कीर्तिस्तस्य जगत्त्रये विजयनाद् सान्द्र (?) ल्लीलायिते ॥

—જેસલમેર ભંડારની સૂચિ (ગા. ઓ. સી.), પૃ. ૬૪

૨૪. 'कुमारविहारे मूलनायकपार्श्वजिनेवामपार्श्वावस्थितश्रीमदजितनाथदेवस्य वसन्तोत्सवे कुमारपालपरिषदेन.परितोषायास्य प्रणयनम् ।'

—એજન

વિજય સં ૧૨૦૭માં અથવા તેથી થોડો સમય અગાઉ થઇ ગયો હોવો જોઇએ કેમકે ચૌલુક્ય કુમારપાળના સં ૧૨૦૭ના શિલાલેખમાં એમ જણાવેલું છે કે શાકંભરીના રાજાનો પરાજય કરીને તથા શાલીપુર નામના ગામમાં પોતાના લશ્કરને રાખીને ચીનાડની શોભા જોવા માટે રાજા ત્યાં આવ્યો હતો આ ઉપરથી એ નક્કી થાય છે કે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' સં ૧૨૦૭માં અગર ત્યાર પછી ટૂંક સમયમાં રચાયું હશે

આ ઉપરાંત દેવચન્દ્રની 'માનમુદ્રાભંજન' નામની બીજી એક રચના હતી એમ અન્ય સ્થળોએ મળતા ઉલ્લેખ પરથી સમજી શકાય છે પરંતુ એ કૃતિનો હજી પત્તો લાગતો નથી[૨૫]

## ૬ ઉદયચન્દ્ર

ઉદયચન્દ્રે લખેલો એક પણ ગ્રંથ હજી સુધી પ્રકાશમાં આવેલો નથી પરન્તુ તેમના ઉપદેશથી એક કરતાં વધુ ગ્રન્થો રચાયાની હકીકત મળે છે તેઓ એક સારા વિદ્વાન હતા પ્રબન્ધચિન્તામણિમાં કુમારપાલપ્રબન્ધાન્તર્ગત ઉદયચન્દ્રપ્રબન્ધમાં જણાવેલું છે કે એકવાર કુમારપાલ સમક્ષ ઉદયચન્દ્રના ગુરુ હેમાચાર્ય યોગશાસ્ત્ર વાંચતા હતા તેમાં પ્રકરણ આદિના ભાગમાં दन्तक्षालनशास्त्रवस्त्राण्णा ग्रहणमाकर એ શ્લોક આવ્યો તેમાં હેમાચાર્યના મૂળ પાઠને સુધારીને રોમ્ણા ને બદલે રોમ્ણો એ પ્રમાણે ઉદયચન્દ્રે વારંવાર વાંચ્યું હેમચન્દ્રે એમ કરવાનું કારણ પૂછતાં ઉદયચન્દ્રે પ્રાણીઓના અંગો વાદિત્રો વગેરે માટે દ્વન્દ્વસમાસમાં એકવચન સિદ્ધ છે એમ બતાવ્યું એથી હેમાચાર્યે રાજાએ તેમ જ બીજાઓએ તેમની પ્રશંસા કરી[૨૬]

ઉદયચન્દ્રના ઉપદેશથી દેવેન્દ્રે 'સિદ્ધહૈમબૃહદ્વૃત્તિ' ઉપર 'પ્રતિ

---

૨૫ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ ૨૮૦

૨૬ પ્રબન્ધચિન્તામણિ (ફા ગુ. સભાની આવૃત્તિ) પૃ ૧૪૭

ચિદુર્ગપદ વ્યાખ્યા' નામની ટીકા[27] તથા "'ઉપમિતિપ્રપંચકથા સારોદ્ધાર'[28] એ ગ્રન્થો લખ્યા હતા, તથા ચન્દ્રગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય કનકપ્રભે 'હૈમન્યાસસાર'નો ઉદ્ધાર કર્યો હતો [29] 'હૈમ બૃહદ્વૃત્તિ' પર વ્યાખ્યા લખનાર દેવેન્દ્રને ડૉ બુહ્લરે ઉદયચન્દ્રના શિષ્ય માન્યા છે [30]

---

૭ આ ટીકાની સં. ૧૨૭૧મા લખાયેલી જેસલમેરના બૃહદ્જ્ઞાન ભંડારની પ્રતિમાથી ડૉ. બુહ્લરે હેમચન્દ્રાચાર્ય વિષેના પોતાના નિબંધમાં ઉતારેલું મંગલાચરણ

॥ अर्ह ॥ प्रणम्य केवलालोकावलोकितजगत्त्रयम् ।
जिनेशं श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासने ॥

शब्दविद्याविदां वन्द्योदयचन्द्रोपदेशतः
न्यासतः कतिचिद्दुर्गपदव्याख्याभिधीयते ॥

—Life of Hemachandracharya (સીંઘી જૈન ગ્રન્થમાલા) પૃ ૮૧

૨૮ જુઓ પાટણ ભંડારના પુસ્તકોની વર્ણનાત્મક સૂચિ (ગા. ઓ સી ) ભાગ ૧ પૃ ૬૧

૨૯ भूपालमौलिमाणिक्यमालालालितशासन ।
दर्शनषट्कनिस्तन्द्रो हेमचन्द्रसूरीश्वरः ।
तेषामुदयचन्द्रोऽस्ति शिष्यः सत्त्ववतां वरः ।
यावज्जीवमभूद् यस्य व्याख्या ज्ञानामृतप्रपा ॥

तस्योपदेशात् देवेन्द्रसूरिशिष्यलवो व्यधात् ।
न्यासमारसमुद्धारं मनीषी कनकप्रभः ।

—હૈમશબ્દાનુશાસન બૃહન્ન્યાસ પ્રાન્તે (નવવિલાસ પ્રસ્તાવના પૃ ૨૪)

૩૦ Life of Hemachandracharya (સીંઘી જૈન ગ્રન્થમાલા) પૃ ૮૧

## ૭ યશશ્ચન્દ્ર

યશશ્ચન્દ્રનો લખેલો કોઈ પણ ગ્રન્થ હજુ સુધી મળેલો નથી[31] પણ પ્રબન્ધોમાં તેમના વિશેના ઉલ્લેખો અને વાતો આવે છે તે ઉપરથી સમજાય છે કે તેઓ ઘણો વખત હેમચન્દ્રસૂરિની સાથે રહેતા હતા 'પ્રબન્ધચિન્તામણિ'માં બે સ્થળે યશશ્ચન્દ્રગણિ વિશેનો ઉલ્લેખ મળે છે એક સ્થળે જણાવેલું છે કે એક વાર દેવતાપૂજનના સમયે હેમચન્દ્ર કુમારપાલના મહેલમાં પહોંચ્યા ત્યારે યશશ્ચન્દ્ર તેમની સાથે હતા[32] બીજે સ્થળે એમ જણાવેલું છે કે આમ્ર મહેતાએ ભરૂચમાં પોતાના પિતાના શ્રેયાર્થે શકુનિવિહાર બંધાવ્યો હતો તેની ઉપર ધ્વજ ચઢાવવાના ઉત્સવ પ્રસંગે નૃત્ય કરતા મિથ્યાત્વીઓની દેવીના દોષમાં આવી જવાને લીધે મહેતા આખર સ્થિતિએ પહોંચી ગયા હતા તેનું નિવારણ કરવા માટે હેમચન્દ્ર તથા યશશ્ચન્દ્ર પાટણથી ભરૂચ આવ્યા હતા અને દોષનું નિવારણ કરી પાછા પાટણ ગયા હતા[33] આ ઉપરાંત પ્રભાચન્દ્રસૂરિના 'પ્રભાવકચરિત'માં[34] તથા જિનમણ્ડનગણિના 'કુમારપાલપ્રબન્ધ'માં[35] પણ યશશ્ચન્દ્રનો નામોલ્લેખ મળે છે

---

૩૧ મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણના કર્તા શ્રાવક યશશ્ચન્દ્રને શ્રી કનૈયાલાલ મુનશીએ (જુઓ Gujarat and its literature પૃ ૪૭) તથા શ્રી રામલાલ મોદીએ (જુઓ 'બુદ્ધિપ્રકાશ' ફેબ્રુઆરી ૧૯૩૦માં તેમનો લેખ 'પાટણના ગ્રન્થકારો') હેમચન્દ્રનો શિષ્ય માન્યો છે તે વાસ્તવિક નથી

૩૨ પ્રબન્ધચિન્તામણિ (ફા. ગૂ. સભાની આવૃત્તિ) પૃ ૧૩૦

૩૩ એજન પૃ ૧૪૩ ૧૪૪

૩૪ પ્રભાવકચરિત હેમચન્દ્ર પ્રબન્ધ શ્લોક ૭૩૭

૩૫ કુમારપાલપ્રબન્ધ પૃ ૧૯૮

## ૮. બાલચન્દ્ર

માનચન્દ્રના ગુરુદ્રોહ વિષે તથા તેના પરિણામરૂપે નીપજેલા રામચન્દ્રના અકાળ મૃત્યુ વિષે આગળ કહેવાઈ ગયું છે. આ વિષયમાં વધુ લખતાં 'પ્રબન્ધકોશ'કાર જણાવે છે કે-રામચન્દ્રના અવસાન પછી, 'આ તો પોતાના ગોત્રની જ હત્યા કરનાર છે' એમ કહીને બ્રાહ્મણોએ બાલચન્દ્રને રાજા અજયપાલના મનથી ઉતારી નાખ્યા હતા. આથી લજ્જા પામી બાલચન્દ્ર માળવા તરફ ચાલ્યા ગયા હતા અને ત્યાં જ તેમનું અવસાન થયું હતું.[૩૬]

'સ્નાતસ્યા૦' નામની પ્રસિદ્ધ સ્તુતિ બાલચન્દ્રે રચી હોવાનું કહેવાય છે.

---

૩૬ પ્રબન્ધકોશ (સીંઘી જૈન ગ્રન્થમાલા), પૃ ૯૮

# ગુજરાતમાં સંસ્કૃત નાટક

ગુજરાતમાં ખેડાતું સંસ્કૃત સાહિત્ય તો ઘણા પ્રાચીન કાળથી મળે છે. શ્રીકૃષ્ણના પુત્ર સાંબના નામે ચઢેલી 'સાંબપંચાશિકા'ને પાછળની કૃતિ માનવામાં આવે તોપણ વલભી રાજ્યકાળથી તો ગુજરાતમાં સંસ્કૃત સાહિત્ય સારા પ્રમાણમાં ખેડાતું છે. એ કાળમાં ગુજરાતે સંસ્કૃત સાહિત્યને ધરેલી સૌથી મહત્ત્વની ભેટ ભારતીય સાહિત્યનું સર્વપ્રથમ વ્યાકરણકાવ્ય ભટ્ટિકૃત 'રાવણવધ' અથવા 'ભટ્ટિકાવ્ય'. વલભીપુર પછીનું ગુજરાતનું પાટનગર તે શ્રીમાલ. સંસ્કૃત પદ્યકાવ્યો પૈકી એક 'શિશુપાલવધ'નો કર્તા મહાકવિ માઘ, 'બ્રહ્મસ્ફુટસિદ્ધાન્ત'નો કર્તા સુપ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્ત તથા 'ઉપમિતિ ભવપ્રપંચકથા'ના કર્તા સિદ્ધર્ષિ વગેરે શ્રીમાલમાં થઈ ગયા.

## બિલ્હણકૃત 'કર્ણસુન્દરી'

પરન્તુ વલભીપુર કે શ્રીમાલમાં રચાયેલું કોઈ સંસ્કૃત નાટક આજે આપણને પ્રાપ્ત થતું નથી. અત્યારે મળતાં સાધનો ઉપરથી વિચાર કરતાં ગુજરાતમાં રચાયેલું પહેલું સંસ્કૃત નાટક તે કાશ્મીરી કવિ બિલ્હણની 'કર્ણસુન્દરી' નાટિકા ગણવી જોઈએ.[1] પોતાની માતૃભૂમિ કાશ્મીર છોડીને તે કાળના પંડિતોની જેમ બિલ્હણ પણ અનેક

---

૧ શીલાચાર્ય કે શીલાંકસૂરિ નામે જૈન આચાર્યે 'મહાપુરિસચરિય' નામના પોતાના પ્રાકૃત ગ્રંથમાં 'વિબુધાનન્દ' નામનું એકાંકી સંસ્કૃત નાટક રચેલું છે એમ પ્રમુખશ્રી જણાવે છે. શીલાચાર્યનો સમય ઘણું કરીને વિક્રમના દસમા સૈકાના પ્રારંભમાં જાય છે.

દેશોમાં ફરતાં ફરતાં પાટણમાં કર્ણ મોલંકીના અમાત્ય શાન્તૂ–સંપત્કર–ના આશ્રયે આવીને રહ્યો હતો, અને ત્યાં જ તેણે એ નાટિકા લખી હતી. નાટિકાનું વસ્તુ કવિએ કાલિદાસકૃત ‘માલવિકાગ્નિમિત્ર’ અને હર્ષદેવકૃત ‘રત્નાવલી’ના અનુકરણ રૂપે જ ઘડયું હોય એમ લાગે છે. ‘કર્ણસુન્દરી’ની નાયિકા કર્ણસુન્દરી વિદ્યાધરી છે. કર્ણ સાથેના તેના પ્રેમપ્રસંગ અને અંતે લગ્નનું આ નાટિકામાં નિરૂપણ છે. નાયિકા કર્ણસુન્દરી તે કોણ એ વિશે કંઇ સ્પષ્ટતા લેખક કરતો નથી, પણ તે કર્ણાટકની રાજપુત્રી અને સિદ્ધરાજની ભાવી માતા મયણલ્લા છે, એમ અનુમાન થઇ શકે છે. મંત્રી સંપત્કર આપણને વત્સરાજ ઉદયનના મંત્રી યૌગન્ધરાયણની યાદ આપે છે. સંપત્કરનો આશય આ લગ્ન વડે કર્ણને ચક્રવર્તી બનાવવાનો છે, અને લગ્નસંબંધ સિદ્ધ થાય છે તે પણ તેની કુશળતા વડે જ.

આ નાટિકાનો સમય વિક્રમના બારમા સૈકાનો પૂર્વાર્ધ છે. મંત્રી સંપત્કરની આજ્ઞાથી પાટણમાં શાન્ત્યુત્સવગૃહમાં આદિનાથના યાત્રા-મહોત્સવ વખતે તે ભજવાયેલી, એવો તેની પ્રસ્તાવનામાં ઉલ્લેખ છે.

આ નાટિકા રચાયા પછી બિલ્હણ ગૂજરાતમાં લાંબો સમય રહ્યો નહોતો એમ લાગે છે. કોઇ કારણસર અપ્રસન્ન થઇને તે દક્ષિણ તરફ ચાલ્યો ગયો હતો.[૨]

---

૨. કલ્યાણના ચૌલુક્ય રાજાના આશ્રયે રહીને તેણે લખેલા ‘વિક્રમાઙ્કદેવચરિત’માનો પેલો ગૂર્જરનિન્દાનો સુપ્રસિદ્ધ શ્લોક જુઓ:—

वक्षावन्ध विदधति न ये सर्वदैवातिशुद्धा—
स्तद् भाषन्ते किमपि भवते यज्जुगुप्सास्पदत्वम् ।
तेषा मार्गे परिचयवशादर्जित गूर्जराणा
यः सन्ताप शिथिलमकरोत् सोमनाथ विलोक्य ॥

## યશશ્ચન્દ્રકૃત 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ' અને બીજાં નાટકો

આ પછીના સમયમાં, સિદ્ધરાજ જયસિંહના દરબારમાં ગૂજરાતના ધાર્મિક અને સામાજિક ઇતિહાસમાં યાદગાર એવો એક બનાવ બન્યો હતો. એ કાળમાં જુદા જુદા સંપ્રદાયો અને મતમતાન્તરોના આચાર્યો વચ્ચે વાદવિવાદો ચાલ્યા કરતા હતા. આવો એક વાદ સિદ્ધરાજની સભામાં દિગંબર કુમુદચન્દ્ર અને શ્વેતાંબર વાદી દેવસૂરિ વચ્ચે સં. ૧૧૮૧માં થયો હતો. 'સ્ત્રીઓને મોક્ષ મળે કે નહિ?' તથા 'શ્વેતાંબરોને મોક્ષ મળે કે નહિ?' એ વાદનો વિષય હતો. દેવસૂરિના મત મુજબ સ્ત્રીઓને મોક્ષ મળી શકે, કારણ સ્ત્રીઓ પણ 'સત્ત્વ'શાળી હોય છે. આ માટે શાસ્ત્રોમાંથી સીતા આદિ સતીઓના નામ ટાંકવામાં આવ્યાં હતાં, પણ સમકાલીન વ્યક્તિ તરીકે રાજમાતા મયણલ્લાના નામનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. ઘણા દિવસ ચાલેલા આ વાદવિવાદને વિષય બનાવતું સપાદલક્ષના રાજાના આશ્રિત મોઢ વણિક યશશ્ચન્દ્રનું 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ' મળે છે. વાદવિવાદમાં છેવટે કુમુદચન્દ્રની હાર થઈ. છેલ્લા ઉપાય તરીકે, કુમુદચન્દ્રે દેવસૂરિના બોલાયેલી શબ્દપ્રયોગમાં વ્યાકરણની ભૂલ કાઢવાનો પ્રયાસ કર્યો હતો, પરન્તુ એ પ્રયોગ પાણિનિ વ્યાકરણ પ્રમાણે છે એમ મધ્યસ્થોએ જણાવ્યું હતું.

આ નાટક ગૂજરાતના ધાર્મિક અને સામાજિક ઇતિહાસ માટે ઘણું મહત્ત્વનું છે. રાજાઓની ન્યાયપ્રિયતા અને વિદ્યાપ્રેમ, ધર્માચાર્યોની પરમતઅસહિષ્ણુતા અને વાદપ્રિયતા વગેરેનો પરિચય આમાંથી થાય છે. આ વાદવિવાદમાં સિદ્ધરાજ પોતે જ અધ્યક્ષસ્થાને હતો તથા મહર્ષિ, ઉત્સાહ, સાગર અને રામ એ ચાર પંડિતો તેની સહાયમાં હતા. સિદ્ધરાજની સભાનું તથા તેની વિદ્વત્તાનું પણ સરસ વર્ણન આ નાટકમાંથી આપણને પ્રાપ્ત થાય છે.

આ નાટકના કર્તા યશશ્ચન્દ્રનું 'રાજિમતીપ્રબોધ' નામનું બીજું

એક નાટક પણ મળે છે. નેમિનાથ–રાજિમતીનું સુપ્રસિદ્ધ કથાનક એ જ આ નાટકનો વિષય છે. તેની પ્રસ્તાવનામાં સૂત્રધારના કથન ઉપરથી જણાય છે કે યશશ્ચન્દ્રે બે મહાકાવ્યો તથા ચાર નાટકો લખ્યાં હતાં, પણ આ બીજાં બે નાટકોનો પત્તો હાલમાં લાગતો નથી.

## કવિ રામચન્દ્ર

આ પછી, કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચન્દ્રના પટ્ટશિષ્ય અને ગૂજરાતના પ્રધાન નાટકકાર અને નાટ્યશાસ્ત્રી રામચન્દ્રની કૃતિઓ ખાસ ઉલ્લેખ માગી લે છે. ગૂજરાતમાં લખાયેલાં આશરે અઢી ડઝન સંસ્કૃત નાટકો આજ સુધી જાણવામાં આવ્યાં છે, તેમાંથી અગિયાર તો એકલા રામચન્દ્રે જ લખેલાં છે. ગૂજરાતના નાટકસાહિત્યમાં રામચન્દ્રની કૃતિઓનું વિશિષ્ટ સ્થાન છે. નાટ્યશાસ્ત્રનો કવિનો અભ્યાસ, ભાષા પરનું પ્રભુત્વ, નાટકમાં છંટાયેલો મર્માળો વિનોદ, સરળ, વિશદ અને મધુર સૂક્તિઓ, કથાનકના પ્રસંગોને નાટ્યાનુરૂપ બનાવવાની આવડત–એ બધું સંસ્કૃત નાટ્યલેખકોના ભલે પહેલા વર્ગમાં નહિ, તોપણ બીજા વર્ગમાં તો રામચન્દ્રને સહેજે સ્થાન અપાવે તેમ છે.[3]

## રામચન્દ્રનું 'નાટ્યદર્પણ'

નાટ્યશાસ્ત્ર અને રસશાસ્ત્રના પણ રામચન્દ્ર એક ઉત્તમ જ્ઞાતા હતા. પોતાના ગુરુભાઈ ગુણચન્દ્ર સાથે મળી તેમણે 'નાટ્યદર્પણ' નામનો નાટ્યશાસ્ત્રનો ગ્રન્થ તેમ જ તે ઉપરની વૃત્તિ લખી છે. આ 'નાટ્યદર્પણ' અત્યંત મહત્ત્વનો ગ્રન્થ છે, કેમકે નાટ્યશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થો માત્ર આંગળીના વેઢે ગણાય એટલા છે. નાટ્યશાસ્ત્ર ઉપરાંત બીજી રીતે પણ 'નાટ્યદર્પણ'ની અગત્ય છે. વિવિધ વિષયોના

---

૩. રામચન્દ્રના જીવન અને લેખનકાર્ય વિષે સવિસ્તર ચર્ચા માટે જુઓ "હૈમસારસ્વત સત્ર "માં મારો નિબંધ 'હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ'

ઉદ્ધરણ આપવા માટે રામચન્દ્રે એમાં જૂના સુભાષિત સંસ્કૃત નાટકોમાંથી અવતરણ આપ્યાં છે અથવા એ નાટકોના પ્રસ્તુત ઉલ્લેખો કર્યા છે. આ નાટકો પૈકી કેટલાંક તો આજે અપ્રાપ્ય છે. વિશાખદત્તનું 'દેવીચન્દ્રગુપ્ત' નાટક જે અત્યારે મળતું નથી તેના સંખ્યાબંધ અવતરણો નાટ્યદર્પણમાં જળવાઈ રહ્યાં છે અને તેથી ગુપ્ત રાજાના ઇતિહાસ ઉપર કેટલોક પ્રકાશ પડે છે. સમ્રાટ સમુદ્રગુપ્ત અને તેના પુત્ર ચન્દ્રગુપ્તની વચ્ચે રામગુપ્તનો મોટો પુત્ર રામગુપ્ત થયો. રાજતખત માટે ગાદીએ આવેલો હતો એવી શોધ એ ઉપરથી થઈ છે. એ રામગુપ્ત કેવો હતો, તેણે કેવાં નીચ કૃત્યો કર્યાં હતાં અને છેવટે તે કેવી રીતે ભૂંડે હાલે મર્યો—એ વૃત્તાન્તનું નિરૂપણ 'દેવીચન્દ્રગુપ્ત' નાટકમાં રચાયેલાં આ નાટકનું રામચન્દ્ર આપેલાં અવતરણોદ્ધારા બચેલાં એ નાટકનાં ટુકડાઓનો આધાર લઈ શ્રી નૈયાપાન મુનશીએ 'ધ્રુવસ્વામિની દેવી એક ગેરાયેલા નાટકનું નવદર્શન' એ નામે ઐતિહાસિક નાટક લખ્યું છે.[૪]

## રામચન્દ્રના અગિયાર નાટકો

રામચન્દ્રે નલવિલાસ, રઘુવિલાસ, યદુવિલાસ, સત્યહરિશ્ચન્દ્ર, નિર્ભયભીમ વ્યાયોગ, મલ્લિકામકરન્દ પ્રકરણ, રાઘવાભ્યુદય, રોહિણી મૃગાંક પ્રકરણ, વનમાલાનાટિકા, કૌમુદીમિત્રાણંદ અને યાદવાભ્યુદય એ પ્રમાણે અગિયાર નાટકો લખ્યાં છે, જેમાંનાં કેટલાંક એ જમાનામાં ભજવાતાં પણ હશે.

વસ્તુને નાટ્યોચિત બનાવવાની રામચન્દ્રની કુશળતાના પરત્વે એનું 'નલવિલાસ' નાટક જોતાં જણાય છે કે નળદમયંતીની મૂળ કથામાંના

---

૪ રામચન્દ્રે નાટ્યદર્પણમાં નાટ્યશાસ્ત્ર અને અભિનયકલા પરત્વે કેટલાક મહત્ત્વના અને તે કાળને લક્ષ્યમાં લેતાં તો પ્રણાલિકાભંજક ગણી શકાય એવા વિધાનો કર્યાં છે એ સંબંધી વિશેષ માટે જુઓ આ ગ્રન્થમાં 'હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ' એ લેખમાં 'નાટ્યશાસ્ત્રી રામચન્દ્ર'

ચમત્કારો એણે શક્ય તેટલે અંશે કાઢી નાખ્યા છે. હંસનું દૂતીકાર્ય, નલરાજાના શરીરમાં કલિપ્રવેશ, પક્ષીઓ તેનું વસ્ત્ર ઉપાડી જાય છે ઇત્યાદિ ચમત્કારિક પ્રસંગો રંગભૂમિ ઉપર દર્શાવવાનું અશક્ય છે અને તે સર્વે કથનદ્વારા વર્ણવવામાં આવે તો એમાં પૂરી ચમત્કૃતિ ન આવે; આથી એ પ્રસંગો રામચન્દ્રે કાઢી નાખ્યા છે. હંસના દૂતીકાર્યને સ્થાને કલચૂરીપતિ ચિત્રસેનના ચાર પાસેથી નળને દમયંતીની છબી મળે છે અને તે પ્રેમાસક્ત બને છે, એમ બનાવ્યુ છે. કલિનું કામ ચિત્રસેન કરાવે છે અર્થાત્ એનો કાપાલિક વનમાં સ્ત્રીને સાથે રાખીને ફરવામાં મુશ્કેલીઓ અને સ્ત્રીને પિયર-આશ્રય લેવા જવામાં પતિની માનહાનિ વર્ણવી નળ પાસે દમયંતીનો ત્યાગ કરાવે છે. નળનું બાહુક બની જવું એ પ્રસંગ કથાનો મર્મભાગ હોવાથી તે કાયમ રાખ્યો છે. નળના બાપે સર્પનું રૂપ લઇ એ પરિવર્તન કરી આપ્યું હતું અને શું કરવું એ પોતાના પુત્રને સમજાવ્યું હતુ. પૂર્વજ સર્પ થાય છે એ ગૂજરાતની એક જૂની માન્યતા છે, અને તેનો અહીં રામચન્દ્રે ઉપયોગ કર્યો છે.

રામચન્દ્રના 'કૌમુદીમિત્રાણંદ' પ્રકરણમાં કૌમુદી નામે દગકન્યા અને મિત્રાણંદ નામે વણિકની અદ્દભુતરસિક પ્રણયકથા વર્ણવેલી છે.

અગિયાર નાટકો પૈકી માત્ર ગણતર નાટકો જ હજી પ્રસિદ્ધ થયેલાં હોવાથી રામચન્દ્રના નાટ્યલેખનનું સાંગોપાંગ અવલોકન હજી થઇ શકે એમ નથી. છતાં જે ચારેક નાટકો પ્રસિદ્ધ થયા છે તે ઉપરથી પણ કવિના સ્વતંત્ર, મસ્ત અને ઉત્સાહપૂર્ણ વ્યક્તિત્વ ઉપર સારો પ્રકાશ પડે છે. "તું રસ્તાનો કૂતરો ભલે થજે, પણ સ્વતંત્ર રહેજે; ત્રિલોકનો નાયક બનીને પણ પરતંત્ર ન રહીશ"—આવા વિલક્ષણ શબ્દોમાં જિનેશ્વરની સ્તુતિ કરનાર અને રાજા અજયપાલની સત્તાનો સ્વીકાર કરવાને બદલે જીભ કરડીને હર્ષભેર મૃત્યુનો સ્વીકાર

ઉગનારે કવિના જીવનમાં તેમ જ કવનમાં સનર ભરેલા જ્ઞાન-પ્રેમ વિશે વધારે શું લખવું ?

## દેવચન્દ્રનું 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ'

હેમચન્દ્રના બીજા એક શિષ્ય દેવચન્દ્રે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' નાટક લખ્યું, છે હેમચન્દ્રના ગુરુનું નામ પણ દેવચન્દ્ર હતું, તેથી આ નાટકના કર્તા દેવચન્દ્રને પણ હેમચન્દ્રના ગુરુ લેખવામાં આવ્યા છે તે બરાબર નથી આ નાટકની હાથપ્રત જેસલમેરના ભંડારમાં છે તથા એ જ હાથપ્રત ઉપરથી તે નકલમાં થયેલી નકલ પાટણમાં વાડીપાર્શ્વનાથના ભંડારમાં છે એના અંતમાં, કોઈ શેઠભટ્ટારકે આ નાટકની રચનામાં સહાય કરી હોવાનો ઉલ્લેખ છે પણ આ શેઠભટ્ટારક કોણ તે જાણી શકાતું નથી. કુમારપાળે સપાદલક્ષના રાજા અર્ણોરાજને હરાવ્યો તે પરત્વે કુમારપાળના વીરત્વને વર્ણવતું આ પ્રશસ્તાત્મક નાટક છે એની નાયિકા ચન્દ્રલેખા વિદ્યાધરી છે આ ચન્દ્રલેખા વિદ્યાધરી તે અર્ણોરાજની બહેન જલ્હણાદેવી જેનું કુમારપાળ સાથે લગ્ન કરવામાં આવ્યું હતું તે હોવી જોઈએ, એવું મારું અનુમાન છે[૫] વળી આ નાટક કુમારપાળની ખાસ આજ્ઞાથી લખાયું હોય એ સંભવિત છે, કેમકે પાટણમાં કુમારવિહારમાં અજિતનાથદેવના યાત્રામહોત્સવ પ્રસંગે કુમારપાળની સભાના પરિતોષ અર્થે ભજવવાને

---

૫ નાયક-નાયિકાઓને ગઢ લોકોત્તર જાતિના પાત્ર તરીકે વર્ણવવાનો સંસ્કૃત લેખકોનો શોખ જાણીતો છે 'કર્ણસુન્દરી' નાટિકાની નાયિકા મયણલ્લાને બિલ્હણે વિદ્યાધરી બનાવી છે ધારાના રાજા અર્જુનવર્મદેવે ગુજરાતના રાજા અભિનવ સિદ્ધરાજને હરાવી તેની પુત્રી સાથે લગ્ન કર્યું હતું તેનું-ધારાના રાજગુરુ મદને લખેલી 'પારિજાતમંજરી નાટિકામાં-અર્જુનવર્મના ગળા ઉપર પારિજાતની માળા વિજયમાળા-પડી તે એક સ્ત્રી બની ને રાજાએ તે કન્યા કચુકીને સોંપી, અર્થાત્ અંતપુરમાં મોકલી-એવું રૂપકાત્મક વર્ણન છે એટલે અહીં પણ ચન્દ્રલેખા વિદ્યાધરી તે જલ્હણાદેવી હોવાનો પૂરો સંભવ છે

તે રચાયું છે, એમ સૂત્રધાર પ્રસ્તાવનામાં કહે છે અર્ણોરાજ સાથેનો કુમારપાળનો વિગ્રહ અનેક વર્ષ ચાલ્યો હતો પણ કુમારપાળનો સંપૂર્ણ વિજય સં ૧૨૦૭માં અથવા તેથી થોડોક સમય અગાઉ થયો હોવો જોઈએ કેમકે ચિતોડમાં કુમારપાળના સં ૧૨૦૭ના શિલાલેખમાં એમ જણાવેલું કે શાકંભરીના રાજાનો પરાજય કરીને તથા શાલીપુર નામના ગામમાં પોતાના સૈન્યને રાખીને ચિતોડની શોભા જોવા માટે રાજા ત્યાં આવ્યો હતો આ ઉપરથી એ નક્કી થઈ જાય છે કે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' સં ૧૨૦૭માં અથવા તે પછી ટૂંક સમયમાં રચાયું હશે

આ ઉપરાંત, દેવચન્દ્રની 'માનમુદ્રાભંજન' નામની બીજી એક રચના હતી, એમ અન્ય સ્થળોએ મળતા ઉલ્લેખ ઉપરથી સમજાય છે, પણ એ કૃતિનો હાલમાં પત્તો લાગતો નથી

### યશઃપાલનું 'મોહરાજપરાજય'

કુમારપાળની પછી પાટણની ગાદીએ આવેલા અજયપાળના મંત્રી યશઃપાલે રચેલ 'મોહરાજપરાજય' એક રૂપક છે અને તે સં ૧૨૨૯ અને ૧૨૩૨ વચ્ચે રચાયું હોવાનું મનાય છે એમાં આચાર્ય હેમચન્દ્રના ઉપદેશથી કુમારપાળે કરેલો જૈનધર્મના સિદ્ધાન્તોનો સ્વીકાર, તેણે કરેલો પશુવધનો અને સાત વ્યસનોનો નિષેધ તથા રાજ્યમાં નિઃસંતાન મરનારનું ધન જપ્ત કરવાની રૂઢિ—રુદતીવિત્ત—નો પ્રતિબંધ ઇત્યાદિ બાબતોનું વર્ણન છે નાટકના મુખ્ય વિષય તરીકે એમાં કુમારપાળ મોહ ઉપર કેવી રીતે વિજય મેળવે છે તથા વિવેકચન્દ્ર અને શાન્તિદેવીની પુત્રી કૃપાસુન્દરી સાથે લગ્ન કરે છે એ બતાવ્યું છે આ લગ્નની તિથિ સં ૧૨૧૬ના માગશર સુદ બીજની આપવામાં આવી છે આથી કેટલાક વિદ્વાનો આ તિથિએ કુમારપાળે જૈન ધર્મનો સ્વીકાર કરેલો એમ માને છે

આ નાટકમાં હેમચન્દ્ર અને કુમારપાલ સિવાય બીજાં બધાં પાત્રો વિવિધ ગુણનાં પ્રતિરૂપો છે. પ્રારંભમાં જ જ્ઞાનદર્પણ નામનો ચાર ખબર લાવે છે કે મોહે પુણ્યમનોનગરને ઘેરો ઘાલી કબજે કર્યું છે તથા ત્યાંનો રાજા વિવેકચન્દ્ર પોતાની પત્ની શાન્તિદેવી તથા પુત્રી કૃપાસુન્દરી સાથે નાસી છૂટ્યો છે. વિવેકચન્દ્ર હેમચન્દ્રના તપોવનમાં આવીને આશરો લે છે. ત્યાં રાજા કુમારપાલ અને વિદૂષક, કૃપાસુન્દરી અને તેની સખી સમતાનું સંભાષણ વૃક્ષના આંતરે રહીને સાંભળે છે, અને રાજા કૃપાસુન્દરીમાં પ્રેમાસક્ત થાય છે. આ વખતે, સંસ્કૃત નાટકોના રિવાજ મુજબ, મહારાણી રાજ્યશ્રી અને તેની દાસી ગૈકતા આવે છે, અને રાજા મહારાણીની ક્ષમા મેળવવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. પોતાની પ્રણયપ્રતિસ્પર્ધી કૃપાસુન્દરીને બેડોળ બનાવવા માટે મહારાણી દેવી પાસે વરદાન માગે છે, ત્યારે દેવીની મૂર્તિ પાછળ અગાઉથી સંતાયેલો માણસ કહે છે કે કૃપાસુન્દરી સાથે લગ્ન કરવાથી જ રાજા મોહને જીતી શકશે. પરિણામે રાણી પોતે જ વિવેકચન્દ્ર પાસે તેની પુત્રીના હાથની રાજા માટે માગણી કરવા જાય છે. વિવેકચન્દ્ર આ માગણીનો સ્વીકાર કરે છે, પણ તે એ શરતે કે કુમારપાલે પોતાના રાજ્યમાંથી સાત વ્યસનોને દેશવટો દેવો અને રુદતીવિત્તની પ્રથા બંધ કરવી. રાણી તેમ જ રાજા એ શરતો માન્ય કરે છે, અને 'શાકુન્તલ'માના દુષ્યન્તની જેમ, મરણ પામેલા કહેવાતા એક લક્ષાધિપતિની મિલકત ઉપરનો પોતાનો હક્ક જતો કરી રાજા તે શરત આચારમાં મૂકે છે. તે જ સમયે એ લક્ષાધિપતિ નવી સ્ત્રી સાથે વિમાનમાં બેસી આવી ચડે છે.

છેવટે, દ્યુત, માંસાહાર, સુરા, ચૌર્ય, મદ્યપાન અને વ્યભિચારનાં પ્રતીકરૂપ પાત્રો એવી દલીલ કરે છે કે અસલના રાજાઓએ તેમને વસવાટ કરવા દીધો હતો; પણ હવે તેમને ગયા વગર છૂટકો નથી. માત્ર ગણિકાઓને રહેવું હોય તો રહેવા દેવામાં આવે છે, એ ઉલ્લેખ તત્કાલીન સામાજિક પરિસ્થિતિના અભ્યાસ માટે બહુ સૂચક છે.

અંતમાં 'યોગશાસ્ત્ર'રૂપી કવચ અને 'વીતરાગસ્તુતિ'રૂપી અદૃશ્ય-વિદ્યાની સહાયથી કુમારપાલ મોહરાજનો પરાજય કરે છે અને પુરુષમનોનગરરૂપી રાજ્યધાની વિવેકચન્દ્રને પાછી સોંપે છે.

સાદા અને સરલ સંસ્કૃતમાં લખાયેલું તથા શૈલીની તત્કાલીન કૃત્રિમતાઓથી મુક્ત આ નાટક મધ્યકાલીન ગૂજરાતના ધાર્મિક અને સામાજિક જીવનના અભ્યાસ માટે ઘણું મહત્ત્વનું છે. થરાદમાં કુમાર-વિહારમાં મહાવીરસ્વામીના યાત્રામહોત્સવ પ્રસંગે તે ભજવાયું હતું.

## પ્રહ્‌લાદનદેવનો 'પાર્થપરાક્રમવ્યાયોગ'

આબુના પરમાર રાજા ધારાવર્ષના ભાઇ પ્રહ્‌લાદનદેવે સં. ૧૨૨૬ આસપાસમાં વિરાટનગરમાં અર્જુનના પરાક્રમનું નિરૂપણ કરતો 'પાર્થપરાક્રમવ્યાયોગ' લખ્યો હતો અને તે આબુ ઉપર અચલેશ્વરના પવિત્રકારોપણ પર્વમાં ધારાવર્ષની આજ્ઞાથી ભજવાયો હતો. આ વખતે પ્રહ્‌લાદનદેવ યુવરાજપદે હતો.

'પાર્થપરાક્રમવ્યાયોગ'માં દીપ્તરસ આલેખવાનો દાવો કરવામાં આવ્યો છે. કથાનક મહાભારતના વિરાટપર્વમાંથી લીધું છે. કૌરવો વિરાટની ગાયો હાંકી જાય છે અને અર્જુન તેમને હરાવી ગાયો પાછી લાવે છે, એ તેનો વિષય છે; અને તે શાસ્ત્રીય ગ્રન્થોમાં આપેલા વ્યાયોગના લક્ષણને બરાબર અનુકૂળ છે, કારણ કે વિગ્રહનું મૂળ સ્ત્રી નથી, સ્ત્રીનો અંશ દ્રૌપદી કે સુભદ્રાના અસ્પષ્ટ પાત્રાલેખન કરતાં વિશેષ નથી અને નાયક દેવ કે રાજા નથી.

સંસ્કૃત નાટ્યશાસ્ત્રની દૃષ્ટિએ આ નાટકમાંની કેટલીક વિગતો ખાસ ધ્યાન ખેંચે એવી છે. નાન્દી પછી સ્થાપક પ્રવેશ કરે છે, બેએક શ્લોક ઉચ્ચારે છે, અને ત્યાર પછી એક નટ આવી તેને સંબોધે છે, પણ તેનો જવાબ સૂત્રધાર આપે છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે લેખકને મન 'સ્થાપક' અને 'સૂત્રધાર'

એ બન્ને શબ્દો સમાનાર્થ હતા વળી ભરતવાક્ય નાયક અર્જુનના નહિ, પણ નાટકની સમાપ્તિની વેળાએ અવસરજ્ઞ સદિન વિમાનમાં બેઠેલ અભિનંદન અને આશીર્વાદ દેવા આવેલા વાસવના મુખમાં મૂકેલું છે, એ પણ નોંધપાત્ર છે.

આ પહેલા ગૂજરાતમાં ગમચન્દ્રે 'નિર્ભયભીમવ્યાયોગ' લખીને 'વ્યાયોગ'ના નાટ્યપ્રકાર ઉપર હાથ અજમાવ્યો હતો.

## વિજયપાલનુ 'દ્રૌપદીસ્વયંવર'

દ્રૌપદીસ્વયંવરના પૌરાણિક પ્રસંગનું નિરૂપણ કરતું વિજયપાલનુ આ નાટક પાટણમા ત્રિપુરુષપ્રાસાદમા વસન્તોત્સવ પ્રસંગે ભીમદેવ બીજાની આજ્ઞાથી ભજવાયુ હતું. જેને एकाहनिष्पन्न महाप्रबन्ध· श्रीसिद्धराजप्रतिपन्नबन्धु· તરીકે વર્ણવવામાં આવ્યો છે તે સિદ્ધરાજના ઇષ્ટમિત્ર પ્રજ્ઞાચક્ષુ કવિ શ્રીપાલના પુત્ર કવિ સિદ્ધપાલનો આ વિજયપાલ પુત્ર હતો. ત્રણ પેઢી સુધી કવિપ્રતિભાનું સાતત્ય સચવાયુ હોય એવા બનાવો સાહિત્યના ઇતિહાસમા વિરલ છે, અને એ રીતે પણ આ ત્રણ કવિઓના નામો ભારતીય સાહિત્યના ઇતિહાસમા સ્મરણીય છે. વિજયપાલનો સમય સં. ૧૨૫૧ થી ૧૩૦૦નો નક્કી થયો છે, એટલે 'દ્રૌપદીસ્વયંવર' પણ એ અરસામા જ રચાયું હશે પ્રસ્તાવનામા કવિએ વીર અને અદ્ભુત રસનું નિરૂપણ કરવાનો દાવો કર્યો છે, અને તે ઘણે અંશે વાજબી છે

## રામભદ્રનુ 'પ્રબુદ્ધરૌહિણેય'

જૈન મુનિ રામભદ્રનુ 'પ્રબુદ્ધરૌહિણેય' નામનું ૭ અંકી નાટક સં ૧૨૫૬ ના અરસામા જાલોરમા યશોવીર અને અજયપાલ નામે બે વણિક ભાઇઓએ બધાવેલા આદિનાથના મંદિરમા યાત્રોત્સવ પ્રસંગે ભજવાયુ હતુ મહાવીર અને બુદ્ધના એક સમકાલીન પ્રસંગનું એમા આલેખન છે રૌહિણેય નામનો ચોર રાજગૃહમાં ચોરી કરે છે,

પણ પકડાતો નથી. શ્રેણિકનો મંત્રી અભયકુમાર પોતાના બુદ્ધિબળથી તેને પકડે છે અને તેણે કરેલી ચોરીઓ કબુલાવવા એક યુક્તિ રચે છે. એક ઓરડો ઇન્દ્રભવન જેવો શણગારી તેમાં અપ્સરાઓને સ્થાને વેશ્યાઓ મોકલે છે, અને પછી ઊંઘના ચોરને ત્યાં મૂકી દે છે. રૌહિણેય જાગે છે, એટલે વેશ્યાઓ તેને પૂછે છે કે, "પૂર્વજન્મમાં તમે કેવાં સત્કૃત્યો કર્યાં હતાં કે જેથી આ સ્વર્ગ તમને મળ્યું?" હવે, રૌહિણેયના બાપે રૌહિણેયને શિખામણ આપી હતી કે મહાવીરનું વચન કદી સાંભળવું નહિ, પણ એકવાર પગમા વાગેલો કાંટો કાઢતાં મહાવીરની દેશનાના કેટલાક શબ્દો અકસ્માત્ તેને સંભળાયા હતા. તેમાં તેણે 'દેવતાઓની આંખો મીંચાતી નથી, પગ ભોંય પર અડતા નથી, દેવો પ્રસ્વેદથી ભીંજાતા નથી તથા તેમની માળાઓ કરમાતી નથી' એમ સાંભળ્યું હતું. મહાવીરના આ એક જ વચનના પ્રભાવથી ચોર કૃત્રિમ સ્વર્ગભુવનની યુક્તિ પામી ગયો. મહાવીરના એક જ વચનનો જો આટલો પ્રભાવ, તો તેમના અનુયાયી બનવાથી મોક્ષની પ્રાપ્તિ કેમ નહિ થાય? અપરાધી નિર્દોષ ઠરે છે, પણ જ્યારે તેને છોડી મૂકવામાં આવે છે ત્યારે જે વૈભાર પર્વત ઉપર તેણે લૂંટેલા ભંડાર તથા હરણ કરેલાં સ્ત્રી તથા બાળકને રાખ્યાં હતાં ત્યાં રાજા અને મંત્રીને લઇ જાય છે તથા પશ્ચાત્તાપ જાહેર કરે છે.

આ કથાનક હેમચન્દ્રે 'યોગશાસ્ત્ર'માં એક ઉદાહરણ તરીકે પણ આપ્યું છે. તુલનાત્મક લોકવાર્તાના અભ્યાસમાં પણ તે ઉપયોગી થાય એમ છે, એ જોઇ શકાશે.

### બાલચન્દ્રનું 'કરુણવજાયુધ'

ધોળકાના રાણા વીરધવલના સુપ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલના આશ્રિત કવિ બાલચન્દ્રનું 'કરુણવજ્રાયુધ' નાટક સં. ૧૨૭૭મા વસ્તુપાને કાઢેલા સંઘના પરિતોષ અર્થે શત્રુંજય ઉપર ઋષભનાથના યાત્રામહોત્સવ

પ્રસંગે ભજવાયું હતું. વજ્રાયુધ ચક્રવર્તીએ પ્રાણના ભોગે પણ પારેવાનું રક્ષણ કર્યું હતું, એ પ્રસિદ્ધ વસ્તુને અનુલક્ષીને તે લખાયું છે.

### સોમેશ્વરનું 'ઉલ્લાઘરાઘવ'

વીરધવલના પુરોહિત તથા વસ્તુપાલના ઇષ્ટ મિત્ર, 'કીર્તિકૌમુદી' તથા 'સુરથોત્સવ'ના કર્તા કવિ સોમેશ્વરનું 'ઉલ્લાઘરાઘવ' નાટક દ્વારિકાના જગત્મન્દિરમાં પ્રબોધિની એકાદશીના દિવસે ભજવાયું હતું. 'ઉલ્લાઘરાઘવ'માં રામકથાનું નાટ્યરૂપે નિરૂપણ છે.

'સુરથોત્સવ'ની પ્રશસ્તિમાં એવો ઉલ્લેખ છે કે સોમેશ્વરે ભીમદેવની સભાને યામાર્ધમાં એક નાટક બનાવીને રંજિત કરી હતી. આ નાટક 'ઉલ્લાઘરાઘવ'થી ભિન્ન જ હોવું જોઇએ, કેમકે 'ઉલ્લાઘરાઘવ' તો સોમેશ્વરે પોતાના પુત્ર ભલ્લશર્માની પ્રાર્થનાથી લખ્યું હતું, એવી તેમાં સ્પષ્ટ નોંધ છે. 'સુરથોત્સવ'ની પ્રશસ્તિમાં જેનો ઉલ્લેખ છે, તે હાલમાં અપ્રાપ્ય છે.

### જયસિંહસૂરિનું 'હમ્મીરમદમર્દન'

ગૂજરાત ઉપર દક્ષિણેથી ચઢી આવેલા યાદવ રાજા સિંઘણ અને ઉત્તરેથી ચઢી આવેલા મીલચ્છીકાર (સુલતાન અલ્તમશ)[૧]નો વસ્તુ

---

૧ 'હમ્મીરમદમર્દન'નો મીલચ્છીકાર તથા 'પ્રબન્ધકોશ'નો મોજદીન બન્ને એક જ છે. પણ મીલચ્છીકાર અથવા મોજદીન નામનો કોઇ પાદશાહ દિલ્હીની ગાદી ઉપર થઇ ગયો નથી. મોજદીન તે બીજો કોઇ નહિ પણ ગુલામવંશનો પાદશાહ સમસુદ્દીન અલ્તમશ છે, એવી મારી માન્યતા છે (જુઓ 'ગુજરાતી'ના ૧૯૩૪ના દીપોત્સવી અંકમાં મારો લેખ 'પ્રબન્ધકોશનો મોજદીન કોણ?'). શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનો પણ આ જ મત છે (ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભાગ ૨, પૃ. ૩૮૧). બીજી બાજુ શ્રી રસિકલાલ પરીખ મોજદીનને મહમ્મદ ઘોરી માને છે (જુઓ જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૩, અંક ૧માં તેમનો લેખ 'એક ઐતિહાસિક શ્રુતપરંપરા અને તેની સમીક્ષા').

પાલે એક સાથે પરાજય કર્યો હતો, એ વિષય પરનું જયસિંહસૂરિનું 'હમ્મીરમદમર્દન' નાટક સં. ૧૨૭૯ અને સં. ૧૨૮૫ની વચ્ચે રચાયું હોય એમ માનવાને સબળ કારણો છે. નાટકમાં કર્તા દાવો કરે છે કે પ્રેક્ષકોને જેનું અજીર્ણ થયું છે એવું આ ભયાનક રસભર્યું પ્રકરણ નથી, પણ નવે રસથી તરબોળ જુદી જ જાતનું નાટક છે.

યાદવ રાજા સિંહણ અને લાટરાજના ભત્રીજા સંગ્રામસિંહ વચ્ચેના સંગઠનને વસ્તુપાલના ચાર પુરુષોએ કેવી રીતે તોડી નાખ્યું એ હકીકત પહેલા બે અંકોમાં આવે છે, તે ઉપરથી એ સમયમાં જાસૂસી પદ્ધતિ કેટલી પ્રબળ તેમ જ અગત્યની હોવી જોઇએ, તેનો ખ્યાલ આવે છે.

ત્રીજા અંકમાં કમલક નામનો દૂત મ્લેચ્છોના ઉપદ્રવથી મેવાડ દેશની જે ખરાબ હાલત થઈ છે, તેનો ખ્યાલ આપે છે. છેવટે, વીરધવલ આવે છે એવી વાત ફેલાવી દેશવાસીઓને તેણે હિંમત આપી. ચોથા અંકમાં આપણને જાણવા મળે છે કે વસ્તુપાલે ફેલાવેલી અફવાને પરિણામે બગદાદનો ખલીફ ખર્પરખાનને આજ્ઞા કરે છે કે તેણે મીલચ્છીકારને પકડી બેડીમાં જકડી પોતાની આગળ રજૂ કરવો. બીજી બાજુ, તુરુષ્કોના પરાજય પછી તેમના પ્રદેશો પાછા સોંપવાનું વચન આપી વસ્તુપાલ કેટલાક રાજાઓને પોતાના પક્ષમાં લઇ લે છે. પછી મીલચ્છીકાર તેના વઝીર ઘોરી ઇસફ સાથે વાતચીત કરતો ઊભો છે, ત્યાં વીરધવલની બૂમ અને તેના લશ્કરનો અવાજ સાંભળી બન્ને જણ મહીઓ વાળી નાસે છે, શત્રુ ન પકડાયાથી વીરધવલ નાસીપાસ થાય છે, પણ શત્રુની પૂંઠ ન પકડવાની વસ્તુપાલની સલાહનું પાલન કરે છે. પાંચમા અંકમાં રાજા વિજય પામી ઘેર આવે છે. વળી એક વાત જાહેર થાય છે કે કે મીલચ્છીકારના પીર રદી અને કદીને બગદાદથી આવતાં વસ્તુપાલે સમુદ્રમાં કેદ કર્યા હતા અને તેમની સહીસલામત માટે મીલચ્છીકારને વીરધવલ સાથે મૈત્રીની

સધિ ન્રવાની ફર પાડી હતી અતમા, રાજા શિવના મદિરમા જાય છે, ત્યા શિવ સાક્ષાત્ પ્રગટ થઈ તેને વરદાન આપે છે

આ નાટક ખભાતમા વસ્તુપાલના પુત્ર જયતસિંહની આજ્ઞાથી ભીમેશ્વર દેવના યાત્રામહોત્સવ પ્રસગે ભજવાયુ હતુ

સમગ્ર સસ્કૃત સાહિત્યમા સમકાલીન શુદ્ધ ઐતિહાસિક પ્રસગને અનુસરીને લખાયેલા નાટકો અત્યત વિરલ છે, અને એ રીતે આ 'હમ્મીરમદમર્દન' નાટક ખૂબ મહત્ત્વનુ ગણાવુ જોઈએ જો કે નાટક કે કાવ્ય તરીકે તે બહુ ઉચ્ચ કોટિનુ નથી

## સુભટનુ 'દૂતાગદ'

સુભટ નામે કવિ પણ વીરધવલના દરબારમા રહેતો હતો અને તે સમયના બીજા અનેક કવિઓની જેમ તેને પણ વસ્તુપાલનો આશ્રય હતો તેણે લખેલુ 'દૂતાગદ' નાટક પાટણમા કુમારપાલે પધરાવેલી શિવની મૂર્તિના દોલોત્સવ પ્રસગે ત્રિભુવનપાલની આજ્ઞાથી ભજવાયુ હતુ ત્રિભુવનપાલનો રાજ્યકાળ સ ૧૨૯૮ થી ૧૩૦૦ નો છે, એટલે આ નાટક પણ તે જ અરસામા લખાયુ હશે

## મેઘપ્રભાચાર્યનુ 'ધર્માભ્યુદય'

હસ્તિમલ્લ ગજર્ષિના ચરિત્રને અનુસરીને લખાયેલુ મેઘપ્રભાચાર્યનુ 'ધર્માભ્યુદય' નાટક પણ સઘની આજ્ઞાથી ભજવાયુ હતુ એમ જાણવા મળે છે

## મુસ્લિમ કાળનાં સંસ્કૃત નાટકો

સ ૧૩૫૬મા કરણ વાઘેલાનો પરાજય થયો, ગૂજરાતનું છેલ્લું સ્વતત્ર હિન્દુ રાજ્ય નાશ પામ્યુ અને મુસ્લિમ સત્તાનો પ્રારભિક દોર સારા યે ગૂજરાત ઉપર ગાજી રહ્યો વિદ્યાને મળતો રાજ્યાશ્રય બધ થયો. રાજદરબારમાથી વિદ્વદ્ગોષ્ઠિ અને શાસ્ત્રચર્ચાઓને દેશવટો

મળ્યા, છતાં ગુજરાતકાઠિયાવાડના હિન્દુ રાજાઓ અને ધનિકોએ વિદ્યાને યથાશક્તિ પોષણ આપ્યાં કર્યું. પરિણામે મુસ્લિમ સત્તાની સ્થાપના પછી પણ ગુજરાતમાં સંસ્કૃતના સારસ્વતપ્રવાહનું સાતત્ય જળવાઇ રહ્યું. જૈન સાધુઓની લેખનપ્રવૃત્તિએ પણ સંસ્કૃત સાહિત્યની રચનામાં ઘણો મોટો ફાળો આપ્યો હતો. એ કાળમાં રચાયેલા સંસ્કૃત સાહિત્યમાં કેટલાંક સંસ્કૃત નાટકો પણ મળે છે.

## ગંગાધરનું 'ગંગાદાસપ્રતાપવિલાસ'

સં. ૧૫૦૫ આસપાસમાં આપણને 'ગંગાદાસપ્રતાપવિલાસ' નામનું નવાંકી નાટક મળે છે. ચાંપાનેરના રાજા ગંગાદાસે અમદાવાદના સુલ્તાન મહમ્મદ તથા તેના આશ્રિત ઇડરના રાજાને હરાવ્યા, તે પ્રસંગને અનુલક્ષીને લખાયેલું એ વીરરસપ્રધાન નાટક છે. ચાંપાનેરનો રાજકવિ ગંગાધર તેનો કર્તા છે. પાવાગઢ અને ચાંપાનેરની સમૃદ્ધિ, પ્રજાની મહાકાલી પ્રત્યેની ભક્તિ અને ગંગાદાસનો અડગ ટેક એ બધાનો એમાંથી સારો ખ્યાલ મળે છે. ચાંપાનેરમાં મહાકાલીના મન્દિરના સભાગૃહમાં એ નાટક ભજવાયું હતું.

## ભૂદેવ શુકલનું 'ધર્મવિજય'

'ધર્મવિજય' નામનું પચાંકી નાટક દિલ્લીપતિના દાનવેતનાધ્યક્ષ કાયસ્થ કેશવદાસ માટે લખાયેલું છે. તેનો કર્તા ભૂદેવ શુક્લ છે. "સ્માર્ત આચારોથી યુક્ત જીવનના પારલૌકિક ફાયદાઓ" દર્શાવતું એ રૂપક છે. એની હાથપ્રત સં. ૧૮૨૨ ની મળે છે, એટલે ત્યાર પહેલાં એ રચાયેલું હોવું જોઇએ.

## રવિદાસનું 'પાખંડખંડન'

રવિદાસનું 'પાખંડખંડન' પણ દંભ અને પાખંડનું ખંડન કરી વેદધર્મનું પ્રતિપાદન કરતું રૂપક છે. નાન્દીમાં શ્રીદેવી, સૂર્ય, પાર્વતી, વાગ્દેવી, રામ, મિત્ર અને ગણેશનું આવાહન કર્યું છે. નેપથ્યમાંથી

વેદધ્વનિ અને સરસ્વતીની વીણાનો ઝંકાર સંભળાય છે. વેદ અને સરસ્વતી વૈદિક ધર્મનું વિધ્વંસન થયું હોવાની ફરિયાદ કરે છે. ધાર્મિકો અને પાખંડીઓએ વૈદિક ધર્મની કેવી અવદશા કરી મૂકી હતી તે આમાંથી જણાય છે. કર્તાએ આમાં સરસ્વતી અને વેદો ઉપરાંત વિષ્ણુભક્તિ, ન્યાય, મીમાંસા, વેદાન્ત, પ્રશસ્ત પૌરાણિક, વિટાવતંસ વગેરે પાત્રો યોજ્યાં છે. પાંચમે અંકે વૈદિક ધર્મની સત્યતા પ્રતિપાદિત કરી છે અને પ્રશસ્ત પૌરાણિકના પ્રયત્નોથી પાખંડી ધૂર્તો નાસી જાય છે તથા નાસ્તિકો આસ્તિક બને છે. કર્તાએ આ નાટક "દ્વારવતી-પતિના પ્રીત્યર્થે લખ્યું છે" એવો તેમાં ઉલ્લેખ છે, પણ તે ક્યારે લખાયું એ વિશે કંઈ જાણવા મળતું નથી. અનુમાન, તે ઘણું પ્રાચીન તો નથી જ.

## રામકૃષ્ણનું 'ગોપાલકેલિચન્દ્રિકા'

રામકૃષ્ણ દેવજીનું 'ગોપાલકેલિચન્દ્રિકા' નાટક શ્રીકૃષ્ણની વૃન્દાવનલીલાઓનું ભક્તિભાવપૂર્ણ નિરૂપણ કરે છે. આ નાટકનો પણ ચોક્કસ સમય જાણવામાં નથી.

## અર્વાચીન કાળ

વધુ અર્વાચીન કાળમાં આવતાં, સં. ૧૮૫૨માં પ્રશ્નોરા કવિ જગન્નાથકૃત 'ભાગ્યમહોદય' જુઓ. જુદાં અલંકારોને પાત્રો કલ્પીને ભાવનગરના મહારાજા વખતસિંહ તથા તેમની સભાનું વર્ણન કરે છે.

આ પછી પણ ગુજરાતમાં સંસ્કૃત નાટકો નથી લખાયાં એમ નહિ. પચાસ-સાઠ વર્ષ પર લખાયેલાં મોરબીવાળા શાસ્ત્રી શંકરલાલ મહેશ્વરનાં 'સાવિત્રીચરિત' આદિ તથા ઠેઠ હમણાં નડિયાદવાળા શ્રી મૂળશંકર માણેકલાલ યાજ્ઞિકનાં 'સંયોગિતાસ્વયંવરમ્,' 'છત્રપતિ-સામ્રાજ્યમ્' આદિ સંસ્કૃત નાટ્યશાસ્ત્રના સિદ્ધાન્તોને અનુસરીને લખાયેલાં નાટકો તેનાં ઉદાહરણરૂપ છે. પરન્તુ એ કે એની યે પછી લખાયેલાં બીજાં કેટલાંક નાટકોનું વિવરણ આ સ્થળે અપ્રસ્તુત છે.

## પ્રજાજીવનમાં સંસ્કૃત નાટક

મધ્યકાલીન ગુજરાતમા નાટક રાજાશ્રિત અથવા ધનિકાધીન હતુ રાજાની આજ્ઞાથી જેમ વખતોવખત નાટકો ભજવાતા તેમ ધનિક લોકો પણ નાટકો કરાવતા ઉપર નોંધેલા નાટકો પૈકી ઘણાક રાજાજ્ઞાથી ભજવાયા હતા, એ આપણે જોઇ ગયા રામભદ્રનુ 'પ્રબુદ્ધ રૌહિણેય' નાટક જાલોરમા બે વણિક ભાઇઓની સૂચનાથી ભજવાયુ હતુ. 'પ્રબન્ધચિન્તામણિ'ના ભોજરાજ-પ્રબન્ધમા એવો એક પ્રસગ આવે છે કે ભોજરાજા નગરચર્યા જોવા ગયો હતો, ત્યા એક સ્થળે શિવમદિરમા એક વાણિયાએ નાટક કરાવ્યુ હતુ, તેની સમૃદ્ધિ જોઇને વાણિયાને લૂટી લેવાનો રાજાને વિચાર થયો આ કથાનકમા ભલે સત્યાશ ન હોય, પરતુ દેવમદિરોમા ધનિક લોકો પણ નાટકો કરાવતા, એટલી ઉપયોગી માહિતી તેમાથી મળે છે દેવમદિરોમા દેવોની વર્ષગાઠ, વસન્તોત્સવ, યાત્રામહોત્સવ[૭] ઇત્યાદિ પ્રસગોએ ખાસ નાટકો ભજવાતા

પૂર્વકાળમા નાટક માત્ર ઉચ્ચ વર્ગના-રાજા અને તેના દરબારીઓના વિનોદનુ સાધન હતુ પણ મધ્યકાલીન ગુજરાતમા ધાર્મિક પ્રચારાર્થે પણ નાટકનો ઉપયોગ થતો આપણે જોઇએ છીએ એ રીતે નાટક જનસમૂહનો સ્પર્શ કરતુ પણ બન્યુ 'મોહરાજપરાજય,' 'પ્રબુદ્ધરૌહિણેય,' 'કરુણાવજ્રાયુધ' અને 'ધર્માભ્યુદય' જૈનધર્મના પ્રચારાર્થે જ લખાયા તથા ભજવાયા હતા 'કરુણાવજ્રાયુધ' તો યાત્રાધામ શત્રુજય ઉપર વસ્તુપાલે કાઢેલા સઘના પરિતોષ અર્થે ભજવાયુ હતુ, એ પણ ઓછુ સૂચક નથી 'ધર્મવિજય,' 'પાખડ-

---

૭ બગાળમા હજી પણ જાત્રાના પ્રયોગો થાય છે મધ્યકાલીન તેમજ અર્વાચીન ગુજરાતમા પણ 'જાત્રા,' 'જાતર' એ શબ્દો 'ભવા૦ ના અર્થ મા વપરાય છે સરખાવો 'ચાચર ત્યા જાતર' કવિ લાવણ્યસમય 'વિમલ-પ્રબન્ધ'મા લખે છે "ન ગણ્ઇ ઘરમાગી રણુમાત્ર, નારીઇ જોવા જાઇ જાત્ર"

ખંડન' ઇત્યાદિ નાટકો એવી જ રીતે વૈદિક ધર્મના પ્રચારાર્થે લખાયાં હતાં.

•

નાટકો સામાન્યતઃ મંદિરના પ્રાંગણમાં ભજવાતાં, કારણ કે પ્રાચીન કાળનું મંદિર એ સાર્વજનિક સમેલનનું એકમાત્ર સ્થાન હતું. લોકો નાટકો જોવા ખૂબ ઉત્સાહથી જતા અને नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्। એ કવિકુલગુરુની ઉક્તિને સાર્થક કરતા એમ પ્રમાણો વાંચતાં જણાય છે[8]. સમાજનો ધનિક અને મધ્યમવર્ગ નાટકનાં સામાન્ય સંવાદો પૂરતું સંસ્કૃત અને પ્રાકૃત સમજી શકતા હશે—જેમ અત્યારે અંગ્રેજી સમજે છે—એમ માનવાને પૂરતાં કારણો છે. આજે પણ મલબારમાં કેટલેક સ્થળે 'આશ્ચર્ય–મંજરી' 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' અને નાગાનન્દ' નાટકો ભજવાય છે અને જોનારા તે સમજે છે[9].

---

૮. 'પ્રબન્ધો'માં મળતું નીચેનું ટુચકો આ દૃષ્ટિએ જાણવા જેવું છે. એક સ્થળે નાટક થતું હતું ત્યાં રાજા સિદ્ધરાજ છૂપા વેશે જઈ ચડ્યો. ત્યાં નાટક જોતો એક વાણિયો ખૂબ ઉત્સાહથી રાજાના ખભે હાથ મૂકીને ઊભો રહ્યો. રાજાએ તેને પાન ખાવા આપ્યું. બીજે દિવસે સવારે રાજાએ વાણિયાને દરબારમાં બોલાવ્યો અને કહ્યું, 'કાલે નાટક જોવાની તો મજા આવી, પણ મારો ખભો બહુ દુખે છે.' ત્યારે વાણિયો મનમાં તો ગભરાયો, પણ તેણે ચતુરાઈથી જવાબ આપ્યો, 'મહારાજ! જે આખી પૃથ્વીનો ભાર પોતાના ખભે ધારણ કરે છે તેને એક ગરીબ વાણિયાનો શો ભાર લાગવાનો હતો?' આ સાંભળી રાજા ખુશ થયો.

૯. આમ ઉપલા અને મધ્યમ વર્ગ માટે સંસ્કૃત નાટક હતું તેમ આમવર્ગ માટે ભવાઈ જેવો નાટ્યપ્રકાર હોવા જોઈએ, પણ તેની વધુ ચર્ચા અહીં અપ્રસ્તુત છે. એ સંબંધી વિશેષ માટે જુઓ 'ભારતીય વિદ્યા' પુ. ૧, અંક ૩માં 'મધ્યકાલીન ગુજરાતમાં નાટક' એ મારા નિબંધનો ત્રીજો ખંડ તથા અમદાવાદની રંગભૂમિ પરિષદમાં શ્રી જયશંકર સુંદરીનો 'ભવાઈ' વિશેનો નિબંધ.

## ગૂજરાતનાં સંસ્કૃત નાટકોનું મૂલ્યાંકન

હવે પ્રશ્ન એ થશે કે, ગૂજરાતનાં આ બધાં સંસ્કૃત નાટકોનું સાહિત્યદષ્ટિએ મૂલ્યાંકન શું? કહેવું જોઇએ કે હેમચન્દ્રના શિષ્ય રામચન્દ્રના અપવાદને બાદ કરીએ તો, શુદ્ધ સાહિત્યદષ્ટિએ આ બધાં નાટકોની કીમત ઝાઝી નથી. જો કે માઘ અને બાણની પછી સાચું સર્જન સંસ્કૃત સાહિત્યમાંથી લગભગ આથમી ગયુ હતુ, એટલે મધ્યકાળમાં તો હિન્દના બધા જ પ્રાન્તોમાં આ સ્થિતિ છે.

સંસ્કૃત નાટકનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને પાત્રોના બાહ્ય કે આંતરિક સંઘર્ષણનું નિરૂપણ કરવાનો નહિ પણ પ્રેક્ષકોના મનમાં રસની નિષ્પત્તિ કરવાનો હતો. અર્થાત् काव्येषु नाटकं रम्यम એ ઉક્તિ દર્શાવે છે તેમ, નાટક એ કાવ્યનો જ એક પ્રકાર હતો. એટલે કીથ જેવા વિદ્વાનો કરે છે તેમ, કેવળ પાશ્ચાત્ય વિવેચનની દષ્ટિએ જ આ બધાં નાટકોનું મૂલ્યાંકન કરી તેમને કેવળ ઉતારી પાડવાનો કંઇ અર્થ નથી, કેમકે હિન્દ અને યુરોપનો નાટક પ્રત્યેનો દષ્ટિકોણ કેવળ ભિન્ન હતો.

છતાં પ્રાચીન પ્રતિભાવાન આચાર્યોએ સ્થાપેલા રસસંપ્રદાયનું અંતર્ગત રહસ્ય જ્યારે લગભગ ભુલાયું હતું અને પૂર્વકાલીન તેજસ્વી સર્જકતા આથમતી હતી તે પાંડિત્યયુગમાં સંસ્કૃત નાટકની અવનતિ થઇ એ હકીકત છે. સંવાદો ફીકા, દીર્ઘસૂત્રી અને વ્યક્તિત્વહીન બનતા ગયા અને રસનિષ્પત્તિનો હેતુ પ્રધાન હોવાને કારણે શ્લોકો મુક્તકો જેવા–વધુ ને વધુ લાલિત્યપૂર્ણ બનતા ગયા. લેખકોનું ધ્યાન આવાં મુક્તકો લખવા ઉપર જ કેન્દ્રસ્થ થતું ગયું અને નાટકના બીજાં અંગો ઝૂંખે મરવા લાગ્યાં

જો વર્ગો જ પાડવા હોય તો, ગૂજરાતમાં લખાયેલાં સંસ્કૃત નાટકો પૈકી રામચન્દ્રની મોટા ભાગની કૃતિઓ, બિલ્હણકૃત 'કર્ણસુન્દરી,' યશઃપાલકૃત 'મોહરાજપરાજય,' પ્રહ્લાદનદેવકૃત 'પાર્થપરાક્રમવ્યાયોગ' અને વિજયપાલકૃત 'દ્રૌપદીસ્વયંવર'ને હું આગલી હરોળમા મૂકુ.

આ સિવાય, બીજી રીતે જોઈએ તો ઇતિહાસ અને સમાજશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ ગૂજરાતમાં લખાયેલાં સંસ્કૃત નાટકોનું મૂલ્ય ઘણું મોટું છે.[૧૦] કર્ણસુન્દરી, મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ, ચન્દ્રલેખાવિજયપ્રકરણ, મોહરાજપરાજય, હમ્મીરમદમર્દન તથા ગંગાદાસપ્રતાપવિલાસ એ નાટકો સમકાલીન ઐતિહાસિક પ્રસંગો ઉપરથી લખાયાં છે. એક સાથે આટલાં ઐતિહાસિક નાટકો મળે એ ખૂબ મહત્ત્વનું છે. બીજાં કેટલાંક નાટકો ધાર્મિક પ્રચારાર્થે લખાયાં છે અને ઘણાખરાં સાર્વજનિક ઉત્સવપ્રસંગે ખાસ યોજનાથી ભજવાયાં છે. મધ્યકાલીન ગૂજરાતના ઇતિહાસ અને જીવનને સમજવામાં નાટક પણ ઘણે અંશે સહાયભૂત થાય છે.

## ઉપસંહાર

ગૂજરાતમાં સંસ્કૃત નાટકો મુખ્યત્વે વિક્રમના બારમા સૈકાના પૂર્વાર્ધથી માંડી તેરમા સૈકાના ઉત્તરાર્ધ સુધીમાં—આશરે બસો વર્ષના ગાળામાં લખાયાં છે. કેટલાં નાટકો કાળના પ્રવાહમાં તણાઈ ગયાં હશે એ નક્કી કરવાનું કોઈ સાધન આપણી પાસે નથી. છતાં જે અવશિષ્ટ રહ્યાં છે તે જોતાં પણ ગૂજરાતને બસો વર્ષના ગાળામાં ઘણાં નાટકો આપેલાં ગણાય. વળી એમાંનાં ઘણાં નાટકો ખાસ ભજવવા માટે જ લખાયાં હતાં એ વિશેષ નોંધપાત્ર છે. ગૂજરાતની સંસ્કૃતિના અભ્યાસ માટે તો આ નાટકોનું અવલોકન અને અભ્યાસ અનિવાર્ય છે, પરંતુ સંસ્કૃત નાટ્યસાહિત્યનો સર્વદેશીય વિચાર કરતાં પણ ગૂજરાતનાં નાટકોની અવગણના ન થઈ શકે.

---

૧૦ એક જ ઉદાહરણ લઈએ તો, મોહરાજપરાજયમાં સપ્તવ્યસનને દેશવટો મળે છે, પણ વેશ્યાને રહેવું હોય તો રહેવા દેવામાં આવે છે. એ નાટકમાં 'वेश्याव्यसनं तु वराकमुपेक्षणीयम्। न तेन किंचिद् गतेन स्थितेन वा।' એવો ઉલ્લેખ છે. એટલે શું ગણિકા સમાજનું અનિવાર્ય અંગ ગણાતી હશે? આ રીતે બીજા ઉલ્લેખો પણ મળી શકે.

# પ્રબન્ધચિન્તામણિ

**શ્રીમેરુતુંગાચાર્ય વિરચિત પ્રબન્ધચિન્તામણિ** ( ગૂજરાતી ભાષાન્તર, ઐતિહાસિક ટિપ્પણીઓ, પરિશિષ્ટો વગેરે સાથે ) ભાષાન્તરકર્તા: રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પ્રકાશક: શ્રી ફાર્બસ ગૂજરાતી સભા, મુંબઇ. રૂ. ૧-૦-૦ ]

'જૂની કથાઓ વારંવાર સાંભળેથી ડાહ્યાં માણસોનાં મનને જોઇએ તેવાં પ્રસન્ન કરતી નથી, માટે નજીકના વખતમાં થઇ ગયેલા સત્પુરુષોના વૃત્તાન્તો વડે આ પ્રબન્ધચિન્તામણિ ગ્રન્થની રચના કરું છું' એમ જણાવી નાગેન્દ્રગચ્છીય જૈનાચાર્ય મેરુતુંગસૂરિએ સં. ૧૩૬૧માં વઢવાણમાં આ પ્રબન્ધચિન્તામણિ સંસ્કૃત ભાષામાં રચ્યો.

વિક્રમ અને શાલિવાહનના પ્રબન્ધો તથા અન્ય કેટલાક પ્રકીર્ણ પ્રબન્ધોને છોડી દઇએ તો, વનરાજથી માંડીને વીરધવલ સુધીનો ગૂજરાતના ઇતિહાસનો વૃત્તાન્ત તેમાં છે. એ માત્ર 'ઇતિહાસ' નથી, 'ઇતિહાસ' લખવાની દૃષ્ટિ પણ એ વખતે નહોતી; સામાન્ય જ્ઞાનવાળા વાચકોને—ખાસ કરી જૈનોને—પ્રબન્ધો એટલે કલ્પનામિશ્રિત ભૂતકથાઓ આપવાનો તેનો ઉદ્દેશ છે. સાદા અને સહેલા સંસ્કૃત ગદ્યમાં વચ્ચે વચ્ચે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ સુભાષિતો મૂકીને આ પ્રબન્ધો રચાયેલા છે એટલે પૂર્વકાળમાં ઐતિહાસિક વિષયો લઇને રચાયેલાં મહાકાવ્યોમાં આવતી અતિશયોક્તિઓનો દોષ તેમાં કુદરતી રીતે જ ઓછો છે. પૂર્વના લેખકો એટલે કે હેમચન્દ્ર, અરિસિંહ, સોમેશ્વર, ઉદયપ્રભ અને બાલચન્દ્ર જેવાઓ ચૌલુક્ય રાજાઓના સમકાલીન હોઇ તેમના વિષે કંઇક અપજશ લાગે એવી વાતો રાજ-

ભયથી કે બીજાં ગમે તે કારણોથી લખાતાં અટકાયા હતા, અને માત્ર પ્રશસ્તિ સિવાયની બીજી થોડી જ હકીકતો આપણને પૂરી પાડી શક્યા છે. એ જ કારણથી મહમ્મદ ગીઝનીની સવારી અને સોમનાથના પતન જેવા મહત્ત્વના બનાવોનાં વર્ણનો તેમના ગ્રન્થોમાં ક્યાંય મળતાં નથી. આથી ઊલટું જ, મેરુતુંગને રાજભય જેવું તો કંઈ હતું જ નહીં, તેનો ઉદ્દેશ રૂઢ શૈલીનાં મહાકાવ્યો લખવાનો નહીં, પણ શ્રોતાઓનું રંજન કરવાનો હતો, અને ગૂજરાતનું હિન્દુ મહારાજ્ય નાશ પામે માત્ર એક જ વર્ષ થયું હતું એટલે ઐતિહાસિક શ્રુતપરમ્પરાનો લાભ પણ મેરુતુંગને મળ્યો હતો. કીર્તિકૌમુદી, સુકૃતકીર્તિકલ્લોલિની અને સહસ્રલિંગપ્રશસ્તિ જેવાં પૂર્વકાળના લખાણોમાંથી મેરુતુંગે અનેક સ્થળે અવતરણો લીધાં છે તે ઉપરથી એમ લાગે છે કે એ સાહિત્યનો પણ તેણે પૂરતો ઉપયોગ કર્યો હશે. જો કે તેની વિશેષતા તો એક બીજી છે. હિન્દુ લેખકોને સામાન્ય રીતે અપ્રિય એવી સાલો મેરુતુંગે નોંધી છે અને તેણે આપેલી ઘણીક સાલો ઇતિહાસદૃષ્ટિએ વિશ્વાસપાત્ર પૂરવાર થઇ છે. વનરાજ ચાવડાએ સં. ૮૦૨મા પાટણ સ્થાપ્યું ત્યારથી સં. ૧૨૮૭માં મન્ત્રી વસ્તુપાલે યાત્રા કરી ત્યાં સુધીની સખ્યાબંધ સાલો તેમા મળી આવે છે. આશરે છસો વર્ષના ઇતિહાસનો લગભગ સિલસિલાબંધ વૃત્તાન્ત મળી આવતો હોય એવા ગ્રન્થો સમસ્ત ભારતના સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં વિરલ છે. આમ, પ્રબન્ધચિન્તામણિ ગૂજરાતના મધ્યકાલીન હિન્દુ રાજપૂત યુગનો ઇતિહાસ ઉકેલવામાં બીજા કોઇ પણ પ્રબન્ધાત્મક લખાણ કરતાં વધારે ઉપયોગી થાય છે—જો કે તેમાં લોકકથાના, કલ્પનાના અને સામ્પ્રદાયિક પક્ષાપક્ષીના અંશો ક્યાં છે તે આપણે જોઇશું.

આ અત્યુપયોગી ગ્રન્થ તરફ ઇતિહાસરસિકોનું ધ્યાન બહુ લાંબા સમયથી ખેંચાયેલું છે. રાસમાલાકાર મી. અલેક્ઝાન્ડર ફોર્બસે પોતાના ઉપયોગ માટે તેનો સં. ૧૮૪૯માં અનુવાદ કર્યો હતો, બોમ્બે ગેઝીટીયર અન્તર્ગત ગૂજરાતનો ઇતિહાસ લખવામાં પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ

પણ તેનો ઉપયોગ કર્યો હતો ત્યાર પછી તો ગૂજરાતના ઇતિહાસ પરત્વે તેની અમુક અંશોમાં વિશ્વાસપાત્રતા સાબિત થતાં એ ગ્રન્થનો બહોળો ઉપયોગ થવા લાગ્યો. એ પછી ‘વિધિવિષ્ણુશગગરૂપ’ પિટર્સન, કિલ્હૉર્ન અને બુહ્લરના શાસ્ત્રી રામચન્દ્ર દીનાનાથે ગૂજરાતી અને ટૉનીએ ટિપ્પણીઓ સાથે તેનું અંગ્રેજી ભાષાન્તર કર્યું. એ અગાઉ શાસ્ત્રી રામચન્દ્રે જ મૂળ સંસ્કૃત પણ સંપાદિત કરીને પ્રસિદ્ધ કર્યું હતું. પરન્તુ તેમનું સંસ્કરણ અને તેમનો અનુવાદ અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી થાય એવા નહોતા, અને એ અગત્ય લગભગ હમણાં સુધી ઊભી હતી. સીંઘી જૈન ગ્રન્થમાલા તરફથી મુનિ જિનવિજયજીએ અને શ્રી ફાર્બસ ગૂજરાતી સભા તરફથી શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ મૂળના ફરીવારના સંસ્કરણો કરેલાં છે અને આ બીજી સંસ્થા તરફથી ટિપ્પણીઓ અને પરિશિષ્ટોથી પરિષ્કૃત થયેલો આ અનુવાદ બહાર પાડવામાં આવેલો છે.

હવે ગ્રન્થની સંઘટનાના વિચાર ઉપર આવીએ. મેરુતુંગનો ઉદ્દેશ કંઈ શુદ્ધ ઇતિહાસ આપવાનો નહોતો, અને પરિણામે તો કથા-કલ્પના અને સામ્પ્રદાયિકતાના અનેક અંશો પુસ્તકમાં ઘૂસી ગયેલા છે. નાગાર્જુનપ્રબન્ધ, ગોવર્ધનનૃપપ્રબન્ધ, ભર્તૃહરિપ્રબન્ધ, વરાહમિહિરપ્રબન્ધ, પુણ્યસારપ્રબન્ધ, વિક્રમાર્કપ્રબન્ધ, શાલિવાહનપ્રબન્ધ વગેરે અતિપ્રાચીન પુરુષોને લગતા પ્રબન્ધો વિશે તો કંઈ મત આપવો દુરસ્ત નથી. વધારે અર્વાચીન પ્રબન્ધો પૈકી ભોજભીમપ્રબન્ધમાં માઘ, બાણ અને મયૂર એ ત્રણે કવિઓને ભોજરાજના દરબારમાં મૂકવામાં મેરુતુંગે કાલાનુક્રમની જબરી ભૂલ કરી છે, પણ આ ભૂલ તો લગભગ બધા જ પ્રાચીન લેખકોએ કરી છે, એટલે ‘સદ્ગુરુપરમ્પરા’ના આધારે લખનાર મેરુતુંગે તે સ્વીકારી લીધી હોય તો નવાઈ નથી. ઐતિહાસિક દૃષ્ટિનો એ વખતે અભાવ હતો એ તો આપણે જોઈ ગયા. જમાનાનો રંગ મેરુતુંગને પણ ન લાગે એ બને જ કેમ? તેણે બનાવો કાલાનુક્રમ પ્રમાણે ગોઠવવાની તસ્દી લીધી નથી અને રચના

બહુ શિથિલ હોવાથી પાછળથી પ્રક્ષિપ્તો પુષ્કળ દાખલ થઈ ગયા છે. ગ્રન્થ મુખ્યત્વે શ્વેતામ્બર જૈનો માટે રચાયેલો હોવાથી દિગમ્બર સમ્પ્રદાય અને બ્રાહ્મણ ધર્મ પ્રત્યેની સ્વાભાવિક અસહિષ્ણુતાથી રંગાઈને લખાયેલી અર્ધસત્યોથી ભરેલી અનેક હકીકતો મળી આવે છે. અલબત્ત કહેવું જોઈએ કે પ્રાચીન હિન્દુ ગ્રન્થોમાં પણ એ જ દોષ હતો. કેવળ ઐતિહાસિક વિગતોની દૃષ્ટિએ જોતાં આવાં ચમત્કારપૂર્ણ વર્ણનો અને સામ્પ્રદાયિકતાથી પ્રેરાયેલાં લખાણો વાંધાભરેલાં લાગે, પણ સમાજશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ તેનું અત્યંત મહત્ત્વ છે. વિષયથી દૂર જવાના ભયને લીધે એ વસ્તુનો અહીં માત્ર નિર્દેશ કરીને જ અટકું છું.

પ્રબન્ધચિન્તામણિનો ઉદ્દેશ લોકરંજનનો હતો. એટલે સામ્પ્રદાયિક ચમત્કારોની હકીકતો, લોકોમાં અત્યંત પ્રિય થઈ પડેલી વાર્તાઓ એ બધું આપવા તરફ મેરુતુંગે વિશેષ લક્ષ આપ્યું છે અને એની આડે કેટલીક મહત્ત્વપૂર્ણ બાબતો છુપાઈ ગઈ છે. જો કે સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ આ વસ્તુ પણ ઉપયોગી થઈ પડે છે. લોકકથાના અમુક અંશોની જુદે જુદે સ્થળે કેમ આયાત–નિકાસ થયા કરે છે તે આમાંથી જણાય છે.[1] પૃ. ૧૦ ઉપરની વિક્રમ વિશેની વાર્તા શાલિવાહનની લોકવાર્તામાં મળે છે. પૃ. ૧૫ ઉપરની પરકાયાપ્રવેશની વાર્તા જૈન સિંહાસનબત્રીસીમાં, જૂની ગુજરાતીમાં થયેલા એ જ ગ્રન્થના હીરકલશ અને સંઘવિજયના રૂપાન્તરોમાં અને પ્રાચીન વાર્તાસાહિત્યમાં સ્થળે સ્થળે મળે છે. પૃ. ૧૧ ઉપર છન્નુ દેશોની સમૃદ્ધિ ભોગવવાની વાત છે તે પણ લોકસાહિત્યની અસર છે. પ્રાચીન વાર્તાઓમાં અનેક સ્થળે ચક્રવર્તી છન્નુ દેશનો અધિપતિ હોય એવાં વર્ણનો મળે છે. કાનાચાર્ય થામાનો શાખિ રાજા છન્નુ માંડલિકોનો અધિપતિ હતો.

---

1 લોકકથાના અમુક અંશોની કેવી રીતે આપલે થયા કરે છે તેની વિસ્તારપૂર્વક ચર્ચા માટે જુઓ અગિયારમા સાહિત્ય સંમેલનમાં મારો નિબંધ 'આપણું લોકવાર્તાવિષયક પ્રાચીન સાહિત્ય: એક તુલનાત્મક દૃષ્ટિ'

પૃ. ૭૩-૭૪ ઉપરની, ભોજની સભામાં ગયેલા ગૂજરાતના રાજા ભીમદેવના સાન્ધિવિગ્રહક ડામરની ચતુરાઇની અને હાજરજવાબીની વાતો હજીયે અકબર-બીરબલ કે એવાં જ કોઇ નામોએ પ્રચલિત છે; પૃ. ૧૫૦ ઉપરની, એક સ્ત્રીએ પોતાના પતિને વશ કરવા એક વનસ્પતિ ખવરાવતાં તે બળદ થઇ ગયો, અને શિવ-પાર્વતીની કૃપાથી તે પાછો મનુષ્યરૂપમાં આવ્યો તે કથા સોમપ્રભાચાર્ય કૃત કુમારપાલપ્રતિબોધમાં છે, અને અત્યારે પણ પ્રચલિત છે; પૃ. ૨૩૫ ઉપરની, નગરનો રાજા અપુત્ર હોય તો નવા આગંતુક ઉપર હાથણી પાસે કલશ ઢોળાવી વારસ નક્કી કરવાની હકીકત લગભગ બધી જ લોકકથાઓમાં હોય છે માત્ર આટલું જ નહીં, પણ આ એક જ ગ્રન્થમાં એકેક સરખી વાર્તાઓ એક કરતા વધારે સ્થળે મળે છે. રાજકવિ કલાપીએ જે કથાને 'ગ્રામ્ય માતા' નામે કાવ્યમાં અમર કરી છે તે-રાજાના અસંતોષને લીધે શેરડીમાંથી રસ સુકાઇ જવાની વાર્તા આમાં વિક્રમપ્રબન્ધમા વિક્રમ વિષે અને ભોજભીમપ્રબન્ધમાં ભોજ વિષે મળે છે. બન્નેમાં ફેર માત્ર એટલો કે વૃદ્ધાને બદલે સંસ્કૃતમા વેશ્યાનું પાત્ર છે. સિદ્ધરાજપ્રબન્ધમાના લીલા વૈદ્યના ઉટંગ ચમત્કારોની વાતો અત્યારે પણ આયુર્વેદના કેટલાક અજ્ઞાન પ્રશંસકો કરે છે. સામ્પ્રદાયિક ચમત્કારો વિષેની અસંભાવ્ય વાતો આમાં છે, તથા દિગંબરો અને બ્રાહ્મણોનું હલકું દેખાય એવી હકીકતો છે; તેઓ એક બીજાના ધર્મની કેવી રીતે નિન્દા કરતા હશે તેનાં કંઇક સૂચનો એમાંથી મળે છે. પણ તેની કઇ ખાસ વિશેષતા ન હોય તે વિષે અહીં લખ્યું નથી. અન્ય જૈન પ્રબન્ધો પૈકી કોઇ ઐતિહાસિક દૃષ્ટિએ કદાચ નિર્મૂલ્ય હશે, પણ પ્રાચીન લોકવાર્તાના સાહિત્યના તુલનાત્મક અભ્યાસમા તેમાંથી અનેક પ્રકારે મદદ મળે છે.

પ્રબન્ધચિન્તામણિ ગ્રંથ ઉપર કહી તેવી ખામીઓવાળો હોવા છતા તેની પહેલાંના અથવા પછીના કોઇ પણ પ્રબન્ધાત્મક લખાણ કરતાં તે વધારે ઉપયોગી છે? ગૂજરાતના ઇતિહાસ પરત્વે તો મેરુતુંગે

આપેના નામો ઐતિહાસિક જણાતા છે તથા તેણે આપેના સવતો પણ ઉત્કીર્ણ શિલાલેખો વગેરે સાધનો ઉપરથી સાચા જણાયા છે અને એથી જ અનેક સમકાલીન ગ્રન્થો કરતા યે પ્રબન્ધચિન્તામણિની માહિતી વધારે ઉપયુક્ત ગણાય છે

શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી જેવા પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસના આપણા એક નિષ્ઠ અભ્યાસીને હાથે આ ગ્રન્થનો અનુવાદ થયો છે એ આનંદની વાત છે મૂળ અનુવાદ કરતા યે વધારે ઉપયોગી તો તેમણે કેટલાં અનેક શંકાસ્થાનોના નિવારણો, ટિપ્પણીઓ અને પરિશિષ્ટો છે, અને તેમના લખવા પ્રમાણે ઐતિહાસિક ટિપ્પણીઓ અને પરિશિષ્ટોએ જ સૌથી વધારે મહેનત તેમને આપી છે આ ઐતિહાસિક ટિપ્પણીઓમા તેમણે કેટલાક એવા નવીન અને મહત્ત્વ પૂર્ણ વિધાનો કરેલા છે કે જે ઇતિહાસના અભ્યાસીઓનુ પહેલી જ નજરે ધ્યાન ખેંચવા શક્તિમાન થઇ જશે જેમકે વિક્રમ વિશેની ચર્ચાનુ પરિશિષ્ટ (પૃ ૨૧) ચાવડાઓની વંશાવળીનુ પરિશિષ્ટ (પૃ ૩૮) મુંજ અને મૃણાલવતીના પ્રેમની કથા અને તેના જ પરિણામે મુંજનો તૈલપે વધ કર્યાની કથા વિશ્વાસપાત્ર ન હોવા વિશેની ચર્ચા (પૃ ૬૧) ભોજરાજના જીવન વિશેનુ પરિશિષ્ટ (પૃ ૧૦૭), ખેંગાર અને રાણકદેવીની ચર્ચા (પૃ ૧૩૫) નવઘણના પતનનુ ટિપ્પણ (પૃ ૨૨૮) જગદેવ પરમાર વિશેનુ ટિપ્પણ (પૃ ૨૪૭) પૃથ્વીરાજ ચૌહાણ અને ગસા વિશેનુ ટિપ્પણ (પૃ ૨૪૮) આમાના બધા વિધાનો સર્વમાન્ય થશે કે કેમ એ એક ચર્ચાસ્પદ બાબત છે પણ એ વિધાનો દ્વારા શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીજીએ પ્રાચીન ગૂજરાતના ઇતિહાસના રસિકો સમક્ષ વિચાર કરવાને માટે કેટલીક નવીન વસ્તુઓ મૂકી છે એ તો ચોક્કસ ઉપરાંત પાનેપાને અપાયેલા ટિપ્પણામા ઇતિહાસ અને સસ્કૃતિવિષયક અનેકવિધ માહિતી છે જે દરેક અભ્યાસીને ઉપયોગી થઇ પડવાનો સંભવ છે પુસ્તકને

અંતે આપેલી સૂચિને લીધે એ મહત્ત્વપૂર્ણ ટિપ્પણીઓનો ઉપયોગ કરવાની સરળતા પ્રાપ્ત થાય છે.

પ્રબન્ધચિન્તામણિમાં સ્થળે સ્થળે તે વખતની પ્રચલિત ભાષા અપભ્રંશનાં સુભાષિતો આવે છે. મેરતુંગે પણ સિદ્ધહેમકાર હેમચન્દ્રની માફક એવાં સુભાષિતો પ્રાચીન કથાકાવ્યો અને લોકોક્તિઓ ઉપરથી ઉતાર્યાં લાગે છે. તેણે ઉતારેલાં, ખેંગારનું મરણ થતાં રાણકદેવીએ ઉચ્ચારેલાં શોકવાક્યો જુઓ—

राणा सव्वे वाणिया जेसलु वड्डउ सेठि ।
काहूं वणिजडु माण्डिउ अम्मीणा गढ हेठि ॥

पई गिरुआ गिरनार काहू मणि मत्सरु धरिउ ।
मारीता राङ्गार एकु वि सिहरु न ढलिउ ॥

वाढी तो वढवाण वीसारता न वीसरइ ।
सोनासमा पराण भोगावह पइ भोगवीइ ॥

એનું રૂપાન્તર અત્યારે તુરી લોકો ગાય છે અને તે જનસમાજમાં પણ બહુ પ્રચલિત છે—

અમારા ગઢ હેઠ કેણે તંબુ તાણિયા,
સધરો મોટો શેઠ, બીજા વર્ત્તાક વાણિયા.
ગોઝારા ગિરનાર, વળામણ વેરીને થયો,
મરતા રા'ખેંગાર ખરડી ખાંગો નવ થયો
વારૂ શહેર વઢવાણ ભાગોળે ભોગાવો વહે,

(આટલાદિ') ભોગવતો ખેંગાર, (હવે) ભોગવ ભોગાવા ધણી.

મુંજરાજપ્રબન્ધમાંના

मुञ्ज भणइ मुणालवइ जुव्वण गयउं म झूरि ।
जइ सक्कर सयखण्ड थिय तोइ तु मीठी चूरि ॥

जा मति पच्छइ संपजइ सा मति पहिली होइ ।
मुंज भणइ मुणालवइ विघन न वेढइ कोइ ॥

એ 'મુંજ ભણઇ મુણાલવઇ'ની છાપવાળા દૂહાએ 'આણંદ કહે પરમાણંદ' વગેરે સાથે કેટલા મળતા આવે છે? આમ મેરુતુંગે અનેક સુન્દર પ્રાચીન સુભાષિતો—પછી તે લોકસાહિત્યમાંથી કે તે વખતે અસ્તિત્વમાં હોય પણ અત્યારે ઉપલબ્ધ નહીં એવાં કથા-કાવ્યોમાંથી—ઉદ્ધર્યાં છે અને એ દૃષ્ટિએ તેની ઉપયોગિતા માત્ર સિદ્ધહૈમકાર હેમચન્દ્ર અને કુમારપાલપ્રતિબોધકાર સોમપ્રભાચાર્યથી જ બીજી કક્ષાએ આવે છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પણ આ અવતરણોની અતીવ ઉપયોગિતા છે. પરન્તુ અનેક સંશયગ્રસ્ત સંસ્કૃત–પ્રાકૃત પાઠોનું આટલી નિપુણતાથી અને વિવેકપૂર્વક ભાષાન્તર કરનાર અનુવાદક આ અવતરણોના ભાષાન્તરમાં અનેક સ્થળે ચૂકયા છે. બીજાં સામાન્ય સુભાષિતો કરતાં આની વિશેષતા હોવાથી તે વિષે જરા વિસ્તારપૂર્વક વિવેચન કરવા લલચાઉં છું.

(૧) વિક્રમરાજા એક વાર રાત્રે વીરચર્યામાં ફરતા હતા તે વખતે તેમણે એક ઘાંચીના મોઢામાંથી નીચે પ્રમાણે શ્લોકાર્ધ સાંભળ્યો—

अम्मीणओ सन्देसडओ तारय कन्ह कहिज्ज ।

ઘણીવાર વાટ જોવા છતાં એનું બીજું ચરણ ન સંભળાયું. પછી રાજા પોતાના મહેલમાં ચાલ્યા ગયા. સવારે તે ઘાંચીને બોલાવીને શ્લોકનું બીજું ચરણ પૂછ્યું; ત્યારે તેણે કહ્યું કે,

जग दालिद्दिहिं डुब्बिउं वलिबन्धणह मुइज्ज ॥

આનો અનુવાદ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે: 'આપણા રાજાને (સંસારસમુદ્રમાંથી) તારનાર કૃષ્ણ કહી શકાય, (પણ) જગત્ દરિદ્રતામાં ડૂબી ગયું છે તથા બલિ (કરો તથા બીજો અર્થ

બલિરાજા ) નાં બંધનો હજી છૂટયાં નથી' આમાં પહેલા ચરણનો અર્થ બરાબર નથી. सन्देसडओ શબ્દ જ અનુવાદકે ધ્યાનમાં લીધો જણાતો નથી. 'અમારો સંદેશો તારક કૃષ્ણને કહેજે, (કે) જગત્ દરિદ્રતામાં ડૂબી ગયું છે માટે બલિનાં બંધનો છોડી દેજે.' એમ શુદ્ધ અર્થ હોવો જોઇએ. कहिज्ज અને मुइज्जतो અનુક્રમે 'કહેજે' (સરખાવો રાજસ્થાની 'કહિજ્યે') અને 'મૂકજે'–છોડી દેજે એ પ્રમાણે અર્થ થવો જોઇએ.

(૨) એક વાર સાંજનો દિવાન–ઇ–આમ ખલાસ થયા પછી ભોજરાજા ધારાનગરીની અંદર ફરતા હતા તે વખતે કોઇ દિગંબરને નીચેનો શ્લોક બોલતો તેમણે સાંભળ્યોઃ

एउ जम्मु नग्गहं गिउ भडसिरि खग्गु न भग्गु ।
तिक्खां तुरिया न माणिया गोरी गलि न लग्गु ॥

આનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છેઃ 'આ જન્મ તો વૃથા ગયો (કારણ કે) હું નગ્ન છું, ભડવીરની તરવાર ન ભાંગી, સ્ત્રીઓના તીખા કટાક્ષો ન માણ્યા કે ગોરીને ગળે ન લગાડી' આમાં અનુવાદક, શાસ્ત્રી રામચન્દ્ર દીનાનાથને અનુસર્યા લાગે છે, કારણ કે भडसिरिखग्गुने એક પદ તરીકે લઇને भट्टश्रीखड्ग: એ પ્રમાણે અર્થ થયો લાગે છે. तिक्खा तुरियाનો અર્થ 'તીક્ષ્ણ કટાક્ષ' એવો શા આધારે થઇ શકે? શુદ્ધ અર્થ નીચે પ્રમાણે હોવો જોઇએઃ 'આ જન્મ તો વૃથા ('નગ્નાવસ્થા'માં અથવા निग्गहनुं સંસ્કૃત निर्गृह લઇએ તો 'ઘરબાર વગરની અવસ્થા'માં એમ પણ કરી શકાય) ગયો, ભડના માથા ઉપર તરવાર ભાંગી નહીં, તેજી ઘોડા (तुरियां સં. तुरग અથવા બીજો અર્થ તીખા અને તુરા રસનો) ઉપયોગ કર્યો નહીં અને ગોરીને ગળે લગાડી નહીં.'

(૩) એક વખત શ્રીકુમારપાલવિહારમાં કુમારપાલે બોલાવેલા શ્રીહેમાચાર્ય કપર્દીના હાથનો ટેકો દઇ પગથિયાં ચડતા હતા ત્યાં નર્તકીને કમખાની દોરી ખેંચતી જોઇ કપર્દીએ કહ્યું—

मोहग्गीउ सहि कञ्चुयउ तुत्त उत्ताणु करेइ ।

તેનો ઉત્તરાર્ધ હેમાચાર્યે નીચે પ્રમાણે પૂરો કર્યો—

पुट्ठिहिं पच्छइ तरुणीयणु जसु गुणगहणु करेइ ॥

આ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે. 'સુન્દરીની કાચળી સાગ ભાગ્યને પામવાની ઉતાવળ કરે છે. (એ વાત ખરી છે) કારણ કે તરુણીજનોનો પછવાડેનો ભાગ ગુણગ્રહણ કરીને પુષ્ટ થયો છે.' આ અર્થ કરવામાં ગેરસમજ થઇ છે. અનુવાદક उत्ताणुનો અર્થ 'ઉતાવળ' અને पुट्ठिहिं એ એક જ શબ્દના 'પછવાડેનો ભાગ' અને 'પુષ્ટ' એમ બે અર્થ કરતા લાગે છે. એમ થવાથી શ્લોકનો ભાવ અને તેની અંદર રહેલો શ્લેષ અસ્પષ્ટ રહી ગયા છે. હું તેનો અર્થ આ પ્રમાણે કરું છું: 'સખીઓ કંચુકી સાથે સૌભાગ્યને પણ ઊંચું કરે છે, જેના ગુણ (એટલે દોરી–કસ અને સદ્‌ગુણ) પછી તરુણીજનો પૂંઠેથી ગ્રહણ કરે છે.'

(૪) પ્રબન્ધશતકર્તૃ કવિ રામચન્દ્રને મારી નાખવા માટે રાજા અજયપાલે તાંબાના તપાવેલા પાટલા ઉપર બેસાર્યા, ત્યારે તે કવિ નીચેનો શ્લોક બોલી જીભ કરડી મરણ પામ્યા.

महिवीढह सचराचरह जिण सिरि दिहा पाय ।
तसु अत्थमणु दिणेसरह होउत्त होइ चिराय ॥

આનો અનુવાદ નીચે પ્રમાણે થયો છે: 'જે સૂર્યે સચરાચર પૃથ્વીને મોટે ભાગે લક્ષ્મી (શોભા) આપી છે તે દિનપતિ સૂર્યનો પણ અસ્ત થાય છે; માટે થવાનું હોય તે લાંબે કાળે પણ થાય છે.'

આમાં અનુવાદક કદાચ રામચન્દ્ર શાસ્ત્રીને તો નહીં અનુસર્યાં હોય? કારણ તેમણે जिण सिरि दिन्न पायनो અર્થ 'જેણે શ્રી પ્રાયઃ આપી' એવો કર્યો છે. એ અર્થ તદ્દન ખેંચીતાણીને આણેલો લાગે છે અને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પણ બરાબર નથી. હું તેનો અર્થ આ પ્રમાણે કરું છું: 'આ સચરાચર પૃથ્વીપીઠના માથે જેણે પગ મૂક્યો તે દિનેશ્વર સૂર્યનો અસ્ત થાય છે; માટે જે થવાનું હોય તે લાંબે કાળે પણ થયાં કરે છે.'

ઉપરાંત ઐતિહાસિક દૃષ્ટિએ તો પ્રબન્ધચિન્તામણિની અનિવાર્ય ઉપયોગિતા સિદ્ધ છે જ, પણ તત્કાલીન સામાજિક અને રાજકીય પરિસ્થિતિ વિષે પણ તેમાં છૂટક છૂટક સૂચનો મળી આવે છે, જે ઇતિહાસ અને સમાજશાસ્ત્રના અભ્યાસીઓને બહુ ઉપયોગી નીવડવાનો સંભવ છે. પ્રસ્તુત ગ્રન્થ મેરુતુંગે સં. ૧૩૬૧ મા વઢવાણમાં લખ્યો છે, એટલે માત્ર એક જ વર્ષ પહેલાં નાશ પામેલા હિન્દુ રાજ્યની જાહોજલાલી અને રાજાઓની સ્હેણીકરણીનો પ્રત્યક્ષ અનુભવ તેને હશે એમ તેણે કરેલા ચોક્કસ ઉલ્લેખો ઉપરથી લાગે છે. મેરુતુંગે આપેલી કેટલીક વિગતો અહીં ઉતારું છું.

રાજપૂત રાજાઓ પોતે કરેલાં ધર્મકાર્યોની નોંધ રાખવા માટે એક ખાસ ચોપડો રાખતા, જે ધર્મવહિકા નામથી ઓળખાતો. કોઈને દાન વગેરે કર્યાં પછી તે વાત તરત જ તેમાં લખી લેવામાં આવતી. (પૃ. ૧૨); 'વનરાજાદિ ચાપોત્કટ વંશ'માં યોગરાજ, પોતાનો પુત્ર જે કેટલાક પરદેશીઓને લૂંટવાની ઇચ્છા કરે છે તેને કહે છે: 'બીજાં રાજ્યોના રાજાઓ બધા રાજાઓનાં રાજ્યની પ્રશંસા કરે છે, ત્યારે ગૂર્જર દેશમાં ચોરોનું રાજ્ય છે એમ મશ્કરી કરે છે' (પૃ. ૨૭). સામાન્ય રીતે અત્યારે જે એવું અનુમાન થાય છે કે, ચાવડા વંશના રાજાઓ માત્ર ઠાકરડાઓ જેવા હતા, અને તેમનું આધિપત્ય અણહિલવાડની આસપાસના જ થોડા પ્રદેશ ઉપર

હતુ એને આથી પુષ્ટિ મળે છે ચાવડાઓ મૂળે લૂટારાઓ હતા અને રાજ્યકાળ દરમ્યાન પણ તેમનો એ જાતિસ્વભાવ કદાચ ગયો નહિ હોય

મૂળરાજ પોતાની મા લીલાદેવીના ગર્ભમા જ હતા ત વખતે લીલાદેવીનુ અવસાન થયુ એટલે તેનુ પેટ ચીરીને પુત્ર બહાર કાઢવામા આવ્યો (પૃ ૪૩) અનુવાદ જણાવે છે કે સુશ્રુતસંહિતા જેવા આયુર્વેદના પ્રાચીન ગ્રન્થમા સુવાવડ પાસ આવી હોય તેવી સ્ત્રીનુ અચાનક મરણ થતા તેનુ પેટ ચીરીને બાળકને બચાવી લેવાનુ કહ્યુ છે આજથી લગભગ એક હજાર વર્ષ પહેલાના વૈદ્યો પણ એ કાર્ય સફળતાપૂર્વક કરી શકતા હશે એમ પ્રબન્ધચિન્તામણિના આ ઉલ્લેખ ઉપરથી લાગે છે હિન્દુ રાજ્યના પતન પછી આયુર્વેદીય શસ્ત્રક્રિયાનુ પતન થયુ એમ માનવાને વાંધો નથી અને આજે તો એમાની માત્ર જ થોડી વિધિઓ અવગત છે

રાજાઓ અથવા તો એવા ઉચ્ચ વર્ગની નૈતિક સ્થિતિ વખાણવાલાયક નહીં હોય ગુણશીલગણિના લખવા પ્રમાણે મૃણાલવતી તૈલપની સગી બહેન નહીં પણ તેના મા । દેવની સુંદરી નામની રખાતની પુત્રી હતી (પૃ ૫૭) મેરુતુંગના લખવા પ્રમાણે ભીમદેવે ચઉલા અથવા ચકુલા નામની અને ચારિત્રસુન્દરગણિ પ્રમાણે કામલતા નામની વેશ્યાને પોતાના અન્તપુરમા રાખી હતી (પૃ ૧૬૪) પૃ સોનકીને એક હલકી સ્ત્રી પ્રત્યે અને કોઈ મહુ ઘ તેમ એક નટી પ્રત્યે આકર્ષણ હતુ (પૃ ૧૧૪) અને ભોજરાજાએ વિજયા પંડિતાને તેની વિદ્વત્તા અને કાવ્યચાતુરીથી મુગ્ધ થઈ પોતાની ભોગિની—રખાત બનાવી હતી (પૃ ૮૩) તથા વિદ્વત્કુટુમ્બની એક ચાકડીને શૃંગારિક મા યો પિ ના તેના ચાતુર્યથી મુગ્ધ થઈ રાણી બનાવી હતી (પૃ ૬૮) કેટલાયે રજવાડાઓમા અદ્યપર્યન્ત આ જાતની રીત ચાલતી આવે છે ભોજ જેવા પવિત્ર મનાતા રાજાનુ આ નૈતિક પતન તાનુ

છે તે ઉપરથી એ વિષેનો વધારે ચોક્કસ ખ્યાલ બંધાય છે. રાજાઓને સંખ્યાબંધ રાણીઓ ઉપરાંત પુષ્કળ ઉપપત્નીઓ હતી; આ ઉપપત્નીઓનાં સંતાનોની સમાજમાં કંઇ હલકાઇ લેખાતી હોય એમ પ્રાપ્ત ઉલ્લેખો ઉપરથી જણાતું નથી. મૃણાલવતીનું તૈલપની પ્રજામાં બહુમાન હતું અને ખુદ તૈલપ ઉપર પણ તેનો પ્રભાવ પડતો હતો. મેરુતુંગના લખવા પ્રમાણે ભીમની રખાતનો પુત્ર હરિપાલ, તેનો ત્રિભુવનપાલ અને તેનો પુત્ર કુમારપાલ હતો; અને ચારિત્રસુન્દરગણિ પ્રમાણે ભીમની કામલના નામે ઉપપત્નીના પુત્રો ક્ષેમરાજ અને કર્ણ બધા વર્ગોથી પૂજિત હોવાથી તથા ભીમે વચન આપ્યું હોવાથી પિતા મરતાં ક્ષેમરાજે કર્ણને ગાદી સોંપી (પૃ. ૧૬૪). આમા આપેલા વ્યક્તિગત ઉલ્લેખો વિષે કદાચ મતભેદ પડવા સંભવ છે, પણ એવી ઉપપત્નીઓના પુત્રો તરફ સમાજ કેવી દૃષ્ટિથી જોતો એ વિષય ઉપર આથી પ્રકાશ પડે છે. તે જો ખરેખર હલકા મનાતા હોત તો મેરુતુંગ જેવા જૈનત્વના અભિમાનીએ કુમારપાલની વડદાદી વેશ્યા હોવાનું લખ્યુ જ ન હોત.

વેશ્યાઓ દાનમાં અપાતી. એક રાજાએ વારાંગનાઓનું દાન કર્યું હતું (પૃ. ૬૭). વળી બીજો એક સુન્દર ઉલ્લેખ મળે છે કે ભોજ રાજા અને તેનો સેનાપતિ કુલચંદ્ર જે પૂર્વકાલમાં એક દિગંબર હતો તેઓ બન્ને ચાંદનીમાં એકવાર સાથે બેઠા હતા. તે વખતે રાજાએ એક શ્લોકાર્ધ કહ્યો કે 'જેઓ વ્હાલી સ્ત્રીની સાથે આખી રાત એક ક્ષણ પેઠે પસાર કરે છે તેઓને ચન્દ્રમા શીતળ કિરણવાળો જણાય છે, પણ વિરહીઓને ઉબાડિયા જેવો સંતાપ કરનારા લાગે છે.' તે સાંભળીને કુલચન્દ્રે શ્લોકાર્ધ પૂરો કર્યો: 'અમારે તો વલ્લભા યે નથી અને વિરહે નથી તેથી ઉભયભ્રષ્ટ અમારે તો ચન્દ્રમા અરીસા જેવો શોભે છે, એ નથી શીતળ કે નથી ઉષ્ણ.' રાજાએ આ સાંભળી તેને એક સ્ત્રી ભેટ આપી (પૃ. ૭૬). આ પ્રમાણે સ્ત્રીઓ ભેટ આપવાના ઉલ્લેખો બહુ પ્રાચીન સમયથી મળે છે, રામાયણ

વગેરેમાં પણ એવાં વૃત્તાન્તો આવે છે. રાજા અને તેની આસપાસ રહેલાં વિલાસપ્રિય વાતાવરણનો તે ખ્યાલ આપે છે.

વેશ્યાઓ ચતુર હતી. વેશ્યાગૃહને વિદગ્ધતાનું ધામ કોઇ ઉક્તિમાં કહ્યું છે. લલિતકલાનું અધ્યયન એ વેશ્યાઓનો એક પ્રધાન વ્યવસાય હતો. ભીમદેવે ગૂર્જરાતીઓનું ચાતુર્ય બતાવવા માટે ભોજરાજાના દરબારમાં પોતાના તરફથી ગોવાળના વેશમાં એક પંડિતને અને વેશ્યાને મોકલ્યાં હતાં, અને તેઓએ પોતાના ચાતુર્યથી ભોજને મુગ્ધ બનાવ્યો હતો. (પૃ. ૯૭)

પ્રજામાંના કોઇ સમૃદ્ધિવાનને રાજા લૂંટી લે એ બનાવ બહુ સામાન્ય હોવો જોઇએ, કારણ ભોજ કે જેને મેરુતુંગ દાનેશ્વરી તરીકે વર્ણવે છે તેને એક વાણિયાએ નાટક કરાવ્યું તેની સમૃદ્ધિ જોઇ લૂંટી લેવાનો વિચાર થયો એમ લખ્યું છે. (પૃ. ૧૦૦) જો કોઇ રાજાના કંઇ અપરાધમાં આવે તો તેનાં ઘરબાર તુરત જ લૂંટી લેવાનાં હોવાં જોઇએ. સપાદલક્ષના એક અવિવેકી શેઠિયાએ માથું ઓળતાં એક જૂને મારી નાખી હતી, તેથી અમારિનો અમલ કરાવનાર પંચોળીએ તેને પાટણ લાવી રાજા કુમારપાલ કને ઊભો કર્યો. દંડ તરીકે તેનું સર્વસ્વ લૂંટી લઇ યૂકાવિહાર બંધાવવામાં આવ્યો (પૃ. ૧૯૨). ખંભાતનો સદિક નામે મુસલમાન વેપારી ધોળકાના મંડલેશ્વર વીરધવલના વાંકમાં આવવાથી તેનું સર્વસ્વ લૂંટી લેવામાં આવ્યું હતું એવો પણ કેટલેક સ્થળે ઉલ્લેખ મળે છે. કોઇ માણસ અપુત્ર મરી જાય તો તેની સ્ત્રી રોતી રહે અને તેના માટે ફક્ત ખોરાકી–પોશાકી જેટલું રાખીને બાકીનું ધન રાજા લઇ જાય એવો નિયમ હતો; આ જાતના લાગાને 'રુદતીવિત્ત' કહેવામાં આવતો. તેમાં અદત્તાદાનનો દોષ આવતો હોવાથી કુમારપાલે એ રિવાજ બંધ કરાવ્યો હતો. (પૃ. ૧૮૨)

દરરોજ સાંજે રાજા દીવાન-ઇ-આમ જેવો દરબાર 'સર્વાવસર' ભરતો (પૃ. ૯ તથા ૬૮) તથા સંધ્યાકાળે તેની આરતી ઉતારવામાં આવતી. (પૃ. ૭૭)

દેશ સામાન્ય રીતે સુખી હતો, પણ અનાવૃષ્ટિ થાય તો પાણીનું બીજું સાધન ઓછું હોવાને લીધે કંઇ નીપજતું નહીં, અને ગજભાગ લેવા માટે રાજા તરફથી ખેડૂતોની કનડગત થતી. (પૃ. ૧૧૦)

બીજા કોઇના આવાસમાં ખડ અને પાણી નાખવું એનો અર્થ તેને વાદવિવાદ કરવાને આહ્વાન આપવું એવો થતો. દિગમ્બર કુમુદચન્દ્રે વાદી દેવસૂરિના ઉપાશ્રયમા ખડ અને પાણી નંખાવ્યુ હતુ (પૃ. ૧૪૦) તથા વલભીપુરના મલ્લે શ્રી શિલાદિત્યની રજા લઇને બૌદ્ધોના મઠમા ખડ અને પાણી નંખાવ્યુ હતુ, અને પછી વાદવિવાદ કરીને તેમને હરાવ્યા હતા. (પૃ. ૨૨૫)

ચૈત્યવાસી સાધુઓની નૈતિક વર્તણૂંક વિષે બહુ ખરાબ કહેવાતું. એકવાર સિદ્ધરાજનો મહામાત્ય સાન્તૂ સાન્તૂવસહિકામાં દેવને નમસ્કાર કરવા જતો હતો તેવામાં તેણે વેશ્યાના ખભામાં હાથ મૂકીને ઊભેલા ચૈત્યવાસીને જોયો. કેટલેક સ્થળે જતિઓની લગભગ આવી જ સ્થિતિ છે.

આ પ્રકારની માહિતી પ્રબન્ધચિન્તામણિમાંથી પુષ્કળ મળે છે. દ્વયાશ્રય, કુમારપાલચરિત (હેમચન્દ્રકૃત), નરનારાયણાનન્દ, કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન, સુકૃતકીર્તિકલ્લોલિની, હમ્મીરમદમર્દન, વસ્તુપાલતેજ:પાલપ્રશસ્તિ, વસન્તવિલાસ, કુમારપાલપ્રતિબોધ વગેરે મેરુતુંગ પૂર્વેના સમકાલીન ગ્રન્થો મુખ્યત્વે પ્રશસ્તિરૂપે રચાયા હોઇ રાજાનુ ખોટું દેખાય એવા ભયથી અને વળી તેમનો ઉદ્દેશ ઐતિહાસિક વૃત્તાન્તો નિરૂપવાનો નહીં પણ પોતાના ચરિત્રનાયકની કીર્તિ વધારવાનો મોટે ભાગે હોવાથી તેઓ અમુક પ્રકારની માહિતી આપી શકયા નથી

અને તીર્થકલ્પ, રત્નમાલ, ધર્મારણ્ય, પ્રબન્ધકોશ, જિનમંડન અને ચારિત્રસુન્દરગણિના કુમારપાલપ્રબન્ધો, રત્નમન્દિરગણિના ભોજપ્રબન્ધ અને ઉપદેશતરંગિણી, જિનહર્ષકૃત વસ્તુપાલચરિત, અને કાન્હડદે પ્રબન્ધ તથા વિમલપ્રબન્ધ જેવા મેરુતુંગથી ઘણા સમય પછી લખાયેલા ગ્રન્થો માહિતીને અભાવે ઘણે સ્થળે માત્ર કલ્પનાવિલાસે ચઢી ગયા છે; જ્યારે મેરુતુંગ વાઘેલાઓનો સમકાલીન હતો અને તેનો ઉદ્દેશ કોઇ એક પાત્રની પ્રશસ્તિ ગાવા કરતાં શ્રુતપરંપરાગત વૃત્તાન્તો આપવાનો વધારે હતો. એટલે શું ઐતિહાસિક વિગતોમાં કે શું રાજકીય અને સામાજિક માહિતીની ઝીણવટોમાં તે બીજા ઘણાક લેખકો કરતાં ચઢી જાય છે, જો કે અન્ય પ્રબંધાત્મક ગ્રન્થોમાંથી પણ સમાજશાસ્ત્રના અભ્યાસ માટે ખરેખર રસપ્રદ એવી પુષ્કળ માહિતી મળી આવે છે; પરન્તુ આ અવલોકન પ્રબન્ધચિન્તામણિ પરત્વે જ હોઇ તે ટાંકવાનો અહીં અવકાશ નથી.

ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસને લગતા આ સૌથી ઉપયોગી ગ્રન્થનું ટીકાટિપ્પણીઓ સાથેનું ભાષાન્તર અભ્યાસીને બહુ મદદગાર થઇ પડશે. ફૉર્બસ સભાએ એ માટે જે વિદ્વાનની પસંદગી કરી તે બહુ જ યોગ્ય થઇ છે. મૂળ ગ્રન્થમાંથી જેટલી નક્કર હકીકતો મળશે તે કરતાં ટિપ્પણીઓ અને પરિશિષ્ટોમાંથી વધારે મળશે. લગભગ ચારસો ટિપ્પણોમા અનુવાદકે જે ઉપયુક્ત માહિતીનો ભંડાર ભર્યો છે—અને જેમાં ઐતિહાસિક, સામાજિક, સાહિત્યવિષયક, રાજ્યકારભાર સંબંધી, ધાર્મિક એ બધી જ વસ્તુઓનો સમાવેશ થયો છે—તે ખરેખર અમૂલ્ય છે, અને તેથી જ, શ્રી જિનવિજયજીની કે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીની પોતાની સંસ્કૃત આવૃત્તિઓ કરતાં ગુજરાતમાં તો અનુવાદનો જ વધારે ઉપયોગ થશે એમ મારું માનવું છે.

---

# દેવમન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પ

હિન્દુસ્તાનના જે પ્રદેશોમાં પ્રાચીન કાળના દેવાલયો ખંડિત અથવા અખંડિત સ્વરૂપમાં જળવાઈ રહ્યાં છે તે પ્રદેશોનું પરિભ્રમણ કરનારને આપણી શિલ્પકલા અને સ્થાપત્ય કયી કોટિની ઉચ્ચતાએ પહોંચ્યાં હતાં એની ઝાંખી થાય છે. હિન્દની શિલ્પકલાનો ઉદ્દેશ વિવિધ આકૃતિઓ કે પ્રતિકૃતિઓને કલામય રીતે કેવળ દૃશ્યમાન બનાવવાનો નથી, પણ વિશ્વવ્યાપી આત્માના એકત્વનું દર્શન કરાવવાનો છે, એવું એ વિષયના તજ્જ્ઞોનું એક સામાન્ય વિધાન છે. પ્રાચીન શિલ્પકલાની પાછળ લોકોપકારકતાનો એક હેતુ જાણ્યે-અજાણ્યે પણ કાર્ય કરી રહ્યો હતો એ જણાઈ આવે છે. અત્યંત સૂક્ષ્મ કોતરણી અને એ સૂક્ષ્મતામાં પણ સમગ્રસૂત્રતાની સફળ રીતે પરોવણી એ તે કલાની એક વિશિષ્ટતા છે.

એક સામાન્ય કથન તરીકે, એ પ્રાચીન મન્દિરોની શિલ્પકલા અનેક રીતે દર્શનીય હોય છે. માત્ર દેશી નહીં, પણ વિદેશી ગુણગ્રાહકોએ પણ તેની જે પ્રશંસા કરી છે તે એ પ્રાક્કાલીન સિદ્ધિઓ માટે સ્વાભાવિકપણે ગર્વ લઈ શકાય એવી છે. પરન્તુ એવાં મન્દિરોમાં પણ આપણી સ્થાપિત થઈ ચૂકેલી ધર્મભાવના અને નીતિભાવનાને વિઘાતક લાગતી એવી શિલ્પાકૃતિઓ ઘણી વાર જોવામાં આવે છે. આવી શિલ્પાકૃતિઓ તે કામશાસ્ત્રોક્ત ભોગાસનોની પ્રતિમાઓ. આજે પણ કલાવિદોમાં કેવળ નગ્ન શિલ્પાકૃતિનું પ્રદર્શન લગભગ સર્વસંમત ગણાય છે, પરન્તુ આવાં આસનોની પ્રતિમાઓ તૈયાર કરવાનો તો વિચાર પણ કોઈ ભાગ્યે જ કરે. આમ છતાં આશ્ચર્યની

સમજીને તેની રૂપોદ્દીપન સમજૂતીઓ આપવાના પ્રયાસો કર્યા છે કે આ પ્રકારની જે સમજૂતીઓ બહાર આવી છે તેનું અહીં અનુક્રમે પરીક્ષણ કરીએ

(૧) સૂર્યના મન્દિરોમાં ભોગાસનોના શિલ્પની રચના જોઈને જાણીતા કલાકોવિદ ડૉ કુમારસ્વામીએ તેમાં સૂર્યની જીવનશક્તિ આપનાર દેવ તરીકેની શક્તિનું નિરૂપણ થયું હોવાની કલ્પના કરી છે[૪] પરંતુ જૈન, શૈવ તેમ જ વૈષ્ણવ મન્દિરોમાં પણ, આપણે આગળ જોઈ ગયા તેમ, આસનોના શિલ્પ છે, તે ધ્યાનમાં લેતાં આ સમજૂતી પૂરતી વ્યાપક નથી એમ માલૂમ પડે છે વળી કાઠિયાવાડમાં થાનમાં તથા પોરબંદર પાસેના શ્રીનગરમાં પ્રાચીન સૂર્યમન્દિરો છે, પણ તેમાં આવા શિલ્પ મુદ્દલ નથી, એમ તે મન્દિરોનું અવલોકન કરનાર શ્રી ભગવાનલાલ માંકડ મને તા ૨૪-૮-'૩૯ના પત્રમાં લખી જણાવે છે એટલે જીવનશક્તિદાતા સૂર્યનો મહિમા આ પ્રકારના શિલ્પોમાં પ્રતિબિમ્બિત કરવામાં આવ્યો હોવાની કલ્પના વાસ્તવિક લાગતી નથી

---

૩ પરંતુ સ્વ રાખાલદાસ બેનરજી જેવા વિદ્વાને The presence of indecent figures on religious edifices is still a puzzle (vide History of Orissa Vol II pp 400) એમ લખીને આ બધી સમજૂતીઓ સંપૂર્ણ રીતે સન્તોષકારક નહીં હોવાનો પરોક્ષ સ્વીકાર કર્યો છે

૪ કોણાર્કના સૂર્યમંદિરમાં ભોગાસનોની અધિકતા વિષે લખતાં તેઓ જણાવે છે “The temple was dedicated to the Sun and closely connected with cults of Visnu Much of the sculpture may be described as a detailed illustration of the Kama Śāstra This rich external decoration reflects the life of the world and the energizing power of the Sun ” —Introduction to Indian Art pp 86 87

(૨) ભોગાસનોનાં શિલ્પ ગભારાની બહાર સભામંડપમાં તેમ જ નન્દિની મંડપની બાજુએ હીનાનો ઉપર જ હોય છે આ ઉપરથી એમ માનવામાં આવે છે કે દર્શને આવનારાઓનાં ચિત્ત આવાં શિલ્પ જોઈને ચલાયમાન ન થાય તો જ તેમને દેવદર્શનનો અધિકાર પ્રાપ્ત થાય છે, અર્થાત् विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः। એ પ્રકારનું પરીક્ષણ આ શિલ્પોદ્વારા થઈ જાય છે[1] પરન્તુ આ તો એક નૈતિક માન્યતા લાગે છે અશ્લીલ ગણાતાં શિલ્પની મૂળભૂત સૂચના ઉપર તેથી કંઈ પ્રકાશ પડતો નથી

(૩) એવી પણ એક માન્યતા છે કે જે પ્રાસાદ અગર મન્દિરમાં અશ્લીલ શિલ્પ હોય તેના ઉપર વીજળી પડતી નથી તેમજ તેને દૃષ્ટિદોષ લાગતો નથી[2] આ મત પણ અશ્લીલ

---

1 They say it is to ward off evil spirits and protect structure against lightning cyclone or dire visitations of nature A pilgrim whose mind does not become affected at the sight of these obscene figures is spiritually fitted to enter into the sanctum and see the image of the deity — Mon Mohan Gangooly Orissa and Her Remains pp 277 78

2 આ મતના સમર્થનમાં મુનિ જયન્તવિજયજીકૃત 'આબુ' ની પ્રસ્તાવના (પૃ ૨૪ ૨૫)નું નીચેનું અવતરણ તપાસો—

દેલવાડાનાં આ મન્દિરોમાં જે દેખે એવી સ્ત્રી અથવા પુરુષની સાવ નગ્ન મૂર્તિઓ પણ કોતરેલી જણાય છે આવી મૂર્તિઓ જોતાં કેટલાક એવી કલ્પના કરે છે કે બૌદ્ધ ધર્મમાં, શૈવ અને વામમાર્ગી વગેરે મતોની જેમ જૈન મતમાં પણ કોઈ વખત તાન્ત્રિક વિદ્યાનો વધારે પ્રચાર હશે

પરંતુ એ કલ્પના બિલકુલ અયથાર્થ છે અમે આ વિષય ઉપર લાંબા વખત સુધી ગંભીરપૂર્વક તપાસ કરી છે તેને પરિણામે કેટલાક શિલ્પશાસ્ત્રના

વાત એ છે કે જે દેશના ધર્મપ્રવર્તકોએ કામેન્દ્રિયની [illegible] કરતા અને સંસારત્યાગના નિર્વાણપથનો ઉપદેશ ખૂબ જ ભારપૂર્વક કર્યો છે તે દેશના દેવમન્દિરોમાં આવાં શિલ્પો મળે છે.

ભોગાસનોનાં શિલ્પો હિન્દના કોઈ એક પ્રાન્તના જ કોઈ એક ધર્મના મન્દિરોમાં જ મળે છે એવું નથી. પ્રાય સર્વ પ્રાન્તો અને સર્વ ધર્મના મન્દિરોમાં તેમનું અસ્તિત્વ છે. પર્વતો કોરીને બનાવેલા એલોરાના ગુફામન્દિરો, જગન્નાથપુરીનું પ્રસિદ્ધ મન્દિર, પુરી પાસે ભુવનેશ્વરના અનેક મન્દિરો, પુરીથી ઈશાન ખૂણે ચોવીસ માઈલ દૂર આવેલું કોણાર્કનું જગપ્રસિદ્ધ સૂર્યમન્દિર, બુંદેલખંડમાં ખજુરાહો ગામનાં સંખ્યાબંધ શૈવ વૈષ્ણવ અને જૈન મન્દિરો, નિઝામરાજ્યના કેટલાક મન્દિરો, કોયલી પર્વતમાં આવેલું પ્રસિદ્ધ માતાનું મન્દિર, સતારા અને પંઢરપુર વચ્ચે આવેલું કોરેગાંવનું મન્દિર, મગાનના કેટલાક વૈષ્ણવ મન્દિરો, નેપાળમાં પશુપતિનાથનું મન્દિર, મારવાડમાં રાણકપુરના પ્રસિદ્ધ જૈનમન્દિરની પાસેના જૂના મન્દિરનું ખંડેર તથા બીજાં કેટલાંક દેવાલયો, ગૂજરાતમાં આબુ ઉપર અચલેશ્વરની પાસે આવેલાં જૈન મન્દિરો વસ્તુપાલ—તેજપાલે બંધાવેલ લૂણવસહી, વડનગરમાં હાટકેશ્વરનું પ્રસિદ્ધ મન્દિર, દ્વારકામાં દ્વારકાધીશના મન્દિરની બાજુએ જ આવેલું ત્રીકમજીનું મન્દિર[1] તથા સમુદ્રકિનારે આવેલ રુક્મિણીનું મન્દિર, દ્વારકાથી ત્રણેક માઈલ દૂર આવેલા વસઈ ગામમાં લગભગ દસમી સદી જેટલા પ્રાચીન મન્દિરોના અવશેષો છે તે પૈકીનું એક અને પ્રભાસપાટણમાં સૂર્યમન્દિરનું

૧ ઓખામંડળના પ્રાચીન અવશેષોના ઊંડા અભ્યાસી શ્રી કલ્યાણરાય જોષી આ ત્રીકમજીનું મન્દિર જેમાં અત્યારે વૈષ્ણવ પ્રતિમા છે તે મૂળ સૂર્યનું મન્દિર હશે એમ માને છે. 'ત્રીકમ' શબ્દ સૂર્યવાચક ત્રિવિક્રમ પરથી આવેલો છે તે જોતાં આ અનુમાન વાસ્તવિક લાગે છે. આ મન્દિર મૂળ ત્રિવિક્રમાદિત્ય નામના સૂર્યનું હોય એમ બને.

ખંડેર, મહેસાણા પ્રાંતના મોઢેરા ગામમાં અગિયારમી સદી જેટલું પ્રાચીન એક મન્દિરનું ખંડેર, ચાણસ્મા પાસેના દેલમાલ ગામમાં જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિની કુળદેવી લિંબજા માતાનું મન્દિર, નુગોર ગામમાં સૂર્યમન્દિરનું ખંડેર, પાટણ પાસેના ભૂતિયાવાસણા ગામમાં મહાદેવનું મન્દિર, સિદ્ધપુર પાસેના કાનોડી ગામમાં બ્રહ્માણી માતાનું મન્દિર, બેચરાજી પાસેના સન્ડેરપુર ગામમાં વાર પાસેનું શિવમન્દિર, મોઢેરાનું જગતપ્રસિદ્ધ સૂર્યમન્દિર, તારંગાના ડુંગર ઉપરનું અજિતનાથનું વિખ્યાત જૈન મન્દિર[૨]—ઇત્યાદિ સ્થળોએ ભોગાસનોના શિલ્પો મળે છે. કોઈ કોઈ મન્દિરોમાં આવી આકૃતિઓ માત્ર એક કે બે હોય છે, જ્યારે બીજાં કેટલાંકમાં એક સાથે સેંકડોની સંખ્યામાં આવાં શિલ્પો દેખાય છે. કોણાર્ક, પુરી અને મોઢેરાના મન્દિરોમાં આ શિલ્પોની સંખ્યા એટલી મોટી છે કે જોનાર જનારનું ધ્યાન સૌથી પહેલું એ તરફ જ દોરાય છે. જેમાં મુખ્ય પ્રતિમા વિગેરે છે તે ગર્ભગૃહની બહાર નૃત્યમંડપ અથવા સભામંડપમાં તેમ જ મન્દિરની બહારની બાજુની દીવાલો ઉપર જ આવાં શિલ્પો હોય છે. મોટે ભાગે આવી પ્રતિમાઓ ખૂણા ઉપર નજરે પડે છે, પરન્તુ મન્દિરની બહારની દીવાલ પર કોતરવામાં આવેલા 'નરથર'—જેમાં સમસ્ત લોકજીવનનું નાનકડી શિલ્પાકૃતિઓમાં ચિત્રણ હોય છે તેમાં પણ તે હોય છે.

ધાર્મિક સ્થાનોમાં આવાં શિલ્પો પહેલી નજરે અસંગત લાગતાં હોઈ અનેક વિદ્વાનોએ તેમની સુસંગતતા વિષે વિવિધ તર્કો કર્યા છે. તેમ જ અજ્ઞાન લોકમાનસે પણ નગ્ન આકૃતિઓના નિરૂપણથી

---

૨ આ ઉપરાંત પણ બીજાં અનેક પડી ગયેલાં મન્દિરો હશે, જેમાં આ પ્રકારનાં શિલ્પો હશે. ગયા વર્ષે જ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ કોચરબ ગામ પાસેના ટેકરા રસ્તો બનાવવા માટે ખોદાવ્યા હતા, તેમાંથી બીજાં અવશેષો સાથે આસનના શિલ્પવાળો એક પત્થર પણ મળી આવ્યો હતો, તે કોઈ પ્રાચીન મન્દિરનો હશે. મન્દિર સ્માર્ત હતું એમ આજુબાજુની બીજી મૂર્તિઓ ઉપરથી માનવા કારણ છે

છે કે બંગાળી વૈષ્ણવોના લાકડાના અને ધાતુના બનાવેલા રથો ઉપર સુશોભન માટે આવી કોતરણી હજી પણ કરવામાં આવે છે. મુર્શિદાબાદ જિલ્લામાં કુંજઘાટના જમીનદારોના રથો ઉપર નાનપણમાં આવું શિલ્પ જોયાનું તેઓ જણાવે છે.[૭] અત્યારે પણ કેટલાક જૂની પદ્ધતિના કારીગરો મકાનના રક્ષણ માટે કોઇ ખૂણાપડના સ્થળે આવી એકાદ મૂર્તિ ગોઠવી દેવાનું ઇષ્ટ માને છે.

(૪) જે મન્દિરોમાં અશ્લીલ શિલ્પાકૃતિઓ મળે છે તે મૂળ શાક્ત સંપ્રદાયનાં હોવાની માન્યતા એક જાણીતા વિદ્વાને વાતચીતમાં જણાવેલી.[૮] પરન્તુ આ લેખના ત્રીજા પેરેગ્રાફમાં જે મન્દિરોની નોંધ છે તે સર્વ અગાઉ શાક્ત સંપ્રદાયનાં હતાં એમ કોઇપણ કહી શકે તેમ નથી, એટલે આ મતની અશાસ્ત્રીયતા સ્વતઃસિદ્ધ છે.

(૫) બીજી એક લૌકિક માન્યતા વિષે એક મિત્રે પત્રદ્વારા જાણ કરેલી. તે માન્યતા એવી છે કે જ્યારે લોકો જૈન અને બૌદ્ધ ધર્મના વર્ચસ્વ નીચે આવીને સંસારવિરક્ત બનતા હતા ત્યારે તેમને પાછા સંસાર તરફ ખેંચવા માટે શૈવ અને વૈષ્ણવ આચાર્યોએ મન્દિરોમાં ભોગાસનોના શિલ્પોને સ્થાન આપવાનો ઉપદેશ કરેલો હશે. આ માન્યતા પણ અજ્ઞાન છતાં ફળરૂપ એવા બહુજનસમાજના માનસની પેદાશ છે, એટલે એ વિષે વિશેષ કંઇ લખવાની જરૂર રહેતી નથી. એ માન્યતાને વાસ્તવિક ગણીએ તોયે જૈન મન્દિરોમાં પણ ભોગાસનોનાં શિલ્પ મળે છે તેનો ખુલાસો શી રીતે મેળવી શકાય ?

(૬) આવાં શિલ્પોની અશ્લીલતાથી ચોંકીને કેટલાક એવું

૭ History of Orissa, Vol. II, pp 401

૮. આ મતના લિખિત ઉલ્લેખ માટે ટિ ૬ મા આપેલા અવતરણનો પહેલો પેરેગ્રાફ જુઓ.

જૂનામાં જૂનું વિધાન બાંધી દે છે કે એ કાળ આપણા દેશના લોકોનું નૈતિક ધોરણ શિથિલ હતું—તે ઐતિહાસિક બુદ્ધિની પ્રતારણા સમાન છે.[૯] એક મિત્રે પણ આ સબંધમાં આવી જ શંકા વ્યક્ત કરેલી. પરન્તુ નૈતિક ધોરણની વાત કરનાર એ સમજવું જોઈએ કે કામુકો તો દરેક યુગમાં હોવા ન હોવા જ જોવા છે. એવાં આવાં શિલ્પો જોઈને પ્રાચીન કાળના લોકો ઉપર નૈતિક શિથિલતાનો આરોપ મૂકવો તે કરતાં ઔચિત્યભાવના, ગ્સવૃત્તિ અને ધાર્મિક માન્યતાઓના આધાર કરતાં જાતે જ ધોરણો એ બાબતમાં કલ્પના એ એ શું ઉચિત નથી?

(૭) આ ઉપરાંત, જૂના જૂના દેવમન્દિરોમાંના શિલ્પોના વિષયમાં કેટલીક સ્થાનિક માન્યતાઓ પણ છે. બુન્દેલખંડમાં ખજુરાહો ગામના મન્દિરોમાં ભોગાસનોના શિલ્પો છે. એ સંબંધી સ્થાનિક લોકોક્તિ એવી છે કે હેમવતી નામે એક સ્ત્રીએ ચન્દ્રમા સાથે કંઈક દુર્વર્તન કર્યું હતું, પણ તેના પ્રાયશ્ચિત્તરૂપે પાછળથી તેણે એક યજ્ઞ કર્યો અને પોતાના દુષ્કર્મોનું જગતમાં પ્રદર્શન કરાવનારી પ્રતિમાઓ દેવાલયોમાં બનાવરાવી.[૧૦] જગન્નાથના સુપ્રસિદ્ધ મન્દિરમાં અશ્લીલ પ્રતિમાઓ

---

[૯] The sight of such figures representing various scenes of voluptuousness is puzzling and nauseating. One is at a loss to understand why they have a place at all within the sacred enclosure. Not being able to account for this anomaly one is surely to be led to the pitfall of an erroneous conclusion that the artist who designed these ornaments to decorate the outer walls of a temple must have belonged to a race most morally depraved and vicious. —Orissa and Her Remains pp 228

[૧૦] નાગરી પ્રચારિણી પત્રિકા વર્ષ ૪૩ પૃ ૧૮૦-૮૧

જોઇને યાત્રી કંઇ કંઇ તર્કો કરવા લાગે છે ત્યાં તેને કહેવામાં આવે છે કે આ ચિત્રો કલિયુગમાં થતા વ્યવહારનું દર્શન કરાવવા માટે દોરવામાં આવ્યાં છે અથવા કોઇ સ્ત્રીને નગ્નાવસ્થામાં જોઇ હોય તો આ શિલ્પોના દર્શનથી તેનું પ્રાયશ્ચિત્ત થઇ જાય છે. કેટલાક એવો પણ ખુલાસો આપે છે કે આ સંસારમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થો વાંછનીય છે. રામેશ્વર ધર્મને માટે, દ્વારકા અર્થને માટે, જગન્નાથ કામને માટે અને બદરિકાશ્રમ મોક્ષને માટે આરાધના કરવાનું ધામ છે. બીજા કેટલાકના મત મુજબ, આ પ્રકારનાં શિલ્પો વામમાર્ગના અવશેષરૂપ છે.[૧૧] પરન્તુ આ બધી માન્યતાઓમાં કઇ તથ્ય માલૂમ પડતું નથી, કેમકે અન્યત્ર તે ઘટાવી શકાય તેમ નથી.

તો હવે પ્રશ્ન એ છે કે ભોગાસનોના શિલ્પની ખરેખરી સૂચકતા શી હોઇ શકે? આશ્ચર્યની વાત છે કે લગભગ બધા જ વિદ્વાનોએ આ વિષયને જોયો—ન જોયો કરીને પાછો અંધકારમા હડસેલી લીધો છે, પણ તેથી ઉલટું શંકાનું સમાધાન થવાને બદલે, આગળ બતાવ્યું તેમ, આપણી સંસ્કૃતિ અને કલા વિષે ભળતી જ માન્યતાઓના ઉદ્‌ભવને એક પ્રકારે વેગ મળે છે.[૧૨] આવાં શિલ્પોના સંબંધમાં શિલ્પશાસ્ત્રના મૂળ ગ્રન્થોમા કઇ વિધાન છે ખરું કે નહીં, તે જોવાની તસ્દી તો કોઇએ લીધી જ નથી. એ ગ્રન્થો તપાસતા જે કઇ ઉલ્લેખો મળ્યા છે તે ઉપરથી પ્રસ્તુત શિલ્પોની સૂચકતા શી હોઇ શકે તે સમજાવવાનો મારો ઇરાદો છે. આ સંબંધમાં નિર્ણય પર આવતાં પહેલાં શિલ્પગ્રન્થોમાંના ઉલ્લેખોને યોગ્ય અનુક્રમમાં આપણે તપાસી જોઇએ.

---

૧૧. નાગરી પ્રચારિણી પત્રિકા, વર્ષ ૪૩, પૃ ૧૮૧

૧૨. આવી જ રીતે અત્યારે કેટલાક મંદિરોમાના આ પ્રકારના શિલ્પો ઉપર ડામર ચોપડવામા આવે છે, પણ એથી તો લોકોનુ ધ્યાન એ તરફ વિશેષ ખેંચાય છે!

ભારતીય કલાનો ઉદ્દેશ વ્યક્તિગત સૌન્દર્ય બતાવવા કરતાં વિશ્વવ્યાપી આત્માના વિવિધ સ્વરૂપોનું દર્શન કરાવવાનો વિશેષ અંશે છે તે આપણે આ લેખના આરંભમાં જોઈ ગયા. વિશ્વવ્યાપી આત્માના વિવિધ સ્વરૂપોનું દર્શન તો ચિત્રના દર્શકનાથી—જગતના સર્વ વ્યાપારોનું નિરૂપણ કરવાથી થઈ શકે. આવું નિરૂપણ કરવાનું સ્પષ્ટ વિધાન શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાં છે.

વિષ્ણુધર્મોત્તરપુરાણનો તૃતીય ખંડ એ શિલ્પશાસ્ત્ર અને ચિત્રકલાના પ્રાપ્ય ગ્રન્થો પૈકી સૌથી પ્રાચીન છે.[13] એના જે અધ્યાયોમાં ચિત્રકલાનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે 'ચિત્રસૂત્ર'ના નામથી ઓળખાય છે. વિષ્ણુધર્મોત્તરના ત્રીજા ખંડના ૪૨મા અધ્યાયમાં ચિત્રની અંદર દેવ, નૃપ, ઋષિ, ગાન્ધર્વ, દૈત્ય, દાનવાદિના ચિત્રો દોરવાનું વિધાન કરતા પુરાણકાર લખે છે :—

× × ×

नानारत्नधरा: कार्या देवतास्तु तथा नृप ।
राजवेशा महाराज नानायुधधरास्तथा ॥
नानाश्रीग्रसराश्च नन्तनम्बरास्तथा ।
एकरूपास्तु यत्नया दैत्यदानवास्तथा नृपा ॥

---

13 વિષ્ણુધર્મોત્તરપુરાણ એ વિષ્ણુપુરાણના પરિશિષ્ટ રૂપે છે. તેનો સમય વહેલામાં વહેલો ઇસવી સનની પાંચમી સદી સુધી લઈ જઈ શકાય, પરંતુ એમાંનું ચિત્રસૂત્ર ઇસવી સનની સાતમી સદીમાં—અજન્તાની ચિત્રકલાના કાળમાં જ રચાયું હોવાનું પ્રસ્તુત તૃતીય ખંડના અંગ્રેજી અનુવાદક મીસ ક્રેમરીશ માને છે (Vishnudharmottara Part III Translation Introduction pp 4) ચિત્રસૂત્રના કેટલાક ભાગનો ગુજરાતી અનુવાદ 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના બીજા પુસ્તકમાં શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ તથા શ્રી રામનારાયણ પાઠકે આપ્યો હતો.

तत्रापि वेश्या कर्तव्या भेदाश्चत्वार एव च ।
वासुदेवसमा कार्या वासुदेवगणा शुभा ॥

सङ्कर्षणेन सदृशास्तद्गणाश्च तथा स्मृता ।
प्रद्युम्नेनानिरुद्धेन तद्गणा. सदृशास्तथा ॥

तत्प्रभावा स्मृता सा तदायुधधरास्तथा ।
नीलोत्पलदलश्यामाश्चन्द्रशुभ्राम्बरैर्वै च ॥

तथा मरकताम्बरा सिन्दूरसदृशप्रभा ।
रुचकस्य तु मानेन वेश्या कार्यास्तथा स्त्रिय ॥

वेश्यानामुद्धत वेश कार्य शृङ्गारसमतम् ।
मालव्यामानत् कार्या लज्जावत्य कुलस्त्रिय ॥

नात्युद्धतेन वेशेन साल्ङ्कारास्तथैव च ।
दैत्यदानवयक्षाणा राक्षसाना तथैव च ॥

रूपवत्यस्तथा कार्या पत्न्यो मनुजसत्तम ।
मातर स्वेन रूपेण तथा कार्या नराधिप ॥

पिशाचाना च पत्न्योऽपि कार्यास्तद्रूपसयुता ।
विधवास्तु कर्तव्यास्त्रिय पलितसयुता ॥

शुक्लवस्त्रपरिधाना सर्वालङ्कारवर्जिता ।
कुब्जा वामनिका, वृद्धा तथा रूपवती भवेत् ॥

* * *

—વિષ્ણુધર્મોત્તર, તૃતીય ખંડ, અધ્યાય ૪૩, શ્લોક ૧૮–૨૮

એ જ અધ્યાયમા આગળ દેશવિશેષ, આસન, શયન, યાન, વેશ, સરિતા, સાગર, વન, શિખર, દ્વીપ, ભૂમંડળ, શંખ, પદ્મ, નિધિ, ચન્દ્ર, નક્ષત્ર, રાત્રિ ઇત્યાદિનું ચિત્રમા કેમ આલેખન કરવુ એ

जङ्गमा वा स्थावरा वा ये सन्ति भुवनत्रये ।
तत्तत्स्वभावस्तेषां करणं चित्रमुच्यते ॥

—શિલ્પરત્ન અધ્યાય ૪૬, શ્લોક ૧-૨

હવે, ચિત્રમાં—શિલ્પમાં કામક્રીડાનાં નિરૂપણ થાય એની ગીન? એનો ખુલાસો પણ શિલ્પના ગ્રન્થોમાંથી મળી રહે છે.

લોકમાત્રની પ્રવૃત્તિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થના કોઈ ને કોઈ પ્રકારે સેવનમાં હોય છે અને મનુષ્યમાત્રની પ્રવૃત્તિનો સમાવેશ એ ચાર પુરુષાર્થના ચોકઠામાં થવો જોઈએ, એવી આપણી પરંપરાગત માન્યતા છે. એમાં પહેલા ત્રણ પુરુષાર્થોનું સેવન ચરમ પુરુષાર્થ જે મોક્ષ તેની પ્રાપ્તિ અર્થે છે. અને મોક્ષની પ્રાપ્તિમાં સહાયભૂત થાય તેટલે જ અંશે ધર્માદિ ત્રિવર્ગની ઇષ્ટતા મનાય છે.

त्यागाय सम्भृतार्थानां सत्याय मितभाषिणाम् ।
यशसे विजिगीषूणां प्रजायै गृहमेधिनाम् ॥

शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
वार्द्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥

એવા રઘુના આદર્શ વંશ તેનો કાવ્યમય ઇતિહાસ મહાકવિ કાલિદાસ વર્ણવે છે, પણ જીવનના સર્વ અનુભવો માણીને અંતે યોગથી તનુનો ત્યાગ કરનારનો આદર્શ તો સર્વ સંસ્કારી ભારતવાસીઓનો હતો. જીવનના સર્વ અંગોમાં સ્પષ્ટતા અને વિશદતા એ પ્રાચીન ભારતની સંસ્કારિતાનું એક વિશિષ્ટ અંગ છે. કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થોમાં પણ જે નિર્દંભ સ્પષ્ટતા છે તે આનો જવલંત પુરાવો છે. કામ એ પણ એક પુરુષાર્થ છે, અને આપણા પરંપરાગત આદર્શ અનુસાર ચરમ પુરુષાર્થ મોક્ષની પ્રાપ્તિના પ્રયત્નમાં તેનું ચોક્કસ સ્થાન છે, તો તેનું યથાર્થ નિરૂપણ કરવામાં સંકોચ શા માટે? એ પ્રકારની

માન્યતા પ્રાચીનોની હતી. સૃષ્ટિક્રમનો જરાયે હલકો ખ્યાલ પ્રાચીનોએ બાંધ્યો નથી તેમ જ બાંધેલા ખ્યાલને વ્યક્ત કરવામાં નિરર્થક દાંભિક ચોખલિયાપણાને જરાયે સ્થાન આપ્યું નથી. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે धर्माऽविरुद्ध कामोऽस्मि । અર્થાત્ ધર્મથી અવિરુદ્ધ એવો કામ હું છું. કામશાસ્ત્રનો એક લેખક જણાવે છે કે सत्वोपकारपरमा हि ममाग्रपूजा । અર્થાત્ મારી પ્રવૃત્તિ પ્રાણીમાત્રના હિત માટે છે, અને તેથી જ બીજો એક લેખક કહે છે કે बुधैर्विधेया न कुदृष्टिरस्मिन् । અર્થાત્ આવા હિતના વિષય પ્રત્યે સુજ્ઞોએ કુદૃષ્ટિ રાખવી નહીં. વ્યવહાર ગમે તે હો, પણ આદર્શ આવો હતો, એટલે ધર્મ, કામ ઇત્યાદિ પુરુષાર્થોનું આલેખન દેવમન્દિરોમાં કરવું એવું વિધાન શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાં છે; અને પરિણામે જે આસનોનું વર્ણન કામશાસ્ત્રના ગ્રન્થોમાં છે તે જ આસનો કામપુરુષાર્થના નિરૂપણ દાખલ દેવમન્દિરોમાં બનાવવામાં આવે તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી.[૧૫]

આ દૃષ્ટિએ, ધર્માદિ પુરુષાર્થોનું આલેખન ક્યાં અને કેમ કરવું એ દર્શાવતાં, શિલ્પશાસ્ત્રનાં નીચેનાં કથનો તપાસવા જેવાં છેઃ—

प्रासादभित्तिविस्तारतुल्यं वार्धनिपादकम् ।
अन्तरालस्य भित्तेस्तु व्यास स्यान्मण्डपे तथा ॥

कूटकोष्ठादियुक्त वा हीनं वा मुखमण्डपे ।
त्रिवर्गसहित वापि तोरणाद्यैर्विचित्रितम् ॥

एकानेकतलं वापि *यत्नेऽग्रं मुखमण्डपम् ।

× × ×

—શિલ્પરત્ન, અધ્યાય ૮૯, શ્લોકઃ ૧૧–૧૩

---

૧૫. આ સમગ્ર કથન સાથે સરખાવો નીચેનો શ્લોકઃ—

धर्मार्थकामा : सममेव सेव्या यो ह्येकसक्त. स नरो जघन्य. ।
द्वयोस्तु दाक्ष्य प्रवदन्ति मध्य स उत्तमो यो निरतस्त्रिवर्गे ॥

पुरुषार्थयुत एव कर्ममानमुदीरितम् ।
त्रिचतुष्पञ्चषट्सप्तचाष्टनाड्यकनाडिका ॥

एकं तु भारयुक्तं स्यात् क्षुद्रे तु द्वयमेव वा ।
मुखे पृष्ठे नायबिम्बं कुर्यादुक्तं विशारदः ॥

—રથશાસ્ત્ર

चित्राभासं पुनस्तेषामकमार्गं समाश्रयन् ।
बहिरन्तश्च सर्वेषां यत्र युञ्जीत सत्रत ॥

सुमङ्गलकथोपेतं मन्त्रमूर्तिसमन्वितम् ।

× × ×

—શિલ્પરત્ન, અધ્યાય ૪૬, શ્લો૦ ૮-૯

दक्षिणे तु गणेशानं उत्तरे नृत्तरूपिणम् ।
क्षेत्रपं चैव चण्डानां द्वारे तद् द्वारपालकम् ॥

ईशावतारक्रीडादिकथारूपाणि चैव हि ।
मूलभित्तौ च परितो विन्यसेदुक्तलक्षणम् ॥

—શિલ્પરત્નાકર

देवानां च द्विजानां च वसयोग्यं सनातनम् ।
बहिरन्तश्च सर्वेषां छन्नं युञ्जीत बुद्धिमान् ।

सुमङ्गलकथोपेतं श्रद्धानृत्तक्रियान्वितम् ॥

—મયમત

કેટલાક મન્દિરોના શિલ્પમાં તો ચારે પુરુષાર્થોનું આલેખન ખૂબ જ વ્યવસ્થિત રીતે થયેલું હોય છે. એમાં મન્દિરના સ્થળના ચાર ભાગ પાડેલા હોય છે. તેમાં સૌથી નીચે પોતાની હજાર ફેણાઓ ઉપર સમગ્ર પૃથ્વીના ભારને વહન કરતા આદિશેષનું આલેખન હોય છે. અહીં આદિશેષ એ ધર્મપુરુષાર્થના પ્રતીક તરીકે રજૂ થાય છે. તેની

ઉપર લગ્નવિધિ અથવા પ્રાચીન કાળના રાજાઓના સંગ્રામો અને વિગ્રહોનું આલેખન હોય છે, તે અર્થપુરુષાર્થની ભાવના રજૂ કરે છે તેની ઉપરના ત્રીજા ભાગમાં કામશાસ્ત્રોક્ત આસનો, નૃત્ય અને વિલાસચેષ્ટાઓનું આલેખન હોય છે, તે કામપુરુષાર્થની ભાવનાને વ્યક્ત કરે છે અને સૌથી ઉપર ઋષિઓ, સિદ્ધો અને યોગીઓની પ્રતિમાઓ હોય છે, તે સર્વોચ્ચ પુરુષાર્થ મોક્ષની ભાવનાને મૂર્તિમંત કરે છે [16] અલબત્ત, આવો ક્રમ બધા મન્દિરોના શિલ્પોમાં જળવાયેલો નથી, છતાં દેવમન્દિરોમાં ભોગાસનોના શિલ્પો યોજવામાં જે ભાવના કામ કરી રહી હતી, એ તો તે સમુચિત રીતે બતાવી જાય છે

શૃંગારહાસ્યાદિ નવરસોમાં પણ લોકપ્રવૃત્તિ મૂર્તિમંત થાય છે એમ જ શિલ્પના ગ્રન્થોમાં નવરસના નિરૂપણને પણ સ્થાન આપવામાં આવેલ છે અને આ રસોનું આલેખન ક્યાં કરવું એ વિશે નિયમો રચેલા છે એમાં દેવમન્દિરોમાં સર્વે રસોનું આલેખન કરવું એમ બતાવેલું છે, એ ઉપરથી સમસ્ત લોકલીલાને દેવમન્દિરોમાં આલેખવાની ભાવના કામ કરી રહી હતી, એમ આ લેખમાં અગાઉ જણાવેલું છે, તે કથનને પુષ્ટિ મળે છે [17] જુઓ—

૧૬ Dr R Shama Shastry Significance of Temple Architecture (Proceedings and transactions of the seventh All India Oriental Conference Baroda 1933 pp 781)

૧૭ અહીં એક અનુવાદાત્મક મુદ્દો નોંધવાનું મન થાય છે પ્રાચીન કાળના મંદિરો એ અત્યારની જેમ કેવળ ધાર્મિક સ્થાનો નહોતા સમસ્ત લોકસમાજની વિવિધ પ્રવૃત્તિઓના મધ્યવર્તી—અને કદાચ એકલા જ એના એ કેન્દ્રસ્થાનો હતા ઇતિહાસના આરંભકાળમાં નજર કરીએ તો પુસ્તકાલય અન્નસત્રઘર અને દવાખાનું એ બધેનું કામ કરવાને મથન કરતા મંદિરો નજરે પડશે પરંતુ ઇતિહાસ કરીને નામ થતો ત્યાર પછી મંદિરોનું લોકજીવનમાં જેવું તેવું સ્થાન ન રહ્યું લોકધામવિહોણા એ યુગમાં મંદિર જ્ઞાનવિનોદની મુખ્ય જગા હતી ત્યાં ગર્ભદ્વારમાં બિરાજેલા દેવને પ્રસન્ન

मार्कण्डेय उवाच ।
शृङ्गारहास्यकरुणवीररौद्रभयानकाः ।
बीभत्साद्भुतशान्ताश्च नव चित्ररसाः स्मृताः ॥

तत्र यत्कान्तिलावण्यलेखामाधुर्यसुन्दरम् ।
विदग्धवेशाभरणं शृङ्गारे तु रसे भवेत् ॥

× × ×

शृङ्गारहास्यशान्त्याख्या लेखनीया गृहेषु ते ॥
परशेषा न कर्तव्याः कदाचिदपि कस्यचित् ।
देववेश्मनि कर्तव्या रसाः सर्वे नृपालये ॥

---

રવાને બહાને દેવદાસીઓ અને નર્તકીઓ ભક્તસમૂહને રીઝવતી, મંદિરમાં નાટક ભજવાતાં અને ભવાઇઓ થતી, મેળા ભરાતા અને યાત્રામહોત્સવો ઉજવાતા, દેવદેવીઓની વર્ષગાંઠ એક પ્રકારની પર્વણી બની રહેતી, નવપરિણીતોને દેવની અમીદૃષ્ટિ યાચવા જવું પડતું. દેવમંદિર એ પ્રેમીઓનું સંકેતસ્થાન પણ હતું. 'દૃષ્ટિને તારામૈત્રક' ત્યાં રચાયાં હશે એવું અનુમાન કરવાને પ્રાચીન સાહિત્ય આપણને પ્રેરે છે. માત્ર આટલું જ નહિ, શાસ્ત્રચર્ચાઓ પણ રાજદરબારોની જેમ મંદિરોમાં થતી, યજ્ઞયાગાદિ, હરિકીર્તન અને પૂજાઓ આમવર્ગને આકર્ષતાં, દેશપરદેશના સમાચારો ત્યાંથી બધે ફેલાતા, દક્ષિણ હિન્દમાં તો મોટાં બજારો પણ મંદિરનાં પ્રાંગણમાં જ હોય છે અને સ્થળેસ્થળે નજરે પડતી પુષ્કરિણીઓ અને ગરુડસ્તંભો ભાવિકોના સત્કાર કરે છે. આમ સમસ્ત લોકલીલાના—શૃંગારાદિ નવે રસોના આલેખન માટે પ્રાચીન કાળનું મંદિર એ સૌથી સમુચિત સ્થાન હતું અને એ આલેખન સામાન્ય રીતે એટલું આહ્લાદક હોય છે કે એકાદ જૂના મંદિરનું વેરાન વચ્ચે ઊભેલું ખંડેર પણ તેની વિવિધપ્રવૃત્તિગૂંથી શિલ્પસમૃદ્ધિદ્વારા એકલતા અને અવસાદના—એ સ્થળે લગભગ અનિવાર્ય ગણાય એવા—અનુભવમાંથી આપણને ઉગારી લે છે. પ્રાચીન કાળના મંદિરમાંની લાક્ષણિક પ્રવૃત્તિઓની ચિત્રમય ઝાંખી કરવા ઇચ્છનાર આચાર્ય હેમચંદ્રના શિષ્ય રામચંદ્રનું 'કુમારવિહારપ્રશસ્તિ' કાવ્ય વાંચવા જેવું છે.

राजवेश्मनि नो कार्या राज्ञां वासगृहेषु च ।
सभावेश्मसु कर्तव्या राज्ञां सर्वरसा गृहे ॥

वर्जयित्वा सभां राज्ञो देववेश्म तथैव च ।
युद्धश्मशानकरुणामृतदुःखातकुत्सितान् ॥

अमङ्गल्यांश्च न लिखेत्कदाचिदपि वेश्मसु ।
निषिशृङ्गारूपान् राजकिधिहस्तागतागनान् ॥

—વિષ્ણુધર્મોત્તર તૃતીય ખંડ અધ્યાય ૪૩ શ્લો. ૧-૧૫

रसानामस्य (? थ) व्याख्या दर्शिता (वद ?) लक्षणम् ।
तदायत्ता यतश्चित्रे भावव्यक्तिः प्रजायते ॥

शृङ्गारहास्यकरुणारौद्रप्रेयोभयानकाः ।
वीर (प्रत्याशो ?) च बीभत्साद्भुतस्तथा ॥

इत्यन्ते चित्रसयोग रसा प्रोक्ता सलक्षणाः ।
मानुषाणि पुरस्कृत्य सर्वसत्त्वेषु योजयेत् ॥

—સમરાંગણ સૂત્રધાર અધ્યાય ૮૨ શ્લો. ૧-૩

વળી કેટલા ગ્રંથોમાં એવું વિધાન છે કે નગ્ન આકૃતિઓ ગૃહસ્થોના ઘરમાં ન બનાવવી. આ ઉપરથી પથારે એવું ફલિત થાય છે કે દેવમન્દિરોમાં તે બનાવવાનું વિહિત હતું જુઓ—

× × ×

संग्राम मरणं दुःखं देवासुरकथास्त्वपि ॥
नग्न तपस्विलीलां च न कुर्यान्मानुषालये ।
भित्तौ तत्र लक्ष्य स्याच्चित्र चित्रतगादृनि ॥

—શિલ્પરત્ન અધ્યાય ૪૬ શ્લો. ૯-૧૦

गृहे न रामायणभारताद्य
चित्रं कृपाणाहवमित्याठकम् ।

शिलोच्चयारण्यमयं सदासुर
गीष्मं कृताक्रन्दनरं स्वनम्बरम् ॥

वराहशार्दूलशिवावृदाकरो
गृध्राभिधोलूककपोतवायसाः ।
सश्येनगोधादिबकादिपत्रिणो
विचित्रिता नो शरणे शुभावहा. ॥

—વાસ્તુરત્નાકર, ગૃહોપકરણપ્રકરણ, શ્લોક ૭૭–૭૮

આ પ્રમાણે આપણે જોયું કે ભોગાસનોનાં શિલ્પો શાસ્ત્રવિહિત છે. અગાઉ દર્શાવ્યું છે તેમ, મન્દિરનાં શિલ્પમાં સમગ્ર લોકલીલા નિરૂપવાનો પ્રાચીનોનો ઉદ્દેશ હતો. જીવનની વિવિધ પ્રવૃત્તિઓનું આલેખન એ શિલ્પમાં કરીને ગર્ભદ્વારમાં વિરાજેલા દેવને સમર્પવામાં આવેલું હોય છે. જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં એક યા બીજી રીતે પરમાત્માની ઇચ્છા વા શક્તિ કાર્ય કરી રહેલી હોય છે, એટલે શિલ્પમાં જીવનના કોઇ એક પાસાનું આલેખન કરવાનું બાકી રાખવું તે સર્વસંચાલક પરમાત્માની શક્તિનો અંશતઃ અસ્વીકાર કરવા બરોબર ગણાય. આવી જ હિન્દી શિલ્પકલા દેવમન્દિરોમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષપુરુષાર્થોનું નિરૂપણ કરવા છતાં, એમાંના પ્રત્યેકના નિરૂપણને ગૌણતા અર્પીને, તે દ્વારા વિશ્વની વિવિધતામાં એકતાનું દર્શન કરાવે છે તથા હિન્દી કલાનું મૂળભૂત ગુરુસૂત્ર કયું છે, તે પ્રત્યક્ષ કરી બતાવે છે. આજે જે શિલ્પોને બદલાયેલી રસવૃત્તિ કે ઔચિત્ય-ભાવનાને કારણે હીન અને અધમ માનવામાં આવે છે તે એક કાળે તો ભારતીય સંસ્કૃતિના અંતિમ આદર્શ સાથે સુસંગત એવી એક જીવનદૃષ્ટિમાંથી ઉદ્દભવેલાં હતાં. એના ઉદ્દભવનાં કારણો કોઇ ઉટંગ વહેમોમાં શોધવાની જરૂર નથી તેમ જે કાળમાં એ શિલ્પો બન્યા તે કાળ ઉપર નૈતિક શિથિલતાનો આરોપ મૂકવાની પણ આવશ્યકતા નથી. કેમકે એનું મૂળ શુદ્ધ આર્ય જીવનદૃષ્ટિમાં છે. અલબત્ત, આજે

એ પ્રકારનાં શિલ્પો ઘણાંને આપણી કલા ઉપર ચોંટેલા એક કલંક સમાં લાગે છે એમાં કંઈ આશ્ચર્ય નથી. પરન્તુ એ સજ્જનોએ આ વસ્તુનું જરા સાપેક્ષ દૃષ્ટિએ અવલોકન કરવું જોઈએ. હા, આ પ્રકારનાં શિલ્પો આજે કોઈ બનાવે તો તેને એક મોટું અનિષ્ટ જ લેખવું જોઈએ, પરન્તુ ભૂતકાળના જુદા વાતાવરણમાં એ જે બન્યાં છે તો પૂર્વગ્રહરહિત દૃષ્ટિએ એનું પણ અર્થદર્શન કરવું અને કરાવવું એ પ્રત્યેક પ્રબુદ્ધ અને નાગરિકની ફરજ છે. કલાની અને રસિકતાની ભાવનાઓ યુગેયુગે બદલાતી આવી છે અને તેમાંયે પાશ્ચાત્ય સંપર્કને કારણે છેલ્લા થોડાક દસકાઓમાં આપણી રસવૃત્તિમાં જબરદસ્ત ફેરફારો થયા છે, એ કોઈએ પણ સ્વીકારવું જ પડશે. અને છતાંયે પ્રાચીન વસ્તુઓને પણ આપણે અર્વાચીન ભાવનાથી તોળવાને તૈયાર થઈશું તો પરિણામે કલાના વિવેચનને નામે એ પ્રકારની સ્ખલના જ ઊભી થશે. એક જ ઉદાહરણ તરીકે કવિકુલગુરુ કાલિદાસનાં કેટલાંક પદ્યોને ગુજરાતી ગદ્યમાં ઉતારતાં સંસ્કૃત સાહિત્યના ગમે તેવા પ્રેમીને પણ સંકોચ થશે અને સંસ્કૃતમાં શિષ્ટમાન્ય એવાં બીજાં અનેક કાવ્યોને ગુજરાતી ગદ્યમાં તો શું પદ્યમાં ઉતારતાંયે વિચાર થઈ પડશે. તેથી એ કૃતિઓને આપણે અધમ ગણીશું ખરા? વસ્તુતઃ નહીં જ. પ્રાચીન શિલ્પકલાનું ઐતિહાસિક અવલોકન પણ આમ સાપેક્ષ દૃષ્ટિએ જ થવું જોઈએ. ભોગાસનોનાં શિલ્પો હિન્દના સર્વ પ્રાન્તોમાં અને સર્વ ધર્મોનાં મન્દિરોમાં મળે છે, એટલે ઉટંગ કલ્પનાઓ સાથે તેનો ઉદ્ભવ મેળવી દેવાથી નહીં ચાલે. સમગ્ર શિલ્પકલાની સાથે તેનો ઉદ્ભવ પણ આર્ય જીવનદૃષ્ટિમાં ખોળવો જોઈએ. 'નૈતિક શિથિલતા'ના આક્ષેપનો વગર જોયે સ્વીકાર કરી લેવો એ તો સારીયે આર્ય સંસ્કૃતિની હીનતાનો સ્વીકાર કરવા બરાબર છે. આથી જ, આ વિષયનો ઐતિહાસિક દૃષ્ટિબિન્દુએ સાંગોપાંગ વિચાર કરવાનું વીનવતાં 'નાગરસર્વસ્વમ્'ના કર્તાના શબ્દોમાં જ હું કહીશ કે बुधैर्विधेया न कुदृग्ग्रास्मन् ।

---

# કામદેવની મૂછ

'કામદેવને મૂછ હોય કે નહીં?' એ પ્રશ્ન ભારે ચર્ચાનો વિષય થઈ પડ્યો છે. અમદાવાદના ટાઉન હૉલમાં કેટલાક સમય પહેલાં એક નૃત્યસમારંભ યોજાયો હતો, અને એમાં મદનનૃત્યમાં મદનને મૂછોવાળો બતાવવામાં આવ્યો હતો. એક સ્થાનિક માસિક પત્રમાં આ સામે ટીકા પ્રગટ થઈ હતી, ત્યારથી આ પ્રશ્નની ચર્ચાનો આરંભ થયો છે. આ પ્રશ્ન સમૂળો આનંદક અને રસિક હોવા સાથે સંશોધનવૃત્તિને જરાક સળવળાવે એવો પણ છે, એટલે એ વિષેના થોડાક છૂટા વિચારો અહીં રજૂ કર્યા છે.

'કામદેવને મૂછો હોય કે નહીં?' એવો સવાલ કોઈની પણ આગળ રજૂ કરતાં પહેલો જવાબ 'ના' મળશે. પશ્ચિમની પુરાણકથાના બાળક Cupidને અનુલક્ષીને જ આવો જવાબ અપાય છે તેની ખાતરી એ કરતાં વધુ મિત્રોને પ્રશ્ન પૂછીને મેં કરી છે. પરન્તુ આપણા પ્રાચીનોએ કલ્પેલો 'કામદેવ' તો પુખ્ત વયનો ચિરયુવાન પુરુષ છે, એટલે ઉંમરની રીતે તેને મૂછો ઊગવી તો જોઈએ જ. પુરાણોમાં અને સંસ્કૃત સાહિત્યમાં કામદેવનાં અનેક વર્ણનો આવે છે, પણ ક્યાંય કામદેવની મૂછોનો ઉલ્લેખ સરખો નથી. એમ તો બીજા કોઈ દેવની મૂછનો ઉલ્લેખ પણ ક્યાંય મળતો નથી, પરન્તુ એટલા ઉપરથી જ એ સર્વે દેવોને નમૂછિયા બનાવી દેવા એ તાર્કિક દૃષ્ટિએ ખોટું છે.

આ સવાલ ઉપર સાહિત્ય આપણને ઝાઝી મદદ કરે એમ નથી, એટલે ચિત્રકળા અને શિલ્પકળાનું શરણ આપણે લેવું પડશે.

અજંતાની ચિત્રકળા એ હિન્દી ચિત્રકળાના સૌથી પ્રાચીન નમૂનાઓ પૈકીની છે. એનો સમય ઈસવી સનની પાંચમી સદીથી આઠમી સદી સુધીનો મુકાય છે. એમાં મુખ્યત્વે ભગવાન બુદ્ધના જીવનપ્રસંગો અથવા જાતકકથાઓને રંગરેખાંકિત કરવામાં આવેલ છે. એ ચિત્રોમાં સામાન્ય રીતે દેવી અને ઉચ્ચ માનવપાત્રો—જેવા કે રાજાઓ, બૌદ્ધ ભિક્ષુઓ વગેરે—ને દાઢીમૂછ વગરના બનાવવામાં આવેલા છે. રાક્ષસો અને દૈત્યોને સામાન્યતઃ તથા યક્ષોને ક્વચિત્ મૂછવાળા ચીતરેલા છે. ઋષિમુનિઓને દાઢીવાળા જ ચીતરેલા છે. માનવપાત્રોમાં હલકા લોકો જેવા કે વિદૂષકો, પરિચારકો અને ગામડિયાઓને અજંતાનાં ચિત્રોમાં મૂછોવાળા બનાવેલા છે.

આ તો પ્રાચીન ચિત્રકળાની દૃષ્ટિએ થોડીક સામાન્ય વાત થઈ. પણ તપોમગ્ન બુદ્ધને ચળાયમાન કરવા મથન કરતા મારનું જે ચિત્ર અજંતામાં છે તે આપણા આ લેખના મુદ્દાનો નિર્ણય કરવામાં કંઈક સહાય કરે તેમ છે. માર એટલે બૌદ્ધ પુરાણ પ્રમાણે કામદેવ. ઋષિમુનિઓ અને તપસ્વી આત્માઓને પતભ્રષ્ટ બનાવવાનું એ તેનું કાર્ય. પ્રસ્તુત ચિત્રમાં મારને તેના આખા પરિવાર સાથે બતાવેલો છે. મારના પોતાના હાથમાં ભાલો છે તથા તેને દાઢી અને મૂછ બન્ને છે. તેના પરિવારમાં પણ એક દાઢીધારી પુરુષ એવી જ રીતે ભાલો લઈને ઊભો છે. જો કે અજંતાના મારમાં કામદેવની રમણીયતા કરતાં દૈત્યની ભયંકરતા વધુ દેખાય છે.

ઉચ્ચ પાત્રોને સામાન્યતઃ મૂછો વગરનાં બનાવવાની રીતિ ક્યાં સુધી ચાલુ રહી હશે તે કહી શકાય નહીં. અહીં જે અનુમાન છે તે તો અજંતાનાં ચિત્રો ઉપરથી જ છે, અને અજંતાનાં ચિત્રો મુખ્યત્વે બૌદ્ધ પુરાણકથાને રજૂ કરનારાં હોવાને કારણે પૌરાણિક દેવોને એમાં સ્થાન નથી. પરન્તુ પૌરાણિક દેવો પૈકી પણ બ્રહ્મા, યમ, ત્રિમૂર્તિના કેટલાક રૂપોને અને બીજા કેટલાકને મધ્યકાલીન

નં. ૧૫૫ તરીકે એ ચિત્ર છપાયેલ છે. એમાં કામદેવને લાંબી મૂછો અને દાઢી બન્ને છે. હાથ ચાર નહીં, પણ બે છે. ડાબા હાથમાં ધનુષ્ય અને જમણા હાથમાં કુસુમનું બાણ છે. માથે લાંબા વાળનો અંબોડો, કપાળમાં વૈષ્ણવ તિલક અને પગમાં તોડો છે. ગૂજરાતી ચિત્રકળાના ઉત્તમોત્તમ નમૂનાઓમાં આ ચિત્રની પણ ગણના થઈ શકે. દાઢી-મૂછ બતાવેલી હોવા છતાં આકૃતિની રમણીયતામાં કોઈ પ્રકારનો બાધ આવતો નથી—બલ્કે વધારો થાય છે. દાઢી અને મૂછ શૃંગારરસને બાધ કરનાર છે, એમ માનનારા મિત્રોએ આ ચિત્ર એકવાર તો અવશ્ય જોઈ લેવા જેવું છે.*

કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થોમાં 'રતિરહસ્ય'નું સ્થાન માત્ર 'કામસૂત્ર' પછી બીજું આવે છે. એના પ્રારંભિક ત્રણ શ્લોકોમાં મદનની એક મહાન યોદ્ધા તરીકે નીચે મુજબ સ્તુતિ કરી છે:

अनङ्गेनाबलासङ्गाज्जिता येन जगत्त्रयी ।
स चित्रचरितः कामः सर्वकामप्रदोऽस्तु वः ॥

येनाकारि प्रसभमचिरादर्धनारीश्वरत्वं ।
दग्धेनापि त्रिपुरजयिनो ज्योतिषा चाक्षुषेण ॥

दन्दोर्मिन स जयति मुदा धाम वामप्रचारो ।
देवः श्रीमान् भ्रमररसभुजा दैवतं चित्तजन्मा ॥

परिजनपदे भृङ्गश्रेणी पिका पटुवन्दिनो ।
हिमकरसितच्छत्रं मत्तद्विपो मलयानिलः ॥

---

* આ સિવાય શ્રી સારાભાઈ નવાબના સંગ્રહમાં 'રતિરહસ્ય'ની સોળમા શતકના અરસામાં લખાયેલી પોથીનું એક છૂટું પાનું છે. તેમાંના 'નવનારીકુંજર'ના ચિત્રમાં કુંજર ઉપર બેઠેલા કામદેવને મૂછોવાળો ચીતર્યો છે. 'વસન્તવિલાસ'ની સુપ્રસિદ્ધ ચિત્રમાળાના એક ચિત્રમાં પણ કામદેવને દાઢીવાળો બતાવ્યો છે.

कृशतनुधनुर्वल्ला लीलाकटाक्षशरावली ।
मनसिजमहावीरस्योच्चैर्जयन्ति जगन्ति ॥

આ જ શ્લોકની છાયા પકડી, સોળમા સૈકામા ગૂજરાતી ભાષામા 'બિલ્હણપચાશિકા'નો અનુવાદ કરનાર જ્ઞાનાચાર્યે નીચે પ્રમાણે મદનની સ્તુતિ કરી છે —

'મકર ધ્વજ મહીપતિ વર્ણવું, જેહનુ રૂપ અવનિ અભિનવુ
કુસુમબાણિ કરિ કુંજરિ ચડઇ જસ પ્રધાન ધરા ધડહડઇ,
ગૂઢ કામિની તણા ટકાર નાદ ભાવિ અવિ ઝાઝા ઝમકાર
પાખલિ ગોહવિ કવરવિ કરઇ, નિર્મલ સેત છત્ર સિર ધરઇ
માધવ માસ સોહઇ સામંત જસ તણઇ જલનિધિસુત મંત
કૃતપાગઉ મલયાનિલ કરઇ સુરનરપન્નગ આણ આચરઇ,
તાસ તણા પય હુ અણુસરી સરસતી સામિણિ હિયડઇ ધરી
પહિલુ કંદ્રપ કીધ પ્રણામ ગિરુઉ ગ્રંથ રચિસ અભિરામ

આવા જગદ્વિજયી યોદ્ધાને નમૂછિયો બનાવવાનુ અર્વાચીન કલ્પનાને ન રુચે એ સમજી શકાય એવી વાત છે

આમ છતા દક્ષિણ હિન્દુસ્તાનની જે ચાર મૂર્તિઓનો આગળ ઉલ્લેખ કર્યો છે તે પૈકી ત્રણમા મદનને મૂછો નથી, જ્યારે ચોથી મૂર્તિમા તથા પ્રસ્તુત ચિત્રમા તે છે—એ હકીકતની આપણે અવગણના કરી શકીએ તેમ નથી એ બતાવે છે કે પ્રાચીન કાળમા એક સાથે શિલ્પશાસ્ત્રીની બે પરિપાટીઓ પ્રચલિત હોવી જોઇએ જેમાની એક ઉચ્ચ પાત્રોને મૂછાવાળા બનાવતી જ્યારે બીજી તેમ ન કરતી

પ્રાચીન હિન્દી કળામા કલાકારને આધુનિક કલાકાર જેટલુ વ્યક્તિસ્વાતંત્ર્ય નથી હિન્દી કલા વાસ્તવવાદી Realistic નથી, પણ ભાવનાવાદી Idealistic છે કલાકારે શાસ્ત્રસ્થાપિત ભાવનાઓનુ જ નિરૂપણ કરવાનુ હોય છે—પછી એ નિરૂપણમા જેટલી રમણીયતા

આવે તેટલી કલાકારની પ્રતિભા વિશેષ. આમ છતાં દરેક જમાનાએ આધુનિક રૂઢિઓ સાથે થોડીઘણી છૂટ તો લીધી છે. ઉચ્ચ પાત્રોને મૂછો ન બનાવવાનો પ્રચાર અજંતાની કળાએ સામાન્ય રીતે સ્વીકાર્યો છે. ગુજરાતી ચિત્રકળા અજંતાની કળામાંથી ઉતરી આવી છે, છતાં ગુજરાતમાંથી રાજાઓ, અમાત્યો અને શેઠિયાઓનાં એવાં સેંકડો શિલ્પો મળે છે, જેમાં જે તે પાત્રોને મૂછો બતાવેલી છે. પૂનાના ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ તરફથી મહાભારતની જે આવૃત્તિ તૈયાર થાય છે તેમાં ઔંધનરેશ શ્રી બાળાસાહેબ પંતપ્રતિનિધિએ અજંતાની શૈલીએ દોરેલાં ચિત્રો આપવામાં આવે છે. એમાં પાંડવો જેવાં ઉચ્ચ માનવ પાત્રોને મૂછો બતાવેલી છે. જો કે કૃષ્ણ દિવ્ય પાત્ર હોવાથી અજંતાની શૈલીને અનુસરી, તેમને મૂછો વગરના બતાવ્યા છે.

ટૂંકામાં એટલું જ કે મદન એ હિન્દુ પુરાણ શાસ્ત્રની એક ચિરંતન ભાવના છે. ભાવના ભલે અબાધિત રહે, પરંતુ દરેક જમાનો પોતાને અનુકૂળ એવા થોડા ફેરફારો તેમાં કરવાનો. 'રતિરહસ્ય'નાં ચિત્ર મદનની પુરાણ ભાવનામાં મધ્યકાલીન યોદ્ધાનાં લક્ષણો પણ યોજે છે.

જેવો યુગ તેવો મદન. વીસમી સદીનો 'મદન' નમૂછિયો જ હોય!

---

# ગૂજરાતનાં સ્થળનામો

ગૂજરાતનાં શહેરો અને ગામોનાં નામોની વ્યુત્પત્તિ–ખાસ કરીને એ નામોનાં પદાન્તોની વ્યુત્પત્તિ–એક અત્યંત રસિક વિષય છે. સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ તેમનાં વિલ્સન ફાઇલોલોજીકલ લેક્ચર્સ, ભાગ ૧ (ગૂજરાતી અનુવાદ)માં પૃ. ૭૬-૭૭ તથા પૃ. ૮૦ ઉપર આ વિષયના એક માત્ર અંગની સંક્ષિપ્ત ચર્ચા પાછળ એક પેરેગ્રાફ રોકયો છે. આ સંબંધી વિસ્તારપૂર્વક ચર્ચા કોઇ સ્થળે થયેલી મારા જાણવામાં નથી.

આ સાથેના લેખમાં ગૂજરાતનાં ગામોનાં પદાન્તોને જુદા જુદા સમૂહોમાં વહેંચીને તેમની વ્યુત્પત્તિ આપવાનો પ્રયત્ન કર્યો છે. બધાં જ પદાન્તોના સમૂહો આમાં લેવાયા છે, એવો દાવો હું કરી શકું નહીં. જે નામોની વ્યુત્પત્તિ પદાન્તોને દૃષ્ટિ સમક્ષ રાખીને નહીં, પણ સ્વતંત્ર રીતે થઇ શકે એમ છે (દા. ત. કપડવણજ ∠ कार्पटवाणिज्य; અઘાર ∠ अग्गहार ∠ अग्रहार–બ્રાહ્મણને દાનમાં અપાયેલું ગામ) તેવાં નામોનો સમાવેશ અહીં કર્યો નથી. પદાન્તોનાં જુદાં જુદાં groupsને ધ્યાનમાં રાખીને સામાન્ય ચર્ચા કરવાનો જ આશય છે.

આ પ્રકારનાં નામોનો અભ્યાસ ભાષા અને વ્યુત્પત્તિ ઉપરાંત ઇતિહાસ અને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનો થઇ પડે એમ છે. ખાસ કરીને પંજાબ અને સરહદનાં ગામોનાં નામ સાથે ગૂજરાતનાં ગામોનાં નામનું અદ્ભુત સામ્ય છે. જેમકે કંદહાર અને ગૂજરાતનું ગંધાર; સીઆલકોટ અને ગૂજરાતનો સીઆલ બેટ; સરહદનું ચિત્રાલ અને લુણાવાડા પાસેનું ચિત્રાલ; અંબાલા અને ગૂજરાતનું અંબાડા;

થાણેશ્વર, મૂલસ્થાન (મૂલતાણ) અને ગુજરાતનું થાન કાશ્મીરનું શ્રીનગર અને પોરબંદર પાસેનું શ્રીનગર પંજાબનું ગુજરાનવાલા, ગુજરાત, જિલ્લા ગુજરસીંગ અને આપણું ગુજરાત (પ્રાન્ત) તથા ગોઝારિયા (ગુજરિયા) એ સામ્યો ખૂબ સૂચક છે નાગના, દાના જેવા નામોનો 'ના' પદાન્ત પ્રાકૃત ગુજરાતના પદાન્તનું સ્મરણ કરાવે છે આ સાથે જો સ્મરણમાં રાખીએ કે ગુર્જર લોકો પંજાબમાંથી રાજપૂતાનામાં થઈ ગુજરાતમાં આવ્યા હતા, ગુજરાતની જેમ પંજાબમાં પણ 'ગુજર' અટકથી ઓળખાતા લોકો વસે છે તથા પંજાબના અમુક પ્રદેશની સ્થાનિક બોલી પણ 'ગુજરી' નામથી ઓળખાય છે—તો આ સામ્ય આકસ્મિક નહીં જણાય એક પ્રજા એક મુલકમાંથી બીજા મુલકમાં જાય ત્યારે ત્યાં પણ ગામોના નામ તો જૂના રાખે, એ એક સામાન્ય વલણ છે, અને તે અહીં પ્રત્યક્ષ થાય છે કદાચ આ પ્રકારનું નામસામ્ય ગુર્જરોના મૂળવતન મધ્ય એશિયા સુધી મળવા સંભવ છે એમ અનુમાન કરીએ તો તે બોલ્યે જ વધારે પડતું ગણાય કેટલાક નામોનો પોતાનો અલગ ઇતિહાસ હોય છે જેમકે 'સૂરત' નામ सूर्यपुर>सूरत्तपुर>सूरत (पुर) એ પ્રમાણે વ્યુત્પન્ન થઈ શકે છે સૂર્યપુર એ સૂર્યનું નગર તેની સામે જ રાનેર (રાંદેર) એટલે સૂર્યપત્ની રન્નાદેનું નગર છે અને બેની વચ્ચે સૂર્યકન્યા તપતિ (તાપી) વહે છે આ નામો પાડનારને ખરેખર કવિ કહેવાનું મન થાય છે

કેટલાક નામો જાતે જ પોતાના વિષે કંઈક માહિતી આપી દે છે જેમકે રણાસણ એટલે કોઈ રણાજીએ વસાવેલું ગામ, વડલી (પાટણ પાસેનું) એટલે વડની ઝાડીવાળું ગામ (આ મતલબના ઉલ્લેખો પણ પ્રાચીન ગ્રન્થોમાં મળે છે) મહુડી એટલે મહુડાની ઝાડીવાળું ગામ નાગરવા એટલે જ્યાં નાગરની વસ્તી થાય છે એવું ગામ, ભાડજી એટલે ભાડ લોકોનું ગામ દેવમાન એટલે દેવળોના સમૂહવાળું ગામ, વીસનવાસ્ કે એટલે કોઈ વીસલે વસાવેલું ગામ.

ડેર અને સંડેર જેવાં નામ કદાચ કોઇ રખડતી ટોળીઓના ડેરાનું-પડાવનું સૂચન કરતાં હોય.

વળી 'પાદર,' 'વદર,' 'વડ' અને 'દડ' અંતવાળાં નામો માત્ર કાઠિયાવાડમાં જ મળે છે, '-સણ' વાળાં માત્ર ઉત્તર ગુજરાતમાં અને 'સદ' વાળાં ચરોતરમાં મળે છે. 'વાડ' અને 'વાડી' વાળાં નામ મુખ્યત્વે દક્ષિણ ગુજરાતમાં તથા તે પ્રદેશ સાથે વિશેષ સંપર્ક ધરાવતા મહારાષ્ટ્રમાં મળે છે, એ પણ સૂચક છે. પદ્ર અને પલ્લીમાંથી આવેલાં નામ સર્વત્ર મળે છે.

આ લેખમાં મેં સામાન્ય રીતે પદાન્તોની વ્યુત્પત્તિ આપવાનો પ્રયાસ કર્યો છે. નામોનો સૌથી મોટો સમૂહ પદ્ર અને પલ્લી એ પદાન્તોને કાળે જાય છે. ગુજરાતનાં નામોમાં આ જ પદાન્તો વિશેષ અંશે જોવામાં આવે છે. આ પદ્ર અને પલ્લી ખરેખર સંસ્કૃત શબ્દો હશે કે કેમ એ વિષે કેટલાક વિદ્વાનોને શંકા થાય છે. ભાષાશાસ્ત્રના નિયમો પ્રમાણે તો પલ્લી ને પદ્ર માંથી વ્યુત્પન્ન પણ કરી શકાય. સંભવ છે કે કદાચ એ શબ્દો જાતેજ પ્રાકૃત હોય અથવા ગુર્જર જેવી કોઇ પ્રજાની બોલીમાંથી ઉતરી આવ્યા હોય. દ્રવિડ પ્રદેશનાં કેટલાંક ગામોને 'પલ્લી' પદાન્ત લાગેલો છે, તે ઉપરથી કેટલાક વિદ્વાનો એ શબ્દને દ્રવિડ ભાષામાંથી આવેલો માને છે. પરન્તુ ગુજરાતનાં સેંકડો ગામોને એ પદાન્ત લાગે, એટલી બધી દ્રવિડ ભાષા અને સંસ્કૃતિની અસર મને લાગતી નથી. કદાચ દક્ષિણમાં પણ એ નામ અહીંની અસરથી કેમ ગયું ન હોય? ગમે તેમ પણ સાહિત્યની સંસ્કૃતમાં પદ્ર અને પલ્લી એ બન્ને શબ્દોનું જુદું અસ્તિત્વ છે, એટલે જ્યાં સુધી એ શબ્દોના મૂળ વિષે બીજી કોઇ આધારભૂત માહિતી ન મળે ત્યાં સુધી અભ્યાસની સરલતા ખાતર એ શબ્દોને મૂળભૂત ગણી સમૂહો પાડવામાં મને કંઇ વાંધો લાગતો નથી.

મેં સૂચવેલી વ્યુત્પત્તિઓ પૈકી કોઇક ચિન્ત્ય કોટિમાં બેસે એવો

સભવ છે* તેમજ કેટલેક સ્થળે હું વ્યુત્પત્તિ આપી શક્યો નથી પદાન્તોના મૂળ તરીકે રજૂ કરેલા બધા જ શબ્દો કંઈ સંસ્કૃત નથી, પણ રજૂઆતની સગવડ ખાતર સર્વને દેવનાગરીમા છાપ્યા છે ગૂજરાતના શહેરો તથા ગામોના નામો સબધી આ પ્રકારની વ્યુત્પત્તિચર્ચાનો આ પહેલો જ પ્રસગ હોવાથી મારા માર્ગમા કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓ હતી, એટલે તેમા રહેલી ત્રુટિઓ પરત્વે વિદ્વાનો યોગ્ય માર્ગદર્શન કરાવશે એવી આશા છે

વળી જુદા જુદા નામોની સ્વતત્ર વ્યુત્પત્તિચર્ચાને અહીં અવકાશ નથી એવુ કાર્ય અમુક સ્થાન વિશેની સ્વતત્ર વિચારણાનો પ્રસગ આવતા જ થઈ શકે વળી એ રીતે પણ પ્રત્યેક ગામની વ્યુત્પત્તિ આપવાનુ શક્ય હોય એમ હું માનતો નથી

પ્રાચીન કાળમા ગૂજરાત અને રાજપૂતાના ભૌગોલિક દૃષ્ટિએ એક હતા, એટલે ગૂજરાતના ગામોના પદાન્તો લગભગ એ જ સ્વરૂપમા રાજપૂતાનામા મળે એમા કંઈ આશ્ચર્ય નથી વળી એ જ પદાન્તો થોડાઘણા ભિન્ન સ્વરૂપે ઉત્તર હિન્દ, મધ્યહિન્દ, મહારાષ્ટ્ર તથા ક્વચિત્ કેટલેક દક્ષિણ હિન્દમા મળે છે પરન્તુ એથી ગૂજરાતના ગામોના નામ વિશેની આપણી ચર્ચા અપ્રસ્તુત બનતી નથી—ઊલટુ, શબ્દસિદ્ધિ માટે આવશ્યક એવા કેટલાક ઉપયોગી cross references તેથી પ્રાપ્ત થાય છે

(૧)

पद्रकम्–पद्दरउ—પાદરુ

पद्र–वद्द–अद्द–आद—નડિયાદ, ભડિયાદ, પેટલાદ, પાળિયાદ,
થરાદ, બોળાદ, બોટાદ

* પદાન્તો સિદ્ધ કરવા માટે આપેલા અવાન્તર રૂપો મોટે ભાગે કલ્પિત hypothetical સમજવાના છે

पद्र-वद्द-उद्द-ओद—દાહોદ, આલોદ, ભાલોદ, ચાંદોદ, નાંદોદ, વણોદ, પીપલોદ, કેશોદ
पद्र-पदर-वदर—વાંટાવદર, વીસાવદર, સાણ્યાવદર, માણાવદર, ભાયાવદર, સિંધાવદર
पद्र-पदर-पादर—લાખાપાદર, માયાપાદર
पद्र-पदर-वदर-उदर—કાણોદર, દિયોદર
पद्रकम्-पदरउं-वदरउं-उदरु—વડોદરું, લાઠોદરું, ચીખોદરું
पद्र-वद्द-ऊद्द-उंद—મણુંદ
-उंज—રણુંજ, ઘેણુંજ, ચીહુંજ
-उंज-उंझ—ઉંઝા
पद्र-वदर-अदर-अदड-दड—સરપદડ, લાઠીદડ, મોણ્દડ
पद्र-अद्द-अड्ड-अट—પલીઅડ, વાયડ
पद्र-दप्प-अप्प-अप—ખરીઅપ, મોટપ
पद्र-वद्द-अद्द-अज्ज-अज—ધર્મજ, લાંઘણુજ, અડાલજ[1]
-अज्ज-आज—ગોઠાજ
-अज्ज-एज—કામરેજ, સરખેજ, દૂધરેજ, બારેજ(ડી)
पद्रकम्-वदउं-अज्जउं-एज्जउं-एजुं—બારેજું
पद्रकम्-वद्दउ-अज्जउ-आजुं—તળાજું
पद्र-वद्द-वज-अज्ज-ओज—દેત્રોજ
पद्र-वद्द-उद्द-ओद—ફૂલોદ[2]
पद्र-पदर-वअर-अर—ભાભર

---

1 સરખાવો મીરજ.
2 સરખાવો ફલોધી.

—वअर–अअर–आर—ગંધાર[3]

—अरी—કાલરી

पद्र–वद्द–वड्ड–उड्ड–ओड—ઓડ, વાલોડ

पद्रकम्–वद्दरउं–वअरउं–अरुं—સાદરું, વાગરું, હાસરું

पद्रकम्–वड्डउं–उड्डउं–उंडुं—ભટુંડું (ભટુંડા)[4]

पद्रकम्–वड्डअउं–उड्डउं–ओडुं—ડભોડું, નરોડું, ચલોડું, ઓડું

पद्रकम्–वड्डअउं–अड्डउं–अडुं—સુદામડું, આરંભડું, ગાધકડું

पद्र–वड्ड–वड—ભાણવડ, કાલાવડ, ઘાંટવડ, વાંસાવડ

पद्रकम्–वड्डअउं–वडुं—કોલવડું, વડુ

पद्रकम्–पड्डअउं–पडुं—વીજપડું

पद्रकम्–वद्दरउं–उंदरुं—લસુંદરું, કાસંદરું, પીલુદરું

पद्र–वद्द–वद—હળવદ, દહેવદ, (દાહોદ)

पद्र–पद्द–वड्ड–वट्ट–उट—પાંચોટ, હાંસોટ

पद्र–पड्ड–पाड—નાપાડ, સુત્રાપાડ

पद्र–वद्द–वाअ–आव—મહેલાવ

—अव—સરઠવ

(૨)

पल्ली—પલ્લી[5]

पल्ली–पाली+डी–पालिडी—પાલડી (કોચરબ–પાલડી)

पल्ली–वल्ली–वली—સાવલી, બાવલી[6]

---

૩ સરખાવો કંદહાર (ગાંધાર).

૪ સરખાવો હથુંડી (હસ્તિકુંડી), ભટીંડા.

૫ સરખાવો પાલી (મારવાડ) તથા ત્રીચીનાપલ્લી, મદનપલ્લી વગેરે.

૬ સરખાવો કાંદીવલી, બોરિવલી, દેવલી, સાંગલી.

-वली-अली—ચીખલી, ઘુમલી, નાવલી, વડલી,
ભાયલી, કોયલી

पल्ली-वल्ली-अल्ली-आली—વડાલી, કરણાલી
-आली-आल्य-आल—શીઆલ,[7] રૂપાલ,
ખડાલ, ચિત્રાલ (લુણાવાડા પાસેનું),[8] વડતાલ

पल्ली-रल्ली-वली-उलौ—રણોલી

पल्ली-वल्ली-अल्ली-एली—પાનેલી, (સરખાવો ખરેલી)

पल्लि-वल्लि-वल्य-वल—આસાવલ, વેરાવલ[9]

*पल्लकम्-वल्लअउ-वल्लु—અમાવલુ[10] (લ નો ર થયા પછી વ્યત્યયથી અસારવુ), રડાલુ

*पल्लकम्-अल्लअउ-आल्लु—અબાડુ[11]

पल्लि-अल्लि-अल्य-अल—માડલ, બહીઅલ, ચીતલ
-अला—ડાભલા,

*पल्लकम्-वल्लअउ-उल्लु—ઇટોલુ

पल्लि-वल्लि-उल्लि-उल्य-उल—લાડોલ, હાલોલ, મહેલોલ,
કાલોલ, બલોલ, વાવોલ,
નાડોલ, નાદોલ[12]

---

[7] સરખાવો શીઆલકોટ

[8] સરખાવો ચિત્રાલ (સરહદ ઉપરનું)

[9] વેરાવળની વ્યુત્પત્તિ વેલાકુલ અપાય છે તથા કેટલાક સંસ્કૃત ગ્રંથોમાં પણ એ નામ મળે છે, પરન્તુ એ મૂળ લોકપ્રચલિત નામનું Sanskritized form મને લાગે છે

[10] સરખાવો ગુજરાનવાલા, જીરાવલા

[11] સરખાવો અંબાલા, પતિયાલા

[12] સરખાવો નારનોલ, કરનાલ

पल्ली–वल्ली–अल्ला–इल्लि–एल्य–एल—વાઘેલ,[13] ખાસેલ
पल्ला–वल्ली–वेल्लि–वेल्य–वेल—લાભવેલ (સરખાવો કરમવેલી)
पल्ला–वल्ली–वला—વડાવલી
*पल्लकम्–अल्लअउ–इल्लउ–इल्लु—ચોટિલુ
*पल्लकम्–वल्लअउ–घाटउ–चाल्लिउ—અંકેવાલિયુ
*पल्लकम्–वल्लअउ–वल्लु—ગાવડુ, બરવાળુ, વરવાળુ, સમઢિયાળુ, નીગાળુ, ઉમરાળુ
पल्ला–वल्ला–उली—અમરોલી, શીરોલી, મરોલી, બાન્ડોલી[14]
पल्ला–अल्ला–एली—અમરેલી
*पल्लकम्–अल्लअउ–आलु—ખેરાલુ[15]

## (૩)

सद (सद् to reside, to settle ઉપરથી?)—વીરસદ[16], કરમસદ, બોરસદ, વાસદ

सदा—વાસદા[17]
साड—વલસાડ, અમલસાડ
सोडा—વરસોડા
सल—પરાસલ

---

૧૩ વાઘેલ ઉપરથી વાઘેલા થયા છે

૧૪ બારડોલી એટલે બારડ-પલ્લી બારડ લોકનુ ગામ-હશે સરખાવો કાકરોલી

૧૫ સરખાવો હિંસ (મારવા) એમાનો ર્હ ખેરાલુમાના લુ નુ સ્થાન લે છે

૧૬ વીરસદ કરમસદ એટલે વીર અને કરમા નામના માણસોએ વસાવેલા ગામ એમ હોવુ જોઇએ

૧૭ સરખાવો ચરસદા

सोल—હરસોલ
संडा—ઉત્તરસંડા, નરસંડા
संद—ઇસિંદ
सण—વનાસણ, પુનાસણ, ઘુમાસણ, કટોસણ, વાગોસણ[૧૭અ]
सणी—ચિત્રાસણી
सणुं—સતલાસણું
साणुं—મહેસાણું, બાલીસાણું, પલસાણું, તલસાણું
सण-हण-अण—આંબરણ[૧૮]
सण-हण-अण-आण—સંજાણ
सण-हण-अण-वण—કારવણ[૧૯]
सणुं-हणुं-अणु—બામણું, થામણું[૨૦]
-अणुं-आणु—નગીચાણું, જેટાણું, સોઢાણું, વઢાણું, કુઢાયાણું, ડેડાણું, દહાણું, કુકરાણું, ઝીલવાણું
सर्णा-हर्णा-अर्णा—માંકણી
-अर्णा-आर्णा—શીઆણી
सद-हद-अद—સાણંદ

(૪)

पुर—મુંજપુર, રાણપુર ઇત્યાદિ
पुर-उर—સીહોર, ઐઠોર, માંગલોર (વ્યત્યયથી માંગરોલ), બાકલોર (બાકરોલ)[૨૧]

---

૧૭ અ. સરખાવો નિધાસન (યુ. પી.)
૧૮ સરખાવો ખીચન (મારવાડ), લુધીઆના
૧૯ સરખાવો માલવણ.
૨૦ સરખાવો વરકાણા (મારવાડ), જલણા (મહારાષ્ટ્ર)
૨૧ સરખાવો નાગોર, બિઓર, સાચોર, જાલોર, લાહોર, એલોર, નેલોર.

पुर-उर—ચહુર[૨૧અ]
पुर-पोर—પોર, પોર (બંદર), રામપોર, ભીમપોર
पुरी-उरी-उडी—મહુડી[૨૨]
पुरकम्-पुरउ-उरउ—ભીમોરુ
पुर-उर-इर-एर—અચીએર[૨૩]
पुरस्-पुरउ-उरउ-इरु—મોઢેરુ, ધોલેરુ[૨૪]

(૫)

नगर—વડનગર, વીસનગર ઇત્યાદિ
नगर-नअर-नार—નાર, કોડીનાર, ગિરનાર
नगर-नयर-नइर-नेर—ચાંપાનેર, વાંકાનેર, રાનેર (રાંદેર), વાલનેર[૨૫]
नगर-नअर-नउर-नोर—સીનોર
नगरकम्-नयरउ-नइर-नेर—ધાનેરુ, પાનેરુ

(૬)

ईश्वर-ईसर—અંકલેસર, સંખેસર

(૭)

सर—સંધેસર, ડેતલાસર, જખુસર, સુણસર, પાનસર,

---

૨૧અ સરખાવો મદુરા

૨૨ આ ગામની સીમમાં મહુડાની ઝાડી હોવાથી મહુડી (मधुपुरी) નામ પડ્યું છે

૨૩ સરખાવો આયેર મુંગેર ગ્વાલેર

૨૪ સરખાવો ફુલેરા

૨૫ સરખાવો અમલનેર, સંગમનેર, બીકાનેર. બીજા પ્રાંતોમાં नगर-नअर-नउर-नोर પણ બને છે જેમકે બીજનોર. नगर-नअर-नउर-नूर પણ બને છે જેમકે સાવનુર

૫ ચામર, મેમ્મર, ડેસર[૨૬]

सरा—સહોસરા[૨૭]

सरी—પુંસરી

सारी—નવસારી, તરસારી

(૮)

धरा—ગોધ્રા, ધ્રાગધ્રા[૨૭અ], નાગધરા

(૯)

तीर्थ—શુક્લતીર્થ

तीर्थ-ईत्य-ईत—ખભાઇત (જૂ ગૂ)-ખભાત (આ વ્યુત્પત્તિ કેટલાક ચિન્ત્ય કોટિમા મૂકે છે)

(૧૦)

मेरु-मेर—આઝમેર,[૨૮] અજમેર (કાઠિયાવાડનુ)

(૧૧)

ँअरम्-अकउ-कउ-कु—ધોળકુ, ધધુકુ, દદુકુ, ડભકુ, ફરીઆદકુ

(૧૨)

राष्ट्र-रट्ठ-रेठ—ઉમરેઠ[૨૯]

---

૨૬ સરખાવો હાથસર (વ્યત્યયથી હાથરસ) તથા બાવાગોર

૨૭ સરખાવો માનસેરા

૨૭અ સસ્કૃત ગ્રન્થોમા ગોધરાનુ गोद्रह નામ મળે છે, પણ 'ધ્રાગધ્રા' સાથે સરખાવતા મને ધરામાથી વ્યુત્પત્તિ વધુ શક્ય લાગે છે

૨૮ સરખાવો બાહડમેર, જેસલમેર અજમેર, આમેર કુભલમેર ઇત્યાદિ

૨૯ સરખાવો મેરઠ ગૂજરાતના ચાલુક્યોના લેખોમા 'ગોપરાષ્ટ્ર વિષય' નામ મળે છે તે ઉપરથી લાગે છે કે આજ પદાન્તવાળા બીજા નામો પણ હોવા જોઈએ મહારાષ્ટ્ર—महरट्ठ—मरहट्ठ—मराठा તથા सुराष्ट्र—सरट्ठ—सोरठ જેવા પ્રાકૃત નામોમાથી જુદો આ રઠ પદાન્ત આવેલો છે

(૧૩)

पाटकम्–वाडअम्–वाडउ–वाडुं—અનાવાડું,[30] દેલવાડું,[31] બ્રાહ્મણવાડું, દેઢાવાડું, દાતીવાડું, પાયાવાડું, ઉદવાડું, બગવાડું, તિલકવાડું

पाटकम्–वाडअम्–वाडउ–वाडु–आडु—દસાડું

वाटिका–वाडिआ–वाडी—કાલિયાવાડી, કાછિયાવાડી[32]

वाटिका–वाडिआ–वाडी–आडी—કરાડી

वाटक–वाडअ–वाड—મટવાડ, ચોરવાડ (સરખાવો ધારવાડ, કુરુંદવાડ)

(૧૪)

कोट—રાજકોટ, કચકોટ[33], કોટડું

कोटा–ऋट्टा—ભીમકટ્ટા

(૧૫)

पद–पअ–प—ચારુપ, રાણીપ

पद–पअ–पा—નાપા

(૧૬)

मुनाडु (ગ્રામવાચક સામાન્ય શબ્દ)—દા. ત. પટેલનું મુંવાડું

(૧૭)

पत्तन–पट्टण–पाटण (શહેરવાચક સામાન્ય શબ્દ)—પાટણ,

---

૩૦ પાટણ પાસેનું એ નામનું ગામ आहिलपाटक નો અપભ્રંશ છે

31 देवकुलपाटक નો અપભ્રંશ

૩૨ સરખાવો સાવંતવાડી, તથા રેવાડી, રોપાડી (મારવાડ).

૩૩ આ પદાન્તવાળાં નામો ઉત્તર હિન્દમાં અને તથા દક્ષિણ હિન્દમાં પણ (પુદુકોટા, તામ્રીકોટા) મળે છે

સોમનાથ પાટણ[૩૪]

(૧૮)

गढ़—જૂનાગઢ, સોનગઢ,[૩૫] ગઢડુ
गढ़-गटा-घडा—વડા (ધીમનગર પાસેનુ)
गढ़-गग-घ्रडा-घोडा—જાબુઘોડા, ખારાઘોડા
गढ़-गड—ગાગડ, ત્રાગડ
गढ़ा-घटी-गडी—દીગડી, તગડી[૩૬]

(૧૯)

रेल—રૂપારેલ
रेली—આણારેલી

(૨૦)

ग्राम-गाम—કતારગામ, પચ્છેગામ, વીરમગામ[૩૭] ઇત્યાદિ

(૨૧)

आनाद (ફા)—જાફરાબાદ
आबाद (ફા)-आबाद—અમદાવાદ, મહેમદાવાદ[૩૮]

(૨૨)

स्पद—શ્રીસ્થલ

---

૩૪ સરખાવો પગણા તથા પૈઠણ અને દક્ષિણ હિન્દમા કેટલાક નામોને અન્ને લાગતો ॰ पट्टम् પદાન્ત આ શબ્દ મૂળ દ્રાવિડ હોવા સભવ છે

૩૫ આ પદાન્તવાળા નામો પણ ઉત્તર હિન્દમા બધે મળે છે

૩૬ સરખાવો શાહબાજગઢી

૩૭ ખામગાવ માલેગાવ, શેગાવ ઇત્યાદિ

૩૮ આ પદાન્તવાળા નામ મુસ્લિમ રાજ્યઅમલને કારણે આખા હિન્દમા મળે છે

स्थल-थल—કુણઘેલ, રાથલ, મુરથલ, હરિણથલ[39]
स्थलम्-थलउ-थलु—મેથળુ[40]
स्थली-थली-थळी—દેથળી, વનથળી,[41] રાથળી

(૨૩)

आसन-आसण—આબલીઆસણ, ગુલાસણ, રાસણ, રણાસણ[42]

(૨૪)

धारा-धार—ગારીઆધાર, લુણીધાર, સરધાર[43]
धारा-धारी—ધારી
धारा-धारी-धरी—પડધરી

(૨૫)

वापी-वाविं-वाव्य-वाव—વાવ, ઉજલવાવ, કુકાવાવ, રાણા વાવ, પાટણવાવ, ખારીવાવ, મીઠીવાવ, વાવડી

(૨૬)

खेटकम्-खेडउ-खेडु—ખેડુ, સખેડુ, ચાનખેડુ, ખેડબ્રહ્મા

---

૩૯ આ નામ શ્રી મધુસૂદન મોદીએ છપાવેલ જૂના ગુજરાતી દુહામાં મળે છે શ્રી રામલાલ મોદી માને છે કે સિદ્ધપુર પાસેનુ એંડોર અને આ હરિણથલ અભિન્ન છે

૪૦ સરખાવો કપુરથલા

૪૧ સોરઠના વનરાજિવાળા પ્રદેશને લીધે આ નામ પડ્યુ લાગે છે

૪૨ કોઇ રણાજીએ વસાવેલુ હોવા સભવ છે

૪૩ પાર્વતીય પ્રદેશના ગામોના આ નામો સૂચક છે સરખાવો 'ધુવાવાર'

(૨૭)

माला-माल—દેલમાલ,[૪૪] શ્રીમાલ, ભિલ્લમાલ[૪૫]

(૨૮)

ॅत्र—માતર[૪૬]

ॅत्रा—સોજીત્રા, પોશીત્રા, મોઇત્રા

ॅत्रा-ॅत्ता-ॅता—નોરતા, ઉમતા, ગેરીતા,[૪૭] દાતા

*ॅत्री-ॅतरी—માડોતરી

(૨૯)

वा—ડાગરવા, આટવા, વટવા, મહુવા, જાબુવા

(૩૦)

वास—હલધરવાસ

वास-आस—અડાસ, વધાસ

वासक-आसअ-आसा—મોડાસા[૪૮]

वास-वासणु—વાસણું, વીસલવાસણુ

---

૪૪ दवकुल्माल—देउलमाल—देलमाल.

૪૫ શ્રીમાલની આજુબાજુના પ્રદેશમાં પ્રાચીન કાળમાં ભિલ્લોની ઘણી વસ્તી હતી તેથી તેનું ભિલ્લમાલ નામ પડ્યું એમ કેટલાક વિદ્વાનો માને છે

૪૬ સરખાવો બાડોતરા

૪૭ સરખાવો કાલિમતા (કાલિમપડે રક્ષાયેલી નગરી) નેરતા વગેરે સંભવ છે કે 'ત્રા' કે 'તા' પદાન્ત સંસ્કૃત ન હોય ગુજરાત (પ્રાન્ત) તથા ગુજરાત (પંજાબમાંનું) એ નામોમાં તથા પ્રાકૃત गुज्जरत्तामां દેખાતા પદાન્તો સાથે તેનો સંબંધ હોય, તો ગુર્જરોની મૂળ ભાષાની આ અસર જણાય સુરત એ सूर्यपुर—सूरज (पुर)—सूरत એ પ્રમાણે વ્યુત્પન્ન થયું છે એમ કેટલાક વિદ્વાનો માને છે તેમ, આ પદાન્ત સાથે તેને સંબંધ નથી

૪૮ પ્રાચીન લેખપત્રોમાં મંડલકનરક નામ મળે છે

(૩૧)

वच्छ-अच्छ-अच्च-अच—આબચ, ભરૂઅચ-ભરૂચ, લીંઅચ-
લીંચ[૪૯]

वच्छ-अच्छ-अछा—પોઇઅછા-પોઇછા, વેડછા

वच्छ-अच्छ-आछा—ધમડાછા

कच्छिआ-अच्छिआ-अच्छी-अछी—વેડછી

(૩૨)

ईय-ईज—હારીજ, પ્રાતીજ

ईयम्-इयउ-इयु—ગોઝારિયુ,[૫૦] માગોડિયુ, વાઘોડિયુ,
ખીજડિયુ, ચાગડિયુ

(૩૩)

निवेश-निएस-नेस-नेश—નાગનેશ

निवेशक-निएसडउ-नेसडो—નેસડો

(૩૪)

राजि-राई—અમરાઈ (વાડી), કથરાઈ, ભેરાઈ

(૩૫)

तेजस्-तेज—વરતેજ, થલતેજ

(૩૬)

वसति-वसइ—વસઈ[૫૧] (વીજાપુર પાસેનુ)

---

૪૯ સરખાવો ઊચ

૫૦ સ્થાનિક જનશ્રુતિ પ્રમાણે ગોઝારિયુ ગુર્જરપુર નામે ઓળખાય છે એનુ મૂળ નામ 'ગુર્જરિયુ' હશે પણ 'ગોઝારા' શબ્દના વર્ણસામ્યને લીધે ગોઝરિયુ નામ બન્યુ હશે

૫૧ સરખાવો વસઇ (મુબઇ પાસેનુ)

वसति-वसइ-वइ-वी—ગોધાવી, ધનિયાવી, રૂહાવી, ભાડવી[52]

(૩૭)

स्थान—થાન[53], ચલથાણ, એરથાણ

स्थानकम्-थाणउ—ભરથાણ

(૩૮)

मण्डपक-मण्डवओ-माण्डवो—ઢાઢમાડવો, લાલમાડવો[54]

मण्डपिका-मण्डविआ-माण्डवी—(કચ્છ) માડવી,

(૩૯)

मटिका-मटिआ-मटी—મટી

(૪૦)

टेर—ટેર (પાટણ પાસેનુ),[55] મટેર

(૪૧)

रेणा—સોનરેણા

(૪૨)

देवी—ગણદેવી, ધરમાદેવી[56]

(૪૩)

तडाग-तलाअ-तलाव—શંકરતળાવ, આણાતલાવ

(૪૪)

जी—હેતમજી, ઘોગાજી

(૪૫)

स्मा—ચાણસ્મા, વેસ્મા

(૪૬)

द्वार-बार—નંદુરબાર[૫૭]

द्वार-बार+ई-बारी—ચઉબારી

---

૫૭ સરખાવો [illegible]

# પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં 'ગૂજરાત'ના ઉલ્લેખો

આપણા પ્રાન્તને માટે, અત્યારે સર્વસામાન્ય પ્રચારમાં છે તે, '**ગૂજરાત**' નામ ક્યારે પ્રચલિત થયું એ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં, શિલાલેખો અને તામ્રપત્રોમાં—અત્યારે મળતા પુરાવાઓ જોતાં તો નિરપવાદ રીતે, તેમ જ અપભ્રંશ અને પ્રારંભિક ગૂજરાતીના સાહિત્યમાં સામાન્ય રીતે, गुर्जरत्रामंडल, गुर्जरत्राभूमि, गुज्जरत्ता, गूर्जरत्र गुर्जरत्रा, गुर्जरात्र, गुर्जरराट, गुर्जरदेश, गुर्जरधरणि, गुज्जरदेश, गुर्जरभूमि, गूजरधर એવાં જુદાં જુદાં નામો મળે છે. દશમા સૈકા સુધીના આરબ મુસાફરો '*જુર્ઝ*' (Jurz) તથા '*જુઝ્ર*' (Juzr) એવાં નામો આપે છે. અલબત્ત, જે તે સ્થળોએ આ બધાં જ નામો અત્યારના ગૂજરાતને અનુલક્ષીને આપવામાં આવ્યાં છે, એમ નથી. મૂળરાજ સોલંકીએ વિક્રમના દશમા સૈકાના અંતભાગમાં પાટણમાં પોતાનું રાજ્ય જમાવ્યું અને એ રાજ્યમાં 'જ્ઞાનસંસ્કારની પરબો' બેસાડવાનો પ્રયાસ કર્યો, ત્યાર પહેલાંનું 'ગુર્જરત્રામંડલ' હાલના ગૂજરાતની ઉત્તરે ભિન્નમાલ તથા હાલના જયપુર પાસેના નારાયણની આસપાસ-આવેલું હતું. વિક્રમના દશમા શતક સુધી હાલના મધ્ય ગૂજરાત માટે ગૂજરાત કે એને મળતું ગુર્જરત્રા કે ગુર્જરદેશ જેવું નામ પ્રચારમાં નહોતું આવ્યું, એમ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી માને છે. અત્યારનું દક્ષિણ ગૂજરાત અથવા લાટ તે પછી પણ ઘણા સમય સુધી તળ ગૂજરાતથી ભિન્ન ગણાતું હતું. પણ ગૂજરાતની સીમાઓમાં થયેલાં આ ઐતિહાસિક પરિવર્તનો સાથે

અત્યારે આપણે સબંધ નથી આપણા પ્રાન્તનું 'ગૂજરાત' એ નામ કેટલું જૂનું છે, તે જ પ્રાપ્ત થતાં સાધનો ઉપરથી–ખાસ કરીને પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાંથી મળતા ઉલ્લેખોના પ્રકાશમાં–તપાસવાનો આ નિબંધનો ઉદ્દેશ છે

સ્વ નરસિંહરાવ દિવેટિયા એમના Gujarati Language and Literature (Wilson Philological lectures) Vol II p 193માં આ વિષયની ચર્ચા કરતાં લખે છે "This much however is certain, that the name Gujarat did not come into free use till after the Mahomedan conquest and the first reliable mention of that specific name for one province in our literature is to be found in the Kanhadade Prabandh" અર્થાત્ 'ગૂજરાત' નામ મુસ્લિમ રાજ્યકાળ પછીના સર્વમાન્ય પ્રચારમાં નહોતું અને એ નામનો પહેલો વિશ્વાસપાત્ર પ્રયોગ આપણા સાહિત્યમાં 'કાન્હડદે પ્રબંધ'માંથી મળે છે એવો શ્રી નરસિંહરાવનો મત છે જો કે 'કાન્હડદે પ્રબન્ધ' પૂર્વેના 'સમરારાસ'માંથી પણ તેમણે 'ગૂજરાત'નો ઉલ્લેખ નોંધ્યો છે (પૃ ૧૮૭) આમ છતાં 'વસ્તુપાલ તેજપાલ રાસ' કે જે સંભવત 'કાન્હડદે પ્રબંધ' કરતાં પણ અર્વાચીન છે (અને કોઈ રીતે 'કાન્હડદે પ્રબન્ધ' કરતાં જૂનો તો નથી જ) અને તેમના પોતાના જ મત મુજબ ઈસવી સનના ચૌદમા સૈકાના ઉત્તરાર્ધથી જૂનો હોઈ શકે નહિ (પૃ ૨૧) તેમાં આવતા 'ગૂજરાત'ના ઉલ્લેખને તેઓ સૌથી જૂનો ઉલ્લેખ શી રીતે ગણે છે એ બરાબર સમજાતું નથી શ્રી નરસિંહરાવે તેમનાં વ્યાખ્યાનોમાં 'વસ્તુપાલ તેજપાલ રાસ' 'સમરારાસ' અને 'કાન્હડદે પ્રબન્ધ'માંથી 'ગૂજરાત'ના પ્રયોગો તારવી બતાવ્યા છે આપણે આ તેમ જ આ ઉપરાંત બીજા મળેલા સંખ્યાબંધ પ્રયોગો તપાસીશું

કોઈ સંસ્કૃત શિલાલેખ કે તામ્રપત્રમાં અથવા સંસ્કૃત સાહિત્યમાં 'ગૂજરાત'નો ઉલ્લેખ મળતો નથી.[1] પરંતુ પરદેશી લેખકોનાં

---

1 "નૈષધીયચરિત"ની નિર્ણયસાગરની આવૃત્તિના સંપાદક પં. શિવદત્ત શાસ્ત્રીએ પોતાની સંસ્કૃત પ્રસ્તાવનામાં 'राजशेखरोऽपि स्वग्रंथे कस्मिंश्चित् प्रसङ्गेऽवगमयत् —' नैषधीयस्य प्रथम पुस्तकं हरिहरो गूर्जरातेऽन्तिस्थानदेश वीरधवलनामनि राजनि चस्मर्ना श्रावयामास।' (સાતમી આવૃત્તિની પ્રસ્તાવના, પૃ ૮) એ પ્રમાણે લખ્યું છે. નરસિંહરાવભાઈએ આ અવતરણ લીધું છે (Vol II, p 197) રાજશેખરે પોતાનો 'પ્રબન્ધકોશ' સં ૧૪૦૫માં રચ્યો છે, જેને આમાંના 'ગૂજરાત'ના પ્રયોગને તેમણે નિઃશંક રીતે એ કાળનો ગણ્યો છે પણ વાસ્તવિક રીતે એમ નથી રાજશેખરના ઉપર્યુક્ત ગ્રંથમાં 'ગૂજરાત' એવો પ્રયોગ તો ક્યાંય મળતો નથી એમાંનો 'હરિહરપ્રબન્ધ' કે જેમાં 'નૈષધીયચરિત' ગૂજરાતમાં લાવ્યાની વાત આવે છે તેમાં પણ श्रीहर्षवंशे हरिहर गौडदेशात् सिद्धमारस्वत । स गूर्जरधरां प्रत्यचालीत् । એ પ્રમાણે 'ગૂર્જરધરા'નો પ્રયોગ માત્ર એકવાર મળે છે (ફા ગૂ સભાની આવૃત્તિ, પૃ ૧૧૯)—'ગૂજરાત'નો નહિ અર્થાત્ પં. શિવદત્તે પોતાની પ્રસ્તાવનામાં રાજશેખરમાંથી શબ્દશઃ અવતરણ આપ્યું નથી, પણ 'હરિહરપ્રબન્ધ'માંના તેના કથનનો પોતાની ભાષામાં માત્ર સારોદ્ધાર આપ્યો છે એટલે જેમાંનો 'ગૂજરાત' શબ્દ રાજશેખરનો નહીં, પણ પં શિવદત્તનો છે 'ગર્ગસંહિતા'માં गुजराट શબ્દનો પ્રયોગ મળે છે, જુઓ—प्रद्युम्न ऽथ महावीर्यो जित्वा माहिष्मतीपतिम्। निरंगन् महता सेना गुर्जराट समाययौ ॥ (ગર્ગસંહિતા, વિશ્વજિત્ ખં ૮, ૭મો અધ્યાય, શ્લોક ૧) તથા गुर्जराटाधिप वीरसृष्यनाम महाबलम् । जग्राह सेनया कार्ष्णस्तुण्डयाहिं यथा विराट् ॥ (એ જ, શ્લો ૭) કામસૂત્રની જયમંગલા ટીકામાં (અધિ ૨, અધ્યાય ૫ સૂત્ર ૩૦) गूर्जरात्रे कोट्ट नामस्थान એ પ્રમાણે ગૂર્જરાત્રનો ઉલ્લેખ છે 'ગર્ગસંહિતા'નો गुजराट અને જયમંગલાનો ગૂર્જરાત્ર—એ બન્ને પ્રયોગો લોકપ્રચલિત 'ગૂજરાત' શબ્દનું સંસ્કૃત રૂપાન્તર છે, એમાં શંકા નથી આમ હોવા છતાં સંસ્કૃત સાહિત્યમાં ગૂજરાતનો સાક્ષાત્ પ્રયોગ મળતો નથી એ મત અબાધિત રહે છે

લખાણોમાંથી 'ગૂર્જરાત'ના એ ઘણા જૂના તથા અગત્યના ઉલ્લેખો મળે છે. અલબિરૂની(ઈ. સ. ૯૭૦ થી ૧૦૩૧—વિ. સં. ૧૦૨૬ થી ૧૦૮૭)એ હિન્દુસ્તાન વિષેના પોતાના અરબી ગ્રન્થમાં તેની પૂર્વેના કેટલાક મુસાફરોની જેમ 'જુઝ્ર' (Juzr) નહિ, પણ 'ગૂઝરાત' (Guzrat) એવું નામ આપ્યું છે.[૨] ગૂજરાતની રાજધાનીનું શહેર બઝાન અથવા નારાયણ હતું અને તે કનોજથી એંશી માઈલ અગ્નિખૂણે આવેલું છે, એમ તેણે કહ્યું છે. અલબિરુનીના સમય પૂર્વે એ નારાયણ ભાંગી ગયું હતું, અને ત્યાંના વતનીઓ બીજે સ્થળે રહેવા ગયા હતા, એમ પણ જાણવા મળે છે. આ શહેર તે જયપુર પાસેનું નારાયણ છે, એમ સિદ્ધ થયું છે.[૩] વિશેષમાં અલબિરુનીએ નારાયણના નૈઋત્ય ખૂણે લગભગ ૨૪૦ માઈલ (૪૨ ફરસખ) દૂર આવેલ અણહિલવાડનો તથા સૌરાષ્ટ્રના દરિયાકાંઠે આવેલા સોમનાથનો નિર્દેશ કર્યો છે. તે લખે છે કે અણહિલવાડની દક્ષિણે લગભગ ૧૭૦ માઈલ(૪૨ ફરસખ) દૂર લાટદેશ આવેલો છે, જેનાં બરુચ (Bihroj) અને રાંદેર (Rihanjur) એ બે મુખ્ય શહેરો છે.[૪] આ વર્ણન બતાવી આપે છે કે વિક્રમના અગિયારમા સૈકાના પ્રારંભમાં ઓછામાં ઓછું અત્યારના ઉત્તર તથા મધ્ય ગૂજરાતને તો 'ગૂર્જરાત' નામ મળી ચૂક્યું હતું

બીજા એક પરદેશી મુસાફર માર્કો પોલો(ઈ. સ. ૧૨૫૪ થી ૧૩૨૪–વિ. સં. ૧૩૧૦ થી ૧૩૮૦)એ પણ 'ગુજરાત' નામનો પ્રયોગ કર્યો છે, એમ સર જ્યૉર્જ ગ્રીઅર્સને નોંધ્યું છે.[૫]

હવે પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં 'ગૂર્જરાત'ના ઉલ્લેખો તપાસીએ.

૨. Dr Edward Sachau Alberuni's India, Vol I, p 202.
૩ Bombay Gazetteer, Vol I, Pt I, p 520
૪ Dr Edward Sachau Alberuni's India, Vol I, p 205
૫ Linguistic Survey of India, Vol IX, Pt II, p 333.

## ૧. પાલ્હણકૃત 'આબુરાસ' (સં. ૧૨૮૯)

સૌથી જૂનો અને ઘણો જ મહત્ત્વનો ઉલ્લેખ સં. ૧૨૮૯માં પાલ્હણ નામે કવિએ લખેલ 'આબુરાસ'નો છે.[૬] આબુ ઉપર મંત્રી વસ્તુપાલ-તેજપાલે સં. ૧૨૮૬માં બંધાવેલ સુપ્રસિદ્ધ મન્દિરો સંબંધી વૃત્તાન્ત, ૫૫ કડીના આ ટૂંકા રાસમાં આપેલો છે. તેની ૧૧મી કડીમાં નીચે પ્રમાણે 'ગૂજરાત'નો પ્રયોગ છે—

सोलंकिय कुळ[७] समभिउ सूरउ जगि जसवाउ ।
गूजरात धुर समुधरणु राणउ लूणपसाउ ॥

માર્કોપોલોથી કેટલાંક વર્ષ પૂર્વે આ રાસ રચાયેલો છે. પરદેશી મુસાફરની નોંધમાં તેમ જ પાલ્હણની આ કૃતિમાં 'ગૂજરાત' નામ છે, તે એ શબ્દપ્રયોગની સારી એવી વ્યાપકતા પુરવાર કરે છે. બીજું, ઉપલા અવતરણમાં ધોળકાના રાણા લવણપ્રસાદને ગૂજરાતના ઉદ્ધારક તરીકે

---

૬. કલકત્તાની રાજસ્થાન રિસર્ચ સોસાયટીના હિન્દી મુખપત્ર 'રાજસ્થાની'ના ભાગ ૩, અંક ૧મા આ રાસ છપાયેલ છે. તેની ૫૪મી કડીમા નીચે પ્રમાણે રચ્યા સાલ છે—

बारसंवछरि नवमासीए वसनमासु रभाउलु दीहे ।
एहु राहु विसनारिहि जाए, राखर सयव्संघ अवाए ॥

કર્તાનું નામ ૫૩મી કડીના ઉત્તરાર્ધમા છે—

केवी चइावळि नेमि नमीजइ, एसु वयणु पाल्हणगुज कीजइ ॥

૭. રાસની મુદ્રિત આવૃત્તિમા અહીં તથા બીજે સ્થળે ळ છાપેલો છે, તેથી મૂળ હાથપ્રતમા ळ લખેલો છે, એમ સમજવાનું નથી. 'રાજસ્થાની'ના ઉપર્યુક્ત અંકમા છપાયેલા 'રાજસ્થાની વર્ણમાલા' નામના લેખમા "ळ—ल=ल का मूर्धन्य उच्चारण (जो गूजराती मराठी आदि में है)" એમ જણાવેલું છે, એટલે આ સ્થળોએ હાથપ્રતમા ल હોવો જોઈએ, જેને સંપાદકો ळ અથવા ल तरीके છાપે છે

વર્ણવ્યો છે, એ પણ બતાવે છે કે હવે માત્ર ઉત્તર ગૂજરાત નહીં, પણ આખો પ્રાન્ત 'ગૂજરાત' તરીકે ઓળખાતો હતો.

વળી એ જ રાસમાંથી 'ગૂજ્જરદેસ' પ્રયોગ પણ મળે છે—

गूजरदेहस मज्झि पहाणं, चंद्रावती नयरि वक्खाण ।
वावि सरोवर सुरहि सुगंजद, बहु यारामिहि ऊपम दीजइ ॥७॥

ગૂજરાતની પ્રાચીનતમ રાસકૃતિઓ સં. ૧૨૪૧માં રચાયેલ શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર–બાહુબલીરાસ' તથા એ અરસામાં લખાયેલ એ જ કવિનો 'બુદ્ધિરાસ' છે. એ જોતાં સં. ૧૨૮૯નો 'આબુરાસ' તથા તેમાંનો 'ગૂજરાત'નો ઉલ્લેખ ખાસ મહત્ત્વનાં લેખાવાં જોઈએ.

## ૨. રાણકદેવીના દૂહા (સં. ૧૨૯૦ પહેલાં)

બીજો અગત્યનો ઉલ્લેખ સિંઘી જૈનગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થયેલ 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'માંથી મળે છે. જુદી જુદી હસ્તલિખિત પોથીઓ ઉપરથી સંકલિત કરવામાં આવેલા આ પ્રબન્ધસંગ્રહમાં પૃ. ૩૪ ઉપર P संग्रहे सोनलवाक्यानि। એ શીર્ષક નીચે प(ख)ङ्गारे जीर्णदुर्गाधिपतौ उदयनेन हते तत्प्रिया सोनलदेवी जगाद।—એટલી પ્રસ્તાવના સહિત અગિયાર પ્રાચીન ગૂજરાતી દૂહાઓ આપ્યા છે. 'પ્રબન્ધચિન્તામણિ'માં જૂનાગઢનો રાજા નવઘણ મરણ પામતાં તેની શોકાકુલ રાણીના મુખમાં જે દૂહાઓ મૂકવામાં આવ્યા છે, તેમાંના કેટલાક એમાં છે. જનસમાજમાં તેમ લોકસાહિત્યમાં એ દૂહાઓ આજે પણ—અલબત્ત અર્વાચીન ભાષામાં—'રાણકદેવીના દૂહા' તરીકે પ્રસિદ્ધ છે. 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'માં પૃ. ૩૫ ઉપર ૧૦૯મા પદ્ય તરીકે જે દૂહો છપાયો છે, તેમાં 'ગૂજરાત'નો પ્રયોગ છે—

चलि गएआ गिरनार दीहू नीझरणे झरइ ।
बापुडली गूजरात[८] पाणीहइ पहुरउ पडइ ॥

આ જ દૂહાનો આશય અત્યારે જનસમાજમાં પ્રચલિત રાણક દેવીના દૂહામાં કોઈક પ્રકારાન્તરે મળે છે; જુઓ—

સરવો સોરઠ દેશ, જ્યાં સાવજડા સેંજળ પીએ;
મારુ પાટણ દેશ, જ્યાં પાણી વિના પોરા મરે.

ઉપર્યુક્ત 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'માંના પ્રબન્ધો જુદી જુદી પાંચ હાથપ્રતોમાંથી મળતા પ્રબન્ધોનું વ્યવસ્થિત એકીકરણ છે. એમાંની P સંજ્ઞક હાથપ્રતના અંતિમ પૃષ્ઠ ઉપર આગળ જણાવેલા દૂહાઓ, કુમારપાલ–રાજ્યપ્રાપ્તિપ્રબન્ધ તથા બીજું એક દૃષ્ટાન્ત લખેલું છે. એ જ પૃષ્ઠ ઉપર મૂળ ગ્રન્થકારનો અન્તિમ ઉલ્લેખ નીચે પ્રમાણે છે—

सिरिवस्तुपालनंदणमंतीसरजयतसिहभणणत्थं ।
नागिंदगच्छमडणउदयप्पहसूरिसीसेणं ॥

जिणभद्देण य विक्कमकालाउ नवइ अहियबारसए ।
नाणाकहाणपहाणा एस पबंधावली रईआ ॥

અર્થાત્ શ્રીવસ્તુપાલના પુત્ર જયંતસિંહના પઠન અર્થે નાગેન્દ્રગચ્છના ઉદયપ્રભસૂરિના શિષ્ય જિનભદ્રે સં. ૧૨૯૦માં વિવિધ કથાનક-પ્રધાન આ પ્રબંધાવલીની રચના કરી. જો કે એ કૃતિમાં સં. ૧૨૯૦ પછી બનેલી ઘટનાઓનું જેમાં વર્ણન આવે છે, એવા કેટલાક પ્રબન્ધો પાછળથી કોઈએ દાખલ કરી દીધા છે; પરંતુ એ સિવાયનો બાકીનો ભાગ જિનભદ્રની કૃતિ માનવામાં કોઈ પણ બાધ નથી, એમ સંપાદક મુનિશ્રી જિનવિજયજીનો મત છે.

---

૮. અહીં 'ગૂજરાત' સ્ત્રીલિંગમાં છે. આ વિષયની વધુ ચર્ચા માટે આગળ જુઓ.

૯ આ P सम्प्रहे सोनल्पाक्याति એ શીર્ષ - નીચેના પ્રાચીન ગૂજરાતી દુહાઓ સં ૧૨૯૦મા જિનભદ્રે ૨ેલી અનનનાનો જ એક ભાગ છે ભાગ માનવા મુજબ, એ દુહાઓનો સમય વાસ્તવિક રીતે તો સં ૧૨૯૦ ની પૂર્વેનો ગણવો જોઈએ મેરુતુગાચાર્યે સં ૧૩૬૧મા 'પ્રબન્ધચિન્તામણિ' લખ્યો, તેમા ગણુ દેવીના દુહા મળે છે પણુ સૌ કોઈ સ્વી રે છે કે એ દુહાઓ લોકસાહિત્યમા તો એ પૂર્વે પ્રચલિત હોવા જોઈએ હવે એ જ દુહા સં ૧૨૯૦ની આ જિનભદ્રની કૃતિમા ઉદ્ધત થયેલ મળે છે, એટલે ત્યાર પહેલા એ લોકજીભે ચડ્યા હોવા જોઈએ સિદ્ધરાજે સોરઠ ઉપર સં ૧૧૭૦મા વિજય મેળ યો હતો, એ સિદ્ધ હકી ત છે, એટલે ત્યાર પછીના વર્ષોમા તે વિષેઓ આ દુહાઓ જનતામા વહેતા મૂક્યા હશે એટલે શતાબ્દીઓ થતા ગૂજરાત પોતાની સ્મૃતિમા જાળવી રાખેલી આ નાર્મિ ગો વિનાનો સમય વિક્રમના તેરમા સૈ ના આરભમા જ નીએ તા જગાએ વધારે પ તુ નથી એ જોતા ઉપર ટાકેલો 'ગૂજરાત'નો ઉલ્લેખ પણ એ સમયનો ગણાવો જોઈએ આમ 'ગૂજરાત' આ પ્રયોગ સં ૧૨૮૯ના 'આબુરાસ'ની પૂર્વેનો છે સં ૧૨૯૦મા રચાયેલા ગ્રન્થમાથી તે મળે છે માટે જ તે 'આબુરાસ'ની પછી મૂ યો છે સાહિત્યમા 'ગૂ રાત'નો પ્રયોગ થવા લાગ્યો ત્યાર પહેલા એ નામ લો સમાજમા પ્રચલિત થઈ ચૂકેલુ, તેનો આ પણુ એક પૂરાવો છે

## ૩ પ્રભાચન્દ્રસૂરિકૃત 'પ્રભાવકચરિત' (સં. ૧૩૩૪)

ગૂજરાત નો ત્રીજો મહત્ત્વનો ઉલ્લેખ પ્રભાચન્દ્રસૂરિકૃત 'પ્રભાવક ચરિત મા મળે છે ગૂજરાતના મધ્ય ાીન સાસ્કૃતિ ઇતિહાસ માટે અતિ મહત્ત્વનો આ ઐતિહાસિ સસ્કૃત ચરિત્રગ્રન્થ સં ૧૩૩૪મા એટલે કે સારગદેવ વાઘેલાના ાજ્યકાળમા રચાયેલ છે એમા

'બપ્પભટ્ટિસૂરિચરિત'માં કનોજનો આમરાજા બપ્પભટ્ટિસૂરીના ચારિત્ર્યની પરીક્ષા કરવા માટે તેમના ઉપાશ્રયમાં એક ગણિકાને મોકલે છે. પરન્તુ ગણિકાને આ કાર્યમાં નિષ્ફળતા સાંપડતા તે રાજા પાસે આવીને એક અપભ્રંશ દૂહો બોલે છે, તે નીચે પ્રમાણે છે—

गयवर केरइ सत्थरइ पाय पसारिउ सुत्त ।
निचोरी गुजरात[९] जिम्व नाह न केणइ भुत्त ॥

અર્થાત્ ગજવર(બપ્પભટ્ટિસૂરિનું 'ગજવર' એવું બિરુદ હતુ)ના સાથરામા પગ પસારીને સુનેલા તે નાથ નિરચોરી (?) ગૂજરાતની જેમ કોઈથી ભોગવાયા નહિ.

આ ઉલ્લેખ સં. ૧૩૩૪નો એટલે કે ગૂજરાતના સ્વતંત્ર હિન્દુ રાજ્યનો અંત આવ્યો, તે સમયથી ૨૬ વર્ષ પૂર્વેનો છે. વળી 'પ્રભાવકચરિત'ના મંગલાચરણમા જ તેના કર્તા પ્રભાચન્દ્રસૂરિ લખે છે કે, 'બહુશ્રુત મુનિઓ પાસેથી સાભળીને તેમ જ પ્રાચીન ગ્રન્થોમાથી એકત્ર કરીને આ ઇતિવૃત્તો હુ વર્ણવું છુ.' અર્થાત્ સંસ્કૃતમા પ્રથમા ઉતારેલો આ અપભ્રશ દૂહો સં. ૧૩૩૪ પૂર્વેનો જ છે, એમા શકા રહેતી નથી. સસ્કૃત કાવ્યો કે પ્રબન્ધોમા લોકોક્તિરૂપ અપભ્રશ કે જૂના ગૂજરાતી દૂહાઓ આપવાની એક જૂની પરપરા જૈન સાહિત્યમા છે. બપ્પભટ્ટિસૂરિનો જીવનકાળ 'પ્રભાવકચરિત'મા જણાવ્યા પ્રમાણે વિક્રમની નવમી શતાબ્દી છે. આ દૂહો પણ તેના મૂળ સ્વરૂપે એટલો પ્રાચીન હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે, પણ 'પ્રભાવકચરિત'ના રચનાસમયથી ઘણા કાળ પૂર્વે તે દૂહો લોકોમાં—ખાસ કરીને પ્રભાચન્દ્રસૂરિ જેમનો નિર્દેશ કરે છે, તેવા 'બહુશ્રુત મુનિઓ'મા પ્રચલિત થઈ ચૂક્યો હશે, એમા શકા નથી

૯ અહીં પણ 'ગૂજરાત' સ્ત્રીલિંગમા છે આ વિષયની વધુ ચર્ચા માટે આગળ જુઓ.

## ૪. અંબદેવસૂરિકૃત 'સમરારાસ' (સં. ૧૩૭૧)

આ પછી સં. ૧૩૭૧માં લખાયેલો અંબદેવસૂરિકૃત 'સમરારાસ' આવે છે. શ્રી ચીમનલાલ દલાલસંપાદિત 'પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ'માં તે છપાયો છે. શ્રી નરસિંહરાવે તેમનાં વ્યાખ્યાનોના બીજા ભાગમાં (પૃ. ૧૮૭) આ રાસની રચ્યાસાલ સં. ૧૪૭૧ આપી છે તે શરતચૂક લાગે છે.

સં. ૧૩૬૮માં પાટણના સૂબા અલફખાને શત્રુંજય ઉપરના મંત્રી બાહડે બંધાવેલા જૈન મન્દિરને તોડી નાખ્યું હતું. આથી પાટણના એક ધનિક ઓસવાલ સમરસિંહે અલફખાન પાસે જઈ જૈન સંઘની દુભાયેલી લાગણી દર્શાવી તથા બીજાં દેવસ્થાનોને ભ્રષ્ટ કરવામાં ન આવે એ માટેનું ફરમાન કઢાવ્યું. સમરસિંહે શત્રુંજયના મન્દિરનો જીર્ણોદ્ધાર કરવાની પરવાનગી મેળવી બે વર્ષમાં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો, તથા પાટણથી એક મોટો સંઘ લઈ તે શત્રુંજય ગયો તથા ત્યાંના મન્દિર અને મૂર્તિની પ્રતિષ્ઠા કરી—એ ઐતિહાસિક પ્રસંગ આ રાસમાં વર્ણવેલો છે. તેની બારમી ભાસાની ચોથી કડીમાં નીચે પ્રમાણે 'ગૂર્જરાત'નો ઉલ્લેખ છે—

> सोहग ऊपरि मचारिय बीजीय सेत्रुज उधारि ।
> ठिय ए समरउ ए समरउ ए आविउ गुज्जरात ॥

અહીં ગુજરાતનો પ્રયોગ સૌરાષ્ટ્રથી ભિન્ન અર્થમાં થયેલો છે એ વસ્તુ ખાસ નોંધ માગી લે છે.

## ૫. ધર્મકલશમુનિકૃત 'જિનકુશલસૂરિ-પટ્ટાભિષેક રાસ' (સં. ૧૩૭૭)

આ પછી ધર્મકલશમુનિકૃત 'જિનકુશલસૂરિ-પટ્ટાભિષેક રાસ' આવે છે. શ્રી અગરચંદ નાહટા તથા ભૅવરલાલ નાહટા-સંપાદિત

'ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ'માં આ રાસ પ્રસિદ્ધ થયેલો છે. ખરતર ગચ્છના મહાન પ્રભાવક આચાર્ય જિનકુશલસૂરિ(જેમનું દીક્ષિત નામ કુશલકીર્તિ હતું)નો પટ્ટાભિષેકમહોત્સવ પાટણમાં સં. ૧૩૭૭ના જ્યેષ્ઠ વદ અગિયારસના દિવસે ઓસવાલ શેઠ તેજપાલ તથા તેના ભાઈ રુદ્રપાલે ભારે ધામધૂમથી કરાવ્યો હતો અને પદસ્થાપના રાજેન્દ્રચન્દ્રસૂરિના હસ્તે કરવામાં આવી હતી, એ પ્રસંગનું વિસ્તૃત અને છટાદાર વર્ણન આ કાવ્યમાં છે. જૈન ગૂર્જર સાહિત્યમાં આ પ્રકારનાં સંખ્યાબંધ કાવ્યો લખાયેલાં છે. સામાન્ય રીતે આવાં કાવ્યો જે તે પ્રસંગ વીતી ગયા પછી તુરત જ, ઘણુંખરું તો એ પ્રસંગ નજરે જોનાર કવિની કલમે જ લખાય છે; એટલે આ પટ્ટાભિષેકરાસ પણ ધર્મકલશે સં. ૧૩૭૭માં અથવા તે પછી તુરત જ રચ્યો હશે, એમ માનવું યોગ્ય છે.

આ કાવ્યની ૨૨મી કડીમાં નીચે પ્રમાણે 'ગૂજરાત'નો પ્રયોગ છે—

> सयल सघह सवल सघह देलि आवासु ।
> अणहिलपुर वर नयर गुजरात धर सुखह मंडणु ।
> देमदेसतरि तहि मिलिय सयल संघ वरिसत जिम घणु
> पाट धुरधर संठविउ मिलिय मिलावइ भारि ।
> संघ महोच्छ कारावइ वाजंतइ घण तूरि ॥

## ૬. ભાષાઓનાં પ્રાચીન ઉદાહરણ (૧૫મા સૈકા પહેલાં)

કલકત્તાના 'રાજસ્થાની' ત્રૈમાસિકના ભાગ ૩, અંક ૩માં भाषाओंके चार प्राचीन उदाहरण એ શીર્ષક નીચે એક રસિક અને મનોરંજક પ્રાચીન ગદ્યપદ્યાત્મક કૃતિ છપાયેલ છે. ગૂજરાત, માળવા, પૂર્વ અને મહારાષ્ટ્ર એમ ચાર પ્રદેશોની સ્ત્રીઓ શત્રુંજય ઉપર ઋષભનાથના મંદિરમાં ભેગી થાય છે અને પોતપોતાની ભાષામાં

( ३ ) तरि भविक जनत्तं पुन्यउसि मइ अनिक देस देगातर चातुदिगा मागु मया देसुगी । × × × तरिया इकि नहीं सागिन पुरी सनरि सहत्र गुजराता चा भीतरी गिरि सेंत्तुज्ज चा उपरि ।

## ७. દેવપ્રભગણિકૃત 'કુમારપાલરાસ' (૧૫મા સૈકાનો પૂર્વાર્ધ)

આ પંક્તિનો ઉલ્લેખ દેવપ્રભગણિકૃત 'કુમારપાલરાસ'નો છે. આ રાસ મારા તરફથી 'ભારતીય વિદ્યા' ત્રૈમાસિકના પુ. ૨ અંક ૩મા છપાયો છે. ૪૧ રોળામાં લખાયેલા આ ટૂંકા કાવ્યમા કુમારપાલે પ્રવર્તાવેલી અમારિ ઘોષણા તથા તેણે કાઢેલા શત્રુંજયના સંઘનું વર્ણન છે. રાસના અંતે કવિ રચ્યાસંવત્ આપતો નથી, પણ પોતાને સોમતિલકસૂરિના શિષ્ય તરીકે ઓળખાવે છે. હવે સોમતિલકસૂરિ સં. ૧૪૨૪ સુધી વિદ્યમાન હતા. સં ૧૪૩૬ની એક અન્યપ્રશસ્તિમા સોમતિલકસૂરિના શિષ્યસમુદાયમા 'મુગ્ધાવબોધ-ઔક્તિક'કાર કુલમંડનની સાથે દેવપ્રભનું નામ મળે છે, એટલે વિક્રમના પંદરમા શતકના પૂર્વાર્ધમાં આ કાવ્ય રચાયાનું સિદ્ધ થાય છે. એ કાવ્યની ૨૩મી કડી નીચે પ્રમાણે છે—

> मंत्रीय मोकली देसि देसि बहु सघ मेलावइ,
> धार्मी बहु आमंस दिइ, राउ जात चलावइ,
> देस विदेसह मिलिय सघ पहुतउ गूजरात,
> बाहुउ मंत्री वीनवइ ए सुणि स्वामी वात

## ૮. જયશેખરસૂરિકૃત 'ત્રિભુવનદીપકપ્રબન્ધ' (૧૫મા સૈકાનો ઉત્તરાર્ધ)

'ઉપદેશચિન્તામણિ,' 'ધમ્મિલ્લચરિત,' 'જૈન કુમારસંભવ' આદિ સંસ્કૃત ગ્રંથોના કર્તા અચલગચ્છીય જયશેખરસૂરિએ સં. ૧૪૬૨મા 'પ્રબોધચિન્તામણિ' નામે એક સુન્દર રૂપકગ્રન્થિની

આ રાસ હજી અપ્રસિદ્ધ છે. તેની હાથપ્રત મને મુનિશ્રી પુણ્યવિજયજી પાસેથી મળી હતી.

## ૧૦. પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબન્ધ' (સં. ૧૫૧૨)

આ પછી સં. ૧૫૧૨માં રચાયેલું પદ્મનાભનું ઐતિહાસિક વીરરસપૂર્ણ કાવ્ય 'કાન્હડદેપ્રબન્ધ' આવે છે. એમાં 'ગૂજરાત'નો પ્રયોગ નીચે પ્રમાણે તેર વખત આવે છે. આ તેર પૈકી બાર પ્રયોગો તો એ પ્રબન્ધના પહેલા ખંડમાં જ આવે છે, કે જેમાં મુખ્યત્વે અલાઉદ્દીનના લશ્કરની ગૂજરાત ઉપર ચઢાઈ તથા ત્યાં તેણે કરેલો રંજાડ વર્ણવાયાં છે. બીજા ખંડમાં 'ગૂજરાત' માત્ર એક જ વાર આવે છે તથા બાકીના બે ખંડોમાં એ પ્રયોગ બિલકુલ નથી. એમાંના પહેલા ત્રણ ઉલ્લેખો શ્રી. નરસિંહરાવે નોંધ્યા છે—

(૧) 'गूजरातिनूं भोजन करू जु तरसागूं आगूं अरहूं'
माधव महितइ वरिउ अधर्म, नवि छूटीइ आगिला कर्म. (१-१५)

(૨) पूछइ बात पातसाह हमीं—गूजराति[૧૫] ते कहीइ किमी ?
किस्यूं रमायत अणहलपुर ? किस्यूं दीवगढ सागलपूर ? (१-२२)

---

૧૫ આ સ્થળે 'ગૂજરાત' સ્પષ્ટ રીતે સ્ત્રીલિંગમાં છે. રાણકદેવીના દુહાગાનો સં. ૧૨૯૦ પૂર્વેનો એ અતિપ્રાચીન પ્રયોગ અગાઉ ઉતાર્યો છે, તેમાં પણ વાયુડની ગૂજરાત એ પ્રમાણે 'ગૂજરાત' સ્ત્રીલિંગમાં છે. સં. ૧૩૩૪માં રચાયેલ 'પ્રભાવકચરિત'માંથી ઉદ્ધૃત કરવામાં આવેલા અપભ્રંશ દુહામાં પણ નિર્ઘોગી ગુજરાત એ પ્રમાણે 'ગૂજરાત' શબ્દ સ્ત્રીલિંગમાં છે. 'ભાષાઓના પ્રાચીન ઉદાહરણ'માં 'ગૂજરાત' પુલ્લિંગમાં છે, તે એની પૂર્વે વપરાયેલ 'દેશ' શબ્દની અસરથી છે, એમ મેં કહ્યું છે (જુઓ ટિ. ૧૨). આ સિવાય બીજા સંખ્યાબંધ પ્રયોગોમાં લિંગ સંદિગ્ધ રહે છે અથવા આગળ-પાછળ મુકાયેલા 'દેશ' શબ્દને કારણે પુલ્લિંગમાં છે. 'ચોખંડી કંકાવટી, ને નવખંડી ગૂજરાત' એ લોકગીતમાં તથા 'ગાંડી ગૂજરાત, આગુએ

(૩) गूजराति रयु मांडलि नन्दु मादाउ साथि कटक मोकलइ,
हरी हींदू घातू रानि, एक नाम एक झारू वन (१२७)

(४) ननसर नू राचू जाणि, गूजराति लेई आपू प्राणि
ततखिण तूटउ अगरलि राउ तम अप्पु पचाऊ पसाउ (१०८)

(५) अदूगान धम्मनु बादु तम दीउ फुरमाण
गूजराति ऊपरि दल न्युधा, बीडक दीऊ सुरताणि (१३६)

(६) गूजराति सारठ सोमईआ बाहरि दिगम वीनू
भडकमाडि राउनि हठ कीधउ, अल्पखान दल जीतू (१३९)

(७) दीधी वाट समरगी राउलि आव्या कटक बनाण
गूजराति लूवाआ पहुता ततखिण पडीउ त्रास (१५०)

(८) भागा देस साहानम चिडोमर वावननी मेउ हारि,
गूजरातिनु खोरण भाग्यु अजीय न आवइ पार (१५८)

---

લાટ પીધુએ બાત એ કહેવતમા 'ગુજરાત' સ્ત્રીલિંગમા છે વળી 'અગદધરિ આવી રહેજે નહિ સો આપુ સઘળી ગુજરાતિ' (મધુસૂદન વ્યાસ—'હંસાવતીવિક્રમચરિત્રવિવાહ'—સં ૧૬૦૬– ની ૪૫૧) 'જય જય ગરવી ગુજરાત' (નર્મદ) 'કોની કોની છે ગુજરાત' (નર્મદ) 'સુણ ગરવી ગુજરાત, 'વાત હું કહુ કાનમા' (મલબારી), 'ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત' (ખબરદાર), 'ગુજરાત મોરી મોરી રે' (ઉમાશંકર) વગેરે શિષ્ટ કવિઓના પ્રયોગોમા પણ 'ગુજરાત' સ્ત્રીલિંગમા છે 'ગુજરાત'ના સંસ્કૃત તથા પ્રાકૃતમા અનુક્રમે गूर्जरत्रा અને गुज्जरत्ता રૂપો મળે છે તે પણ સ્ત્રીલિંગમા હોય છે' એટલે મારુ માનવુ છે કે 'ઠકરાત' 'ભીલાત' અને 'મ્હોલાત'ની જેમ 'ગુજરાત' પણ મૂળ સ્ત્રીલિંગમા હશે તેની સાથે 'દેશ' અભિહિત કે અધ્યાહૃત રહેતા તેનો પુલ્લિંગમા—તથા બીજા કેટલાક પ્રાન્તો અને દેશોના નામ નપુંસકલિંગમા પ્રયોજાતા હોઈ નપુંસકલિંગમા પણ—પ્રયોગ કરવામા આવે છે એવો મારો તર્ક છે

(९) भर्गी कटक ऊरड्या अगाउलि गड माहि मेहलूं थाणू
गूजरात देस हीलोर्यूं, अति मीरूं तरजागू (१-६७)

(१०) गूजराति माहि ताखति कीधी, मद्दू मामटी लीरूं,
वाजी सान, खान सोमईआ भणी पियागूं कीधूं. (१-७१)

(११) माहरा दल साह्मू कुण माडइ? देखि माहरी वात?
आगी मुहि मइ देश त्रि लीधा सोरठ नइ गूजराति (१-११४)

(१२) कटक सनाहु, हाथी, घोडा, साहण सख नइ पार,
गूजरात, सोरठीआ माणस झाल्या बान अपार (१-१७९)

(१३) इम जाणि साचउ अहिनाणि, मइ नवि जाणिउ निश्चि जाणि,
पातसाहि इम कहावी वात, 'सातलनइ आपूं गूजरात (२-१६१)

એ જ કાવ્યમાં 'ગૂજરાત'ને માટે વૈકલ્પિક 'ગૂજર' પ્રયોગ પણ મળે છે—

तिणि अवसरि गुजर धर राइ, सारगदे नामि बोलाइ (१ १२)
लाड देस नि सिन्धु सवालख, गूजर सोरठ लीध (२-६२)

આજ સુધી પણ 'ગૂર્જર' નામ શિષ્ટ લેખનમાં ચાલુ રહેલું છે જ.

## ૧૧. લક્ષ્મીસાગરસૂરિકૃત 'વસ્તુપાલ-તેજપાલરાસ' (૧૬ મા શતકનો પૂર્વાર્ધ)

લક્ષ્મીસાગરસૂરિકૃત 'વસ્તુપાલ-તેજપાલરાસ'માં કર્તાએ રચ્યાસાલ આપી નથી, પણ તેનો સમય નક્કી થઈ શકે એમ છે.[१६] લક્ષ્મીસાગરસૂરિ એ 'વિમલપ્રબન્ધ'કાર પ્રસિદ્ધ કવિ લાવણ્ય-

૧૬. પ્રસિદ્ધ: 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૧ આ કૃતિ વિષે સ્વ નરસિંહરાવભાઈ પોતાના વ્યાખ્યાનો (ભાગ ૨, પૃ ૨૦)માં લખે છે.

સમયના ગુરુ સમયરત્નના ગુરુ હતા. પટ્ટાવલિઓ ઉપરથી જણાય છે કે તેમનો જન્મ સં. ૧૪૬૪માં થયો હતો, તથા તેમને સૂરિપદ સં. ૧૫૦૮માં અને ગચ્છનાયકપદ સં. ૧૫૧૭માં મળ્યું હતું. 'વિમલપ્રબન્ધ'ની પ્રશસ્તિમાં જણાવ્યા મુજબ, સં. ૧૫૨૧માં લક્ષ્મીસાગરસૂરિએ લાવણ્યસમયને દીક્ષા આપી હતી. તેમનું અવસાન સં. ૧૫૩૭માં થયાનું મનાય છે, પણ એ સાલ શંકાસ્પદ છે. ગમે તેમ, પણ 'વસ્તુપાલ-તેજપાલરાસ' એ તેમને સૂરિપદ મળ્યા પછીની એટલે કે સં. ૧૫૦૮ પછીની રચના છે, એ ચોક્કસ. એ રાસ સં. ૧૫૧૭ પછી રચાયો હોય તો 'કાન્હડદેપ્રબન્ધ'થી આ તરફનો ગણાય. એની બીજી કડી નીચે પ્રમાણે છે—

वस्तुपाल तेजिग तणउ अम्हे बोलिसु रासो ।
भरहखेत्रि पुरि गूजरात अणहिलनिवासो ॥

---

The date of this work is not ascertainable nor the author's name " પરન્તુ 'જૈન સાહિત્યસંશોધક'માં છપાયેલા રાસની ૫૬મી કડીમાં—

लक्ष्मीसागरसूरि बोलिउ ए गिरुउ एह जि रास

એ પ્રમાણે કર્તા પોતાનું નામ આપે છે, અને તેથી ઉપર જણાવ્યું તેમ, કૃતિનો રચનાકાળ નક્કી થઈ શકે છે. સ્વ. ચિમનલાલ દલાલે પાંચમી સાહિત્ય પરિષદ સમક્ષ રજૂ કરેલા પાટણના ગ્રન્થભંડારો વિશેના નિબંધમાં આ કાવ્ય વિશે જે ટૂંક નોંધ કરેલી તે જ માત્ર સ્વ. નરસિંહરાવભાઈ પાસે હતી. સ્વ. દલાલે નોંધેલી પ્રતમાં કર્તાનું નામ જ નહોતું. પરન્તુ આ કાવ્યની માત્ર એ જ કડીઓનું પૃથક્કરણ કરીને "*अम्ह* and *कहिसिउ* *belong to* a period not earlier than the latter half of the fourteenth century A. D. so far as I can see"—એ પ્રમાણે તેના રચનાકાળ સંબંધી લગભગ સત્ય નિર્ણય ઉપર નરસિંહરાવભાઈ સ્વતંત્રપણે આવી ગયા છે.

## ૧૨. દેપાલકૃત 'જંબુસ્વામી-પંચભવચરિત્ર' (સં. ૧૫૨૨)

ભોજક કવિ દેપાલે સં. ૧૫૨૨માં 'જંબુસ્વામી પંચભવચરિત્ર'[૧૭] લખ્યું છે. તેની ૧૩૫મી કડી નીચે પ્રમાણે છે—

> गगातटि जल ऊरेवीइ, गूजरात त्रिम आवा पींद ।
> जीव मरीनइ चिहुगति भमइ, जे दिस पाड ते पुण मरइ ॥

'ત્રિભુવનદીપકપ્રબન્ધ'માંની આગળ ઉતારેલી પંક્તિઓ જ દેપાલે થોડાક પાઠાન્તર સાથે લીધી છે. અથવા કદાચ એમ પણ હોય કે આ પંક્તિઓ એક કહેવતના રૂપમાં પ્રચલિત બની ગઇ હોય, જેનો ઉપયોગ દેપાલે કર્યો હોય. જો એમ હોય તો તે 'ગૂજરાત' શબ્દપ્રયોગની વ્યાપકતા સૂચવે છે.

### ઉપસંહાર

આ પછીના સમયના સાહિત્યમાં 'ગૂજરાત'નો પ્રયોગ તપાસવાની જરૂર મને લાગતી નથી,[૧૮] કારણ કે વિક્રમના સોળમા શતકના

૧૭. મારા મિત્ર પં. અમૃતલાલ મોહનલાલ ભોજક પાસેની સ. ૧૫૬૦મા લખાયેલી હાથપ્રતનો મેં ઉપયોગ કર્યો છે. કાવ્ય હજી અપ્રસિદ્ધ છે. દેપાલ કવિ માટે જુઓ 'જૈન ગૂર્જર કવિઓ', ભા. ૧, પૃ. ૩૭-૪૨

૧૮. ઉપર્યુક્ત કવિ દેપાલની પછી થયેલા—અથવા સંભવત: એના સમકાલીન—માઢણ બંધારાકૃત 'પ્રબોધબત્રીશી'મા

> 'જાણેરિ જં તુ સમ કરિ ચડી,
> ગૂજરાત શેરી સાંકડી.' (કડી ૫૨)

આ પ્રમાણે 'ગૂજરાત'નો ઉલ્લેખ છે. 'પ્રબોધબત્રીશી'ના કર્તાની એક પ્રતિજ્ઞા તત્કાલીન કહેવતોનો સંગ્રહ કરવાની છે; પ્રસ્તુત સ્થળે 'ગૂજરાત શેરી સાંકડી'નો પ્રયોગ સ્પષ્ટ રૂપે કહેવત તરીકે જ થયો છે. જનસમાજના સર્વસામાન્ય ઉક્તિસંઢોળમા પ્રવેશ પામેલા આવા વાક્યો સામાન્યત:

પૂર્વાર્ધ સુધીનું સાહિત્ય પણ એ નામપ્રયોગની વ્યાપકતા બતાવી આપે છે. બીજું, અહીં નોંધેલાં પ્રમાણો એ પણ બતાવી આપશે કે, "આપણા પ્રાન્તનું 'ગૂજરાત' એ નામ મુસ્લિમ રાજ્યકાળ પહેલાં સર્વસામાન્ય પ્રચારમાં નહોતું, અને એ નામનો પહેલો વિશ્વાસપાત્ર પ્રયોગ આપણા સાહિત્યમાં 'કાન્હડદેપ્રબન્ધ'માંથી મળે છે"—એ મત હવે સાધાર ગણી શકાય એમ નથી. વિક્રમના અગિયારમા સૈકાનો લેખક અલબિરુની 'ગૂજરાત'નો ઉલ્લેખ કરે છે, એટલું જ નહિ, પણ બાટદેશ અણહિલવાડની દક્ષિણે ૧૭૦ માઇલ દૂર આવેલો છે, એમ જણાવે છે, વિક્રમના તેરમા સૈકામાં રચાયેલા 'આબુરાસ'માં તથા સં. ૧૨૯૦ પૂર્વેના ગણુદેવીના સોરઠદૂહામાં પણ 'ગૂજરાત'નો પ્રયોગ છે, વિક્રમના ચૌદમા સૈકાના પૂર્વાર્ધમાં રચાયેલ 'પ્રભાવક-ચરિત'માં ઉદ્ધૃત થયેલા અપભ્રંશ દૂહામાં પણ 'ગૂજરાત'નો પ્રયોગ છે તથા એ જ સમયનો ઇટાલિયન મુસાફર માર્કો પોલો પોતાના પ્રવાસ વર્ણનમાં 'ગૂજરાત'ની નોંધ લે છે આ ચારે ઉલ્લેખો મુસ્લિમ રાજ્યકાળ પૂર્વેના છે, 'સમરારાસ' તથા 'જિનકુશલસૂરિ-પટ્ટાભિષેક-રાસ'માંથી મળેલા 'ગૂજરાત'ના ઉલ્લેખો મુસ્લિમ રાજ્યકાળ પછી તુરતના જ છે અલબિરુની અને માર્કો પોલો જેવા પરદેશીઓએ તો તે કાળની ચાલતી ભાષામાંનો પ્રચલિત પ્રયોગ જ સાંભળીને નોંધ્યો હોવો જોઇએ. પરદેશીઓની નોંધોમાં તેમ જ તત્કાલીન દેશભાષાના શિષ્ટ સાહિત્ય તેમ જ લોકસાહિત્યમાં પણ 'ગૂજરાત' શબ્દનો પ્રયોગ

---

ઘણા જૂના હોય છે અને તેમની પાછળ ઘણી વાર પ્રજાજીવનનાં કંઈ કંઈ રહસ્યો છુપાયેલાં હોય છે પ્રસ્તુત ઉક્તિ ગૂજરાતના જૂના શહેરોની રચના પરત્વે સુશ્લિષ્ટ સ્વરૂપમાં એક ઐતિહાસિક સત્ય રજૂ કરે છે, એ ભાગ્યે જ કહેવું પડે તેમ છે ભાલણ વિક્રમના સોળમા સૈકામાં થઇ ગયો. એટલે તેણે પોતાના કાવ્યમાં વણી લીધેલો, તેના જ શબ્દોમાં કહીએ તો આ 'ઉખાણો' તેના સમય કરતાં સહેજે બેત્રણ સૈકા જેટલો જૂનો હશે, એમ માનવામાં ઐતિહાસિક સત્યોની અવગણના નહિ થાય

છે એમાં સૌથી પહેલો અલબિરુનીનો ઉલ્લેખ ધ્યાનમાં લેતાં, આપણા પ્રાન્ત માટે–ખાસ કરીને ઉત્તર અને મધ્ય ગુજરાત માટે 'ગૂર્જરાત' એ નામ વિક્રમના અગિયારમા સૈકામાં મૂળરાજ સોલંકીના રાજ્યકાળ દરમિયાન પ્રચારમાં આવ્યું હોવું જોઈએ[19]

---

૧૯ અહીં એક આનુષંગિક પ્રશ્ન ઊભો થાય છે. આ પ્રાન્તની ભાષાને 'ગુજરાતી' નામ ક્યારે મળ્યું? ઈસવી સનની પંદરમી સદીની અધવચમાં આપણી ભાષાને આ નામ મળ્યું, એમ શ્રી નરસિંહરાવ માને છે. અલબત્ત, તેમણે બતાવ્યું છે તે પ્રમાણે, વિક્રમના અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં લખાયેલા પ્રેમાનંદના 'નાગદમણ'માં અને ઈ સ ૧૭૩૧ (સં ૧૬૮૭)માં લા ક્રોઝે નામે જર્મનની નોંધપોથીમાં આપણી ભાષા માટે 'ગુજરાતી' નામ પહેલીવાર વપરાયેલું મળે છે પણ અગિયારમા–બારમા સૈકામાં આ પ્રાન્તને માટે 'ગુજરાત' નામ પ્રચારમાં આવ્યા પછી ભાષાને 'ગુજરાતી' નામ મળતાં બીજા પાંચ–છ સૈકા વીતી જાય એ શું સ્વાભાવિક છે? પ્રેમાનંદ પૂર્વેના સાહિત્યમાંથી આપણી ભાષા માટે 'અપભ્રંશ ગિરા' (નરસિંહ મહેતો), 'પ્રાકૃત' (પદ્મનાભ અને અખો), 'અપભ્રંશ' અને 'ગુર્જરભાષા' (ભાલણ) એવાં નામ અત્યાર સુધીમાં મળ્યાં છે, પણ તેથી શું એમ પુરવાર થઈ શકે કે જનસમાજમાં એ વખતે 'ગુજરાતી' નામ નહીં જ બોલાતું હોય? 'તવારીખે ફિરિશ્તા' (ઈ સ ૧૬૧૦ = સં. ૧૬૬૬) અને 'મિરાતે સિકંદરી' (ઈ સ ૧૬૧૧ = સં. ૧૬૬૭) એ મુસ્લિમ તવારીખોના લેખકો અમદાવાદના સુલતાનોને 'અહમદશાહ ગુજરાતી' 'મહમ્મદશાહ ગુજરાતી' એવા નામથી ઓળખાવે છે બીજી રીતે પણ 'મિરાતે સિકંદરી'નો લેખક ગુજરાતવાસી લોકોને 'ગુજરાતી' નામ આપે છે गुजरात मोरठीआ माणस झाल्या वात गमार (?–?૭૧) એ 'કાન્હડદેપ્રબન્ધ' (ર સં ૧૫૧૨)ના ઉલ્લેખમાં गुजरातनो અર્થ 'ગુજરાતી'–ગુજરાતના વતની એવો છે, એ સ્પષ્ટ છે મધુસૂદન વ્યાસકૃત 'હંસાવતી–વિક્રમચરિત્રવિવાહ' (ર સં ૧૬૦૯)ના त्रबमेन गुजराति राग (કડી ૬૦૯) એ ઉલ્લેખમાં પણ गुजरातिनो પ્રયોગ વિશેષણ તરીકે થયો હોય એ અશક્ય નથી વળી પુષ્ટિમાર્ગીય કવિ મહાવદાસકૃત 'ગોવર્ધનનાથજીનો વિવાહ' (સં ૧૬૨૪) એ કાવ્યમાં 'ગુજરાતી સાથ,' 'દાંતે વડો ગુજરાતિનો ... ગુજરાતિય લોક' એવા

સંસ્કૃત-પ્રાકૃત સાહિત્ય, શિલાલેખો અને તામ્રપત્રો જેવાં વિદ્વન્માન્ય લખાણોમાં એનાં 'ગુર્જરત્રા,' 'ગુર્જરત્રા,' 'ગુજ્જરત્તા' કે 'ગુર્જરરાટ' જેવાં સંસ્કારેલાં કૃત્રિમ રૂપોને સ્થાન મળે એ સમજી શકાય એવું છે.

---

પ્રયોગ મળે છે (જુઓ ફાર્બસ સભાના હસ્તલિખિત પુસ્તકોની નામાવલિ, ભાગ ૨, પૃ. ૨૫૯). મુનિ શ્રીજસવિજયજી પાસે કૃષ્ણજીવનને લગતા કોઈ જૈન રાસાની એક ત્રુટક હાથપ્રતનાં માત્ર ૮ થી ૧૧ સુધીનાં ચાર પાનાં છે. આદિ–અંત મળતાં નથી એટલે કર્તાનું કે કૃતિનું નામ તથા રચ્યાસંવત્ જાણી શકાતાં નથી. પણ ભાષા અને લિપિ ઉપરથી પ્રત વિક્રમના સત્તરમા સૈકામાં લખાયેલી લાગે છે. આ રાસાના ૧૧મા પાના ઉપર ૧૧મી ઢાળના આરંભમાં "ઢાલ ૧૧મી ગુજરાતી ફૂલડાંની"એ પ્રમાણે દેશીના ઢાળનો નિર્દેશ છે. હવે, 'હરિયાળી' (ટૂંકાં પદોમાં વિનોદાત્મક અવળવાણીદ્વારા ગૂઢ આધ્યાત્મિક અર્થોનો નિર્દેશ કરતો એક જૂનો કાવ્યપ્રકાર)ને 'ફૂલડાં' નામથી ઓળખાવવામાં આવે છે, અને તે જ અર્થ જો અહીં ઉદ્દિષ્ટ હોય તો 'ગુજરાતી ફૂલડાં'માં 'ગુજરાતી'એ ભાષાનું જ નામ ગણાય, અને એ રીતે પ્રેમાનંદ પૂર્વેનો આ 'ગુજરાતી' ભાષાનો ઉલ્લેખ ગણાય. આ ઉલ્લેખને ઘડીભર બાજુએ રાખીએ તો પણ જો આ પ્રાન્તના વતનીઓ, ઉપર જણાવ્યા પ્રમાણે, 'ગુજરાતી' કહેવાતા હોય તો તેમની ભાષા પણ એ નામે ઓળખાય એ અશક્ય નથી, અને ઉપરના પ્રમાણો ધ્યાનમાં લેતાં પ્રેમાનંદની પહેલાં લોકબોલીમાં પણ આપણી ભાષા માટે 'ગુજરાતી' નામ નહીં જ વપરાતું હોય એમ માનવું વધારે પડતું છે. અલબત્ત, આ દિશામાં વિશેષ સંશોધનની જરૂર છે.

# આપણું લોકવાર્તાવિષયક પ્રાચીન સાહિત્ય

## એક તુલનાત્મક દૃષ્ટિ

### (૧)

બે દસકા પહેલાં કેટલાક સાહિત્યરસિકોનું માનવું હતું કે ગૂજરાતનું પ્રાચીન સાહિત્ય માત્ર ધર્મરંગથી જ રંગાએલું હતું, અને વાર્તાઓ રચવાની ખરી શરૂઆત તો માત્ર શામળે જ "કથ્યું કથે તે શાનો કવિ" એ પ્રમાણે પ્રેમાનન્દની ઠેકડી કરીને કરી.[1] વચ્છરાજ-કૃત 'રસમંજરી' આદિ કેટલીક સાંસારિક વાર્તાઓ મળી આવેલી તે અપવાદરૂપ ગણાતી. પુરાણકથાના ચવાઇ ગયેલા વિષયો અને તત્ત્વજ્ઞાનનાં શુષ્ક કાવ્યો સાંભળી સાંભળીને કંટાળી ગયેલ જનતા માટે વિક્રમ જેવા લોકોત્તર પુરુષની કે બીજી સામાજિક વાર્તાઓ રચાઇ એમ પણ કેટલાક માનતા.

આ માન્યતા ભ્રમપૂર્ણ છતાં એ વખતની જૂની ગૂજરાતીના અભ્યાસ સંબંધી અલ્પબાધની સ્થિતિ તરફ જોતાં સાવ કુદરતી હતી. પાછળથી જૂની ગૂજરાતીનું જે વિપુલ સાહિત્ય જાણવામાં આવ્યું છે તેને આધારે તો આપણે નિઃશંક એમ કહી શકીએ કે ગૂજરાતમાં કથાવાર્તા, શૃંગાર, આખ્યાનાદિ, ભક્તિ અને તત્ત્વજ્ઞાન એ સર્વ પ્રકારના સાહિત્યપ્રવાહો એક જ સમયે અને એક જ સાથે વહેવા

[1] ૧. આ લેખક શામળ-પ્રેમાનન્દના ઝગડામાં માને છે એવો આ કથનનો અર્થ થતો નથી

भवियदुकुंबचरिय પણ એક લૌકિક કથા છે.[5] આ જ વિષય ઉપર 'ભવ્યકુટુંબચરિત્ર' કે 'ભવ્યકુટુંબસજ્ઝાય' એવા નામથી પાછળના જૈન કવિઓએ અનેક કાવ્યો રચેલાં છે.

प्रबन्धचिन्तामणिના કર્તા મેરુતુંગે જે અનેક દૂહાઓ વગેરે ઉતાર્યા છે, તેમાંના કેટલાક, તે વખતે ગૂજરાત-કાઠિયાવાડમાં પ્રચલિત રાણકદેવી-નવઘણ વગેરે સંબંધી છે, જ્યારે કેટલાક કોઇ સળંગ કથા-વાર્તાનાં પુસ્તકોમાંથી લીધા હોય એવું અનુમાન થાય છે.

આ પ્રમાણે ગૂજરાતનું લોકકથાનું સાહિત્ય બહુ પ્રાચીન છે.

## (૩)

વિક્રમ, નંદ, ઉષા, માધવાનલ, મદનમોહન, ચન્દનમલયાગિરી વગેરે લોકપ્રસિદ્ધ વિષયો ઉપર એકથી વધુ ગૂજરાતી કવિઓએ પોતાની કલમ ચલાવી છે. આ એક જ વિષય ઉપરની જુદા જુદા કવિઓની રચનામાં સમયાનુસાર, પ્રસંગાનુસાર અને ધર્માનુસાર વિવિધ ફેરફારો માલૂમ પડે છે. કોઇ કોઇ વાર પુરોગામીઓની સબળ અસર પછીના કવિઓ ઉપર પડેલી દેખાય છે. રચનાર જૈન હોય કે વૈદિક હોય તે પોતપોતાના મત પ્રમાણે, જનમાન્ય વાર્તાઓના કોઇ પ્રસંગ વધારીઘટાડી પોતાને મનમાનતા સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે. ક્વચિત્ ક્વચિત્ એકની એક વાર્તા કશાયે ઓછા જેવો ફેર વગર —શોધિતવર્દ્ધિત આવૃત્તિ જેવી—જોવામાં આવે છે. ગૂજરાતમાં કે હિન્દુસ્તાનમાં તો શું, પણ પરસ્પર વ્યાપાર ઇત્યાદિનો પ્રસંગ હોય

5. એ વખતની અપભ્રંશ ભાષાની જૈન શાસ્ત્રકથાઓ જેવી કે सुलसाख्यान, वइरसामीचरिय તથા બીજી નાની કૃતિઓ પુષ્કળ છે; લોકવાર્તામાં ગણાવી શકીએ તેવી તો भव्यकुडुंबचरिय જેવી એક—એ જ છે. એ સર્વની હાથપ્રતો હું જૈન જ્ઞાનમન્દિર–વડોદરામાંથી જોઇ શક્યો હતો તે માટે પ્ર. કાન્તિવિજયજી મહારાજનો અત્યંત આભારી છું

એવા દેશોને માટે પણ આ વસ્તુ સાવ સાચી જેવી—જેમ કે 'કથાસરિત્સાગર'ની કોઇ વાર્તા સહેજ ફેરફાર સાથે 'એરેબિયન નાઇટ્સ'માં દેખાય છે

શામળે વાર્તાસાહિત્યને નવો જ ઝોક આપ્યો. તેના સર્વ પુરોગામીઓ તેની આગળ ઝાંખા અને શુષ્ક લાગે છે તે પણ ખરૂ, છતાં એ પુરોગામીઓની શામળ ઉપર ઓછી અસર નથી તે આગળ જણાશે.

આપણા પ્રાચીન લોકવાર્તાના સાહિત્યમાં વિક્રમ જેવા લોકોત્તર પુરુષનું પ્રાધાન્ય છે, પણ એ સિવાય બીજી પણ સામાજિક વાર્તાઓ મળે છે.

શામળભટ્ટ પહેલાંનું જે વાર્તાઓનું સાહિત્ય મળી આવે છે તે મોટે ભાગે જૈનોનું છે. આનો અર્થ કેટલાક 'અતિજૈનો' કરે છે તેમ 'ગૂજરાતી સાહિત્યના ઉત્પાદક જૈનો છે,' એમ નથી, પણ સાચવણીના અભાવે વૈદિકોનું ઘણું સાહિત્ય નાશ પામ્યુ એટલો જ છે. તેમ છતાં વૈદિકોએ રચેલી જે થોડીઘણી પ્રાચીન વાર્તાઓ મળી આવે છે, તે ઉપરથી જણાઇ આવે છે કે તેમની રચનાઓમાં ધર્મને ગૌણસ્થાન હતુ, જ્યારે જૈન સાધુઓએ રચેલી કથાઓ ભલે શૃંગારમય લાગે, પણ છેવટે તો કામને કેમ જીતવો એ વાતનુ જ એમાં પ્રાધાન્ય આવશે. 'તરંગવતી' વગેરે પ્રાકૃત જૈન કથાઓથી પણ એ વાત જણાય છે અને આ બાબત તરફ જોતાં તો આટલી મર્યાદા અને મીમાંસન્ધનોમાં રહીને જૈનોએ કરેલી સાહિત્યસેના તરફ માનબુદ્ધિ પેદા થાય છે.

વાર્તાનું સાહિત્ય ઘણુંખરું સમકાલીન સમાજની પરિસ્થિતિ ઉપરથી લખાયેલું હોવાથી તે વખતની સ્થિતિ, આચારવિચાર, રીતરિવાજ, વહેમો વગેરે જાણવાને પણ બહુ ઉપયોગી થાય છે.

ગુજરાતના લોકવાર્તાના સાહિત્ય વિષે વધારે જાણવાની ઇચ્છા હોય તેમણે 'મધ્યકાલીન સાહિત્યપ્રવાહ'માં ર. મંજુલાલ મજમુદાર-કૃત 'લોકવાર્તાનું સાહિત્ય' એ વિષય વાંચવો. અહીં પ્રાચીન ગુજરાતમાં પ્રચલિત વિવિધ લોકવાર્તાઓ વિષે જુદા જુદા કવિઓના કાવ્યો—તેમનો તુલનાત્મક અભ્યાસ કરવાના સાધનો છે—વગેરે વસ્તુ આ વિષયના રસિકને ઉપયોગી થઇ પડે તેટલા ખાતર આપું છું. એ માટે 'જૈનયુગ' માસિકમાં પ્રગટ થયેલ ર. મંજુલાલ મજમુદારના 'કામાવતીની વાર્તા,' 'વિદ્યાવિલાસિનીની વાર્તાનું મૂળ' વગેરે વિષયોનો યોગ્ય ઉપયોગ કર્યો છે એ વાતની સાભાર નોંધ લઉં છું.

વાર્તાઓના તુલનાત્મક અભ્યાસનો વિષય બહુ રસભર્યો હોઇ સામાન્ય માણસને પણ મઝા પડે તેવો છે, અને એક સમગ્ર રૂપમાં તો અહીં પહેલી વાર જ રજૂ થાય છે, એટલે તેનો યોગ્ય લાભ લેવાશે એવી આશા છે

મુખપાઠે રહેલા ચારણી સાહિત્યનો વિભાગ જ જુદો છે, એટલે આ સ્થળે એ વિષે કંઇ લખવું અપ્રસ્તુત છે. એક સાથે દસપંદર વાર્તા વિષે લખવાનું હોવાથી બનતો સંક્ષેપ કર્યો છે.

(૪)

૧. **સિંહાસનબત્રીશી:** कथासरित्सागरના शशाङ्कवतीलम्बकમાં ત્રિવિક્રમસેનની લાંબી કથા આવે છે. कथासरित्सागर ગ્રન્થ ગુણાઢ્યની અતિપ્રાચીન પૈશાચી बृहत्कथाનો અનુવાદ છે, એ વાત તો પ્રસિદ્ધ છે. વેતાળપચીશીની વાર્તા પણ ઉક્ત कथासरित्सागर-बृहत्कथामां આવે છે, તે ઉપરથી હિન્દી લોકવાર્તાઓના કાયમનું સ્થાન પામેલ 'પરદુઃખભંજન વિક્રમ' એ જ ત્રિવિક્રમ એમ લાગે છે. ગુણાઢ્ય ઈ. સ. ના પહેલા કે બીજા સૈકામાં થઇ ગયેલો મનાય છે એટલે 'લોકવાર્તાના નાયક ત્રિવિક્રમ'નો તેનો ઉલ્લેખ સૌથી પ્રાચીન છે.

પણ સિંહાસનબત્રીશીનાં પ્રાચીન મૂળ જાણી શકાતાં નથી. આશરે બારમા સૈકામાં ક્ષેમંકરે 'સિંહાસનબત્રીશી'ની ગદ્યપદ્યમય વાર્તાઓ મહારાષ્ટ્રી પ્રાકૃત ઉપરથી સંસ્કૃતમાં લખી. એ ઉપરથી ક્ષેમંકરની પૂર્વે પહેલાં સંસ્કૃત-પ્રાકૃતમાં આ વાર્તાઓ રચાઇ હોય, અને ક્ષેમંકરની અલંકારપ્રચુર કૃતિ આગળ ઝાંખી અને શુષ્ક લાગતાં કાળે કરીને ભુલાઇ ગઇ હોય–એમ અનુમાન થઇ શકે છે. એ પછી ડભોઇમાં રામચન્દ્રસૂરિએ સં. ૧૪૯૦માં विक्रमचरित्र રચ્યું છે.

ક્ષેમંકર અને રામચન્દ્રનાં વિક્રમચરિત્રમાં પૂતળીઓનાં નામ એકસરખાં નથી, કોઇ કોઇ સ્થળે વાર્તામાં પણ ફેર આવે છે. વિક્રમચરિત્ર સંબંધી નોંધપાત્ર સંસ્કૃત ગ્રન્થો પૈકી કાસહૃદગચ્છીય દેવમૂર્તિકૃત વિસ્તૃત 'विक्रमचरित्र' (વિક્રમનો પંદરમો સૈકો), તથા અજ્ઞાત જૈન કવિકૃત विक्रमकथा ખાસ ઉલ્લેખ માગે છે. विक्रमकथानी પાટણના સાગરના ઉપાશ્રયના ભંડારની મને મળેલી હાથપ્રત સં. ૧૫૩૨માં લખેલી હતી, એટલે એ પહેલાં ઉક્ત विक्रमकथा રચાઇ હશે. જીવાનન્દ વિદ્યાસાગરે પ્રકટ કરેલ द्वात्रिंशत्पुत्तलिका પણ આ સાથે સરખાવી શકાય.

ગૂજરાતી કાવ્યો પૈકી જૂનામાં જૂનું મલયચન્દ્ર નામે જૈન કવિએ સં. ૧૫૧૯માં રચેલી ચોપાઇ છે.[૬] તે ઘણે ભાગે विक्रमकथाને અનુસરે છે. કાવ્ય ખાસ રસ પડે એવું નથી, કારણ ૩૨ વાર્તાઓ અને પ્રાસ્તાવિક ભાગ એ બધું માત્ર ૩૮૫ કડીઓમાં સમાવ્યું છે, પણ સિંહાસનબત્રીશી વિષે જૂનામાં જૂના ગૂજરાતી કાવ્ય તરીકે તેની કિંમત ઓછી નથી. એ પછી સિદ્ધિસૂરિએ સં. ૧૬૧૬માં[૭]

૬. 'જૈન ગુર્જર કવિઓ'માં આ કાવ્યની નોંધ નથી. તેની હાથપ્રત પ્રાચ્યવિદ્યા મન્દિરમાં છે.

૭. જૈન ગુર્જર કવિઓ, ભાગ ૧, પૃ. ૨૦૫.

તથા હીરકલશે સં. ૧૬૩૬માં[૮] સિંહાસનબત્રીશી રચી છે. બ્રાહ્મણ કવિ મધુસૂદને પણ ૧૬૧૬ લગભગ ગદ્યપદ્યમાં સિંહાસનબત્રીશી રચી હતી એમ જણાય છે.[૯] સં. ૧૬૭૯માં જૈન કવિ સંઘવિજય આ ચવાઇ ગયેલા વિષય ઉપર ફરી હાથ અજમાવે છે.[૧૦] એ કૃતિ પણ કાવ્ય તરીકે તો નિષ્ફળ જ છે. કર્તાના નામ વગરની વિક્રમ કથાનો તે આબાદ અનુવાદ છે.

સૌથી છેલ્લા શામળભટ આવે છે. તેની સિંહાસનબત્રીશી આગળ પૂર્વેની કૃતિઓ ઠંડાઇ ગઇ લાગે છે. તેની કૃતિમાં સૌથી વધુ મૌલિકતા છે. 'ભાભાગમ' જેવી કોઇ વાર્તા સ્વતંત્ર છે, જ્યારે ઘણીખરી રામચન્દ્ર કે ક્ષેમંકરના રૂપાન્તર જેવી નથી. તેનો 'પંચદંડ' તો કોઇ યે સિંહાસનબત્રીશીમાં મળતો નથી. આ ઉપરથી એમ જણાય છે કે ચાલતી આવેલી પરંપરામાંથી બહાર આવી વિશાળ સંસ્કૃત સાહિત્યના સાગરમાંથી નવીન મોતી તેણે કાઢ્યા.

## (૫)

૨. **પંચદંડ:** કવિ શામળભટે પોતાની સિંહાસનબત્રીશીમાં પાંચમી પૂતળી હંસાના મુખે 'પંચદંડ'ની વાર્તા કહેવરાવી છે. હવે, પૂર્વેની કોઇ યે સિંહાસનબત્રીશીમાં 'પંચદંડ'ની વાર્તા આવતી નથી. ક્ષેમંકર કે રામચન્દ્રની પ્રાચીન કૃતિઓમાં એ વિષે કંઇ યે ઉલ્લેખ નથી. ભોજપ્રબન્ધ બનાલે તેમ એકબે જૈન કવિઓએ રચ્યો

૮. એજન, પૃ. ૨૩૫

૯. જુઓ 'વિમલપ્રબન્ધ'નો ઉપોદ્‌ઘાત, પૃ ૩૮.

૧૦. આ કાવ્યનો અર્ધ ઉપરાંત ભાગ મારા તરફથી 'સાહિત્ય'ના એપ્રિલ થી ડિસે. ૧૯૩૩ સુધીના અંકોમા છપાયા પછી શ્રી મટુભાઇ કાંટાવાળાનું અવસાન થતા તથા માસિક બંધ પડતા કાવ્યનું પ્રકાશન પણ અધૂરું જ રહ્યું છે

છે. સંસ્કૃત भोजप्रबन्धનું નામ શામળભટ્ટ લે છે; પણ અદ્યપર્યન્ત પ્રાપ્ત કોઈ भोजप्रबन्धમાં એ વિશે ઉલ્લેખ નથી.

કોઈ અજ્ઞાત જૈન લેખકરચિત पञ्चदण्डात्मकं विक्रमचरित्रम् પંડિત હીરાલાલે છપાવ્યું છે: તે શામળભટની વાર્તા સાથે બહુ મળતું આવે છે. સં. ૧૫૫૬માં અજ્ઞાત જૈન કવિએ રચેલ 'પંચદંડચતુષ્પદી' 'બુદ્ધિપ્રકાશ'ના ફેબ્રુઆરી ૧૯૩૨ના અંકમાં મેં છપાવી છે,ને પણ શામળભટની વાર્તા સાથે ખૂબ મળતી આવે છે. જો કે ઉક્ત સંસ્કૃત અને ગુજરાતી બન્ને કાવ્યના કર્તાઓએ જૈન ધર્મના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરતા કેટલાક પ્રકીર્ણ પ્રસંગો ઇત્યાદિ દાખલ કર્યું છે. જૈનેતર કવિ નરપતિએ સં. ૧૫૬૧માં 'પંચદંડાત્મક વિક્રમચરિત્ર' રચ્યું છે;[૧૧] તે પણ ઘણે ભાગે શામળભટને મળે છે. સત્તરમા શતકના આરંભમાં રાજધરનો પંચદંડ પણ જોવા જેવો છે.

અઢારમા સૈકાના આરંભમાં જૈન કવિ લબ્ધિરુચિએ 'પંચદંડની વાર્તા' દેશીબદ્ધ રચી, છે.[૧૨] તેની પ્રેસકોપી મેં શ્રી મંજુલાલ મજમુદાર પાસે જોઈ હતી. તે કૃતિ પણ શામળભટથી બહુ જુદી પડતી હોય એમ જણાતું નથી. સં. ૧૭૨૭માં જૈન કવિ લક્ષ્મીવલ્લભે પણ પંચદંડની વાર્તા રચી છે.[૧૩] ઉપરાંત પાટણમાં સંઘના ભંડારમાં पंचदण्डछत्र નામે નાની પોથી છે, તેમાં સાદી સંસ્કૃતમાં પંચદંડની વાર્તા વર્ણવેલી છે. ગૂ. વ. સોના સંગ્રહમાં સં. ૧૭૩૮માં લખેલી પ્રતમાં આ પ્રસંગ મારવાડી ભાષામાં છે, તે પ્રચલિત વાર્તાથી સહેજ જુદો પડે છે.

૧૧. આ કાવ્ય ફાર્બસ ગુજરાતી સભા તરફથી છપાયુ છે

૧૨ જૈન ગુર્જર કવિઓમા આ કાવ્યની નોંધ થઈ નથી.

૧૩ જુઓ જૈન ગુર્જર કવિઓ, ભાગ ૨, પૃ ૨૪૩.

આ બધા ઉપરથી એમ લાગે છે કે 'પંચદંડ'નો પ્રશ્ન બહુ ગૂંચવાડાભરેલો નથી. બધી પ્રસિદ્ધ રચનાઓનું વસ્તુ લગભગ એક જ છે. વર્ણન વગેરેના ભાવોની ઘણી વાર પરસ્પર આપલે થયેલી હોય છે, ને તો ઉપર્યુક્ત કાવ્યોના સૂક્ષ્મ અવલોકનના અંતે જ જણાઇ આવે.

પાટણમાં સંઘના ભંડારની એક સંસ્કૃત પ્રત નામે पञ्चदण्डप्रबन्ध પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીએ કઢાવી આપી હતી; તે 'પંચદંડ' વિષેનાં આ સર્વ કાવ્યોથી જુદી પડે છે. એ ફેર નીચે પ્રમાણે: 'ઉજ્જયિનીમા એક શાહુકારની પુત્રી વિષકન્યા હતી તેથી તેને કોઇ પરણતું નહોતું. એથી તે કન્યા ઝંપાપાત કરતી હતી, ત્યાં નગરચર્યા જોવા નીકળેલા વિક્રમે તેને જોઇ અને અટકાવી, આપઘાત નહિ કરવા કહ્યું. ત્યારે કન્યાએ તેને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું; પણ વિષકન્યા સાથે લગ્ન કરે તો વિક્રમ પોતે પણ મરી જાય, આથી તેણે બચાવનો કંઇક ઉપાય માગ્યો. ત્યારે વિષકન્યાએ તેને દેવદમની ઘાંચણ (વાંસફોડા)ને ત્યાં મોકલ્યો.' પછીની વાર્તા બધી શામળને મળતી જ છે, ફેર માત્ર એટલો જ કે છેવટે, *વિદ્યાબલાત્ કારથી વિક્રમ વિષ-કન્યાનું* વિષ સહી શકે છે.

ઉપર બતાવેલી વાર્તાઓમાં કેટલેક અંશે દંડના નામો પરસ્પર જુદાં પડે છે, તેની પાછળ પણ એક રસિક ઇતિહાસ છુપાયો છે.

શામળે 'રામચન્દ્રસૂરિનું विक्रमचरित्र, અને અજ્ઞાત કવિકૃત पञ्चदण्डात्मक विक्रमचरित्र એ બન્ને જોયાં હશે, એમ એક સુભાષિતના તેણે કરેલા અવતરણ ઉપરથી લાગે છે.

**શામળ:** જુવાની પાસે રિદ્ધડી, માકડ કોટે હાર,
ગેહેલી માથે બેડલૂ છાજે કેતી વાર? ૪

અજ્ઞાતકવિ  જુઆરી ઘર રિદ્ધી મન્દ કે હાર
ગહિણી માથે મેહ્નૂ ગાજે ની વાર ?
રામચન્દ્ર  જુઆરી ઘરિ રિદ્ધી માન્દ ગોરડ હાર
ગહિણી માથઈ બહે લૂ છાસ ની વાર ?

(૬)

૩ **નંદબત્રીશી**. નંદબત્રીશીની વાર્તાનું મૂળ મળી શક્યું નથી એ વાર્તાનું કોઇ સંસ્કૃત પુસ્તક હજી સુધી જોવામાં આવ્યું નથી ૧૩ અ પણ એ વિષયના પ્રકીર્ણ શ્લોકો द्वारे तिष्ठति भूपालो द्वारपालो न मुञ्चति । दीन वदति कामार्थ हारित रत्नकुण्डलम् ॥ વગેરે છૂટાં પાનાંઓ ઉપર ઘણા મળ્યા છે અને તેમાંના કેટલાકની પ્રાચીનતા તો લિપિ ઉપરથી ચૌદમા શતક પર્યન્ત લઇ જવી પડે

ગૂજરાતીમાં એ વિષય ઉપર સૌથી જૂનું લખાણ જૈન કવિ ન્યાયશીલનું છે તેની 'નંદબત્રીશી' સં ૧૫૦૦માં રચાયેલી છે આ કાવ્યની ૮ પાનાની હાથપ્રત પાટણમાં હાલાભાઇના ભંડારમાં છે તે પછી ઉક્ત કાવ્ય સં ૧૫૪૫માં જૈનેતર નરપતિએ રચ્યું ૧૪ તેની નંદબત્રીશી ટૂંકી અને નીરસ પણ છે પણ તેમાંનો કેટલોક ભાગ શામળ સાથે હૂબહૂ મળતો આવે છે સં ૧૫૬૦માં સંઘકુલની નંદબત્રીશી રચાઇ છે ૧૫ તે ઘણે ભાગે નરપતિને મળતી જ આવે છે કવિતા ઘણે દરજ્જે નરપતિથી ચડે

ગૂજરાતી સાહિત્યમાં લોકપ્રિય વિષયો હો. કે બે મૈકા સુધી અસ્પૃશ્ય રહ્યા હોય એવું ભાગ્યે જ બન્યું હશે. સિંહાસનબત્રીશી કે

૧૩ અ કોઇ અજ્ઞાત લેખકે સંસ્કૃતમાં રચેલ નંદચરિત્ર ની હસ્તલિખિત પ્રતિ થોડાક સમય ઉપર મને મળી છે તા ૧૧-૬-૪૫

૧૪ પંચદંડ રચનાર નરપતિ અને આ નરપતિ એક જ વ્યક્તિ છે તેનું નંદબત્રીશી કાવ્ય બુ પ્ર સપ્ટેમ્બર ૧૯૩૨ના અંકમાં મે છપાવ્યું હતું

૧૫ ઈ સ ૧૯૧૬માં આ કાવ્ય બુદ્ધિપ્રકાશ ૧૨ મા છપાયું હતું

પંચદંડનાં અર્ધી કે પા સદીએ મળતાં કાવ્યો એ વાતના ઉદાહરણ-રૂપ છે. સં. ૧૫૫૦ની સંઘકુલની નંદબત્રીશી પછી ઠેઠ સં. ૧૭૩૧માં નિત્યસૌભાગ્યે એ વિષય ઉપર એક નાનું કાવ્ય રચ્યું છે તે ઉપરથી એમ લાગે છે કે આ વાર્તા વિક્રમની વાર્તાઓ જેટલી લોકપ્રિય તો નહોતી જ; નહિ તો આધુનિક સમયમાં જેમ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવામાં આવે છે તેવું એ સમયે પણ બન્યા વગર ન જ રહે.

સં. ૧૭૮૨માં નકલ કરેલ, કોઇ જૈન કવિએ રચેલ 'નંદબત્રીશી' ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમા છે. આ વિષય ઉપર છેલ્લું કાવ્ય રચનાર શામળભટ ઉપા, નળ, અભિમન્યુ જેવા વિષય ઉપર પ્રેમાનંદે પોતાની પ્રાસાદિક કલમ ચલાવી તે પછી ગૂજરાતમાં એ કાવ્યોની 'નવીન આવૃત્તિ'ની માગણી બહુ જ ઓછી—નહિ જેવી—થતી હશે, એમ પછીનું સાહિત્ય જોતાં લાગે છે, તેવું જ વાર્તાઓ માટે શામળભટના સંબંધમાં બન્યું.

ઉપર જણાવેલાં સર્વ કાવ્યો નાનાં છે, તેથી જો એ બધાં સારી રીતે સંશોધીને એક જ પુસ્તક છાપવામાં આવે, તો એ સર્વના તુલનાત્મક અભ્યાસ માટે બહુ સગવડ થાય.

વધુ વિસ્તાર નહિ, પણ શામળ અને નરપતિ વચ્ચે કેટલું 'બધું' સામ્ય છે તે જોવા ખાતર બન્નેની થોડીક કડીઓ આપણે જોઇ જઇએ.

**નરપતિ:** કામાતુર નર કહીઇ અંધ, જનમાંધ કહીઇ જાત્યંધ,
મદપૂરિત નર કહીઇં અંધ, અરથી નર સદાઇ અંધ.
એ ચ્યારે કહીઇ આંધળા, પુણ્યરહિત, પાપે પાંગળા,
પર્મતણુ તુ કરિ વિચાર, પાપતણો નવ કરિ આચાર.

**શામળ:** જોબનમદ પહેલો આંધળો, બીજો મદ કામે આંધળો,
ત્રીજો અંધ ધનમદ જેહને, ચોથો મદ જેની દેહને
પંચમ અંધ જે દ્રવ્ય આદરે, છઠ્ઠો અંધ જે માપે ભરે,
સાતમો અંધ દમાલો જેહ, આઠમો અંધ વ્યસનીની દેહ
એટલા અંધ વિચાર ના કરે, ના કહીયે તો નિશ્ચે મરે.

**નરપતિ** તૃષાક્રાન્ત મયગલ આવિઉ, સરોવરપાલિ પુહતુ ધયુ,
સીહ તણો પગ દીઠો જિસ્યે તરસ્યો હસ્તી નાઠો તિસ્યે.
કેસરી કેશ, ફણિંદમણિ, શરણાગત સોહાઇ,
સતી પયોહર, કૃપણ ધન એ લીજઇ મૂયાહ

**શામળ** હંસ ગયો સરોવર વિષે દીઠું અમૃત વાર,
પિધા વિણ પાછો વળ્યો પર પાસા પોબાર
સિંહ મૂછ, ભોરિંગમણિ, રૂપી ધન, સતી નાર,
જીવતા પરવર જાય નહીં, પર પાસા પોબાર [16]

પદ્મિનીની સતીત્વપરીક્ષા માટે શામળે જે પાસાની રમતનો પ્રસંગ ગોઠવ્યો છે તે બીજે ક્યાંય જણાતો નથી મને લાગે છે, તે એનો પોતાનો મૌલિક છે એ પ્રસંગ વડે શામળના કાવ્યની મધુરતા અજબ વધે છે

(૭)

૪. **હંસાવલી:** ખંભાતના કવિ શિવદાસે સં ૧૬૭૩મા રચેલ હંસાવલીની વાર્તા પ્રસિદ્ધ છે. તેમા નાયિકા હંસાવલી, જે નક્ષત્રયોગે પુરુષદ્વેષિણી બની હતી,[17] તે છેવટે પૈઠણના શાલિવાહનના પુત્ર નરવાહન સાથે કેવી રીતે લગ્ન કરે છે તે વાત છે

---

૧૬ વિશેષ અવતરણો માટે નરપતિકૃત નંદબત્રીશીને અંતે મેં જોડેલુ પરિશિષ્ટ જોવુ

૧૭ પુરુષદ્વેષિણી નાયિકાની વાત આપણા સાહિત્યમા સ્થળે સ્થળે મળે છે સં. ૧૫૬૫મા રચાયેલ ઉદયભાણકૃત 'વિક્રમરાસ'ની નાયિકા લીલાવતી પુરુષદ્વેષિણી હોઇ કોઇને પરણતી નહોતી

વીરજીકૃત 'કામાવતી'માની કામાવતી પણ આ પ્રકારની સ્ત્રી છે

શામળભટ્ટની વેતાલપચીશીની નવમી વાર્તાની જયવંતી પણ પુરુષદ્વેષિણી હતી તેનુ શામળભટ્ટે કરેલુ વર્ણન સૌથી ચઢી જાય એવુ છે 'ઉદ્યમકર્મ-સંવાદ'મા કર્મવાદીના બીજા સિદ્ધાન્તમાના દૃષ્ટાન્તમાની પદ્મિની પણ આવી જ છે

'પ્રેમાવતી'ની વાર્તામાની પ્રેમાવતી પણ પુરુષદ્વેષિણી છે

'સ ૧૪૧૧મા જૈન કવિ વિનયભદ્રે હસનતસ થાનોપાઇ રચી છે ૧૮ આસાનતકૃત હસનતસ થાની હાથપ્રત સ ૧૫૧૩ની મળેની છે એટલે મ ર અરસ્ર એ પરેનાનુ હોવુ જોઇએ ૧૯

ઉપર્યુક્ત બે । ચેમાથી એકેની હાથપ્રત ુ વાચી શકયો નથી એટલે જૈન વિઓ અને શિનદાસ વચ્ચે ક્યા યા સામ્ય કે ફેરફાર છે તે ુ જાણી શક્યો નથી. પણ શિવદાસના ન યમા કેટલે સ્થલે જૈનધમની અસર દેખાય છે તે વિનયભદ્ર અને આસાનત જેવા પુરોગામીઓને લીધે હશે એમ લાગે છે

## (૮)

૫ **કામાવતી:** નામાવતીની વાર્તા પણ આપણી જૂની સામા જિક વાર્તાઓ પૈકીની એક છે વીરજીએ સ ૧૭૨૫મા રચેલ ામાવતીની વાર્તા વિશેષ પ્રસિદ્ધ છે વીરજીને ફારસી-અરબી સાહિત્યમાની 'અલ્ફલૈલ્ય'ની વાતાઓને પણ ટક્કર મારે એવી રચનાઓ ાનુ પ્રેમાનદે સોપ્યુ હતું એમ જે માનનામા આવે છે ત મતને તો ઊલટો આ વડે ધક્કો પહોંચે છે, કારણ નામા વતીની વાર્તા વીરજી પહેલા ખભાતના વિ શિવદાસે રચેલી મળી આવે છે ૨૦

---

શામળભટકૃત સિંહાસનબત્રીશીની ચાથી વાત ગાની અમોલારાણી પણ આવી જ સ્ત્રી છે

આ સવ મા એક ખૂબી છે જ કે છેવટમા બધ ચે પુરુષ સાથે સધિ થવાની વાત આવે છે

૧૮ જુઓ જૈન ગુજર કવિઓ ભાગ ૧ પૃ ૪૬

૧૯ હાથપ્રત પ્ર ન્તિવિજયજી મહારાજ પાસે છે

૨૦ હાથપ્રત ફાબ સ ગુજરાતી સભામા છે અદ્યતન સશોધનો અનુસાર વીરજીના બ્નોનુ જૂ ત્વ પાપ્ ર શ ગમ્પદ લખવામા આવે છે એ વસ્તુ ખાસ નોધવી જોઇએ તા '૧૧-૯ ૪૫.

' આ વાર્તાનું મૂળ પદ્મપુરાણ અને દશકુમારચરિતમાં છે વીરજીએ પોતાની વાર્તાના સાત કડવામાં પદ્મપુરાણની કથાના સાત અધ્યાય અને બાકીના ૧૫ કડવામાં દશકુમારચરિતની આખ્યાયિકામાંથી સંબંધ જોડ્યા છે પછી એ કથાનકની આડકથા પણ જોડી છે ' શિવદાસકૃત ' કામાવતી ' તથા વીરજીકૃત ' કામાવતી 'માં કદાચ સામ્ય હશે એમ તેના નામ ઉપરથી લાગે છે પણ વીરજીને કંઇક સૂચક શિવદાસકૃત ' હંસાવતી 'માંથી પણ મળ્યું હોવું જોઈએ અથવા તો તે સમયે સમાજમાં પ્રસિદ્ધ કોઈ બીજી જ લોકકથામાંથી જોઈતું વસ્તુ તેણે લીધું હોય તે એ કે કામાવતીમાં પણ હંસાવતીની જેમ ત્રણ અવતારની વાત છે, જેના પહેલા અવતારે તેનું નામ હંસાવતી, બીજા અવતારે ' પંખિણી ' પોપટી તથા ત્રીજા અવતારે કામાવતી છે જન્માન્તરથી તે પુરુષદ્વેષિણી છે એ વાત પણ સૂચક છે

બીજી એ વાત જાણવા જેવી છે કે શામળભટકૃત ' મદન મોહના 'માંની મોહના જેવી રીતે પોતાના પતિને બન્ને સ્ત્રીઓ પરણી લાવે છે તેવું જ કામ વીરજીની વાર્તાની કામાવતી પણ કરે છે મોહના પુરુષવેશમાં રાજા તરીકેની આણ ચલાવે છે અને પોતાના વલ્લભને ગોધે છે, પણ તે જડતો નથી ત્યારે મોહનાનું પૂતળું બનાવરાવીને મૂકે છે ત્યાં મદન આવી ચડે છે, પૂતળું જોઈને ખેદ જાહેર કરે છે અને આખરે બન્નેની પરસ્પર ઓળખાણ થાય છે મદનમોહનાનો આ પ્રસંગ વીરજીની કામાવતી સાથે ખૂબ મળતો આવે છે

કામાવતીમાં હંગનામક સમસ્યાઓ આપી છે સત્તરના સૈકામાં એના આરંભમાં રચાયેલ વીરસિંહકૃત ઉષાહરણમાંની ઉષા–અનિરુદ્ધની વિનોદાત્મક સમસ્યાઓથી માંડીને શામળભટ્ટની મદનમોહના સુધીની સમસ્યાઓ સાથે તે સરખાવવા જેવી છે

(૯)

૬. **હંસાવતી:** સં. ૧૬૦૬માં મધુસૂદને વિક્રમચરિત્ર–હંસાવતીની વાર્તા રચી છે. હમણાં સુધી હું શિવદાસકૃત હંસાવલી અને મધુસૂદનકૃત હંસાવતીનું વસ્તુ એક જ સમજતો હતો, પણ શ્રી શંકરપ્રસાદ રાવલ જેઓ આ વાર્તા હાલ સંપાદિત કરે છે તેમણે સાર લખી મોકલ્યો ત્યાર પછી જ મારો ભ્રમ ભાગ્યો. આ વાર્તામાં વિક્રમના પુત્ર વિક્રમચરિત્રનાં ખંભાતના રાજાની પદ્મિની પુત્રી હંસાવલી સાથેના લગ્નની વાર્તા આવે છે. તેની અને શિવદાસની હંસાવલી વચ્ચે સામ્ય માત્ર એટલું જ છે કે કાશીમા જઈને કરવત મુકાવવાની વાત બન્નેમાં આવે છે.

સં. ૧૪૯૯માં જૈન કવિ સાધુકીર્તિએ 'વિક્રમચરિત્રકુમાર રાસ' રચ્યો છે[૨૧] તેની અને હંસાવતીની વચ્ચે સામ્ય છે, સંભવ છે કે મધુસૂદનના જોવામાં આના જેવી જ કોઈ કથા આવી હોય.

(૧૦)

૭. **વેતાલપચીશી:** શામળભટ્ટ કૃત વેતાલપચીશી અપર નામ મડાપચીશીથી કોઈ અજાણ્યુ નથી. વિક્રમ કે ત્રિવિક્રમનાં અજબ સાહસો તેમાં વર્ણવેલાં હોઈ તે બહુ લોકપ્રિય થયેલ છે.

વેતાલપચીશીનું મૂળ આપણને कथासरित्सागरના शशाङ्कवती लम्बकमां મળે છે તેમાં પચીશ વાર્તાઓ વિસ્તારપૂર્વક આપેલી છે. कथासरित्सागरનું મૂળ પહેલા કે બીજા સૈકામા રચાયેલ बृहत्कथा સુધી લઈ જવામાં આવે તો આ વાર્તાઓ બહુ જ પ્રાચીન ગણાય. ઘણું કરીને कथासरित्सागर ઉપરથી કંઈ ફેરફાર સાથે હિન્દી, ગુજરાતી, બંગાળી, મરાઠી તથા સંસ્કૃત સુદ્ધાંમાં આ કૃતિ બનેલી છે. પંડિત જીવાનન્દ વિદ્યાસાગરપ્રકાશિત જંભલદત્તપ્રોક્ત वैतालपञ्चविंशति પણ આ સાથે સરખાવી શકાય.

૨૧. હાથપ્રત રા. રામલાલ મોદી પાસે મેં જોઈ હતી.

"આ વાર્તાનું મૂળ पद्मपुराण અને दशकुमारचरित માં છે. વીરજીએ પોતાની વાર્તાના સાત કડવામાં पद्मपुराण ની કથાના સાત અધ્યાય અને બાકીના ૧૫ કડવામાં दशकुमारचरित ની આખ્યાયિકામાંથી સંબંધ જોડ્યા છે, પછી એક અજગરની આખ્યા પણ જોડી છે.' શિવદાસકૃત 'કામાવતી' તથા વીરજીકૃત 'કામાવતી'માં કથાય સામ્ય હશે એમ તેના નામ ઉપરથી લાગે છે પણ વીરજીને કંઈક સૂચન શિવદાસકૃત 'હંસાવતી'માંથી પણ મળ્યું હોવું જોઈએ અથવા તો તે સમયે સમાજમાં પ્રસિદ્ધ કોઈ ભળતી જ લોકકથામાંથી જોઈતું વસ્તુ તેણે લીધું હોય. તે એ કે કામાવતીમાં પણ હંસાવતીની જેમ ત્રણ અવતારની વાત છે, જેમાં પહેલા અવતારે તેનું નામ હંસાવતી, બીજા અવતારે 'પંખિણી' પોપટી તથા ત્રીજા અવતારે કામાવતી છે. જન્માન્તરથી તે પુરુષદ્વેષિણી છે એ વાત પણ સૂચક છે.

બીજી એ વાત જાણવા જેવી છે કે શામળભટકૃત 'મદન મોહના'માંની મોહના જેવી રીતે પોતાના પતિને બન્ને સ્ત્રીઓ પરણી લાવે છે તેવું જ કામ વીરજીની વાર્તાની કામાવતી પણ કરે છે. મોહના પુરુષવેશમાં રાજા તરીકેની આણ વર્તાવે છે અને પોતાના વલ્લભને શોધે છે, પણ તે જડતો નથી ત્યારે મોહનાનું પૂતળું બનાવરાવીને મૂકે છે ત્યાં મદન આવી ચડે છે. પૂતળું જોઈને ખેદ જાહેર કરે છે અને આખરે બન્નેની પરસ્પર ઓળખાણ થાય છે. મદનમોહનાનો આ પ્રસંગ વીરજીની કામાવતી સાથે ખૂબ મળતો આવે છે.

કામાવતીમાં ઢગલાબંધ સમસ્યાઓ આપી છે. સંવતના સોળમા સૈકાના આરંભમાં રચાયેલ વીરસિંહકૃત ઉષાહરણમાંની ઉષા અનિરુદ્ધની વિનોદાત્મક સમસ્યાઓથી માંડીને શામળભટની મદનમોહના સુધીની સમસ્યાઓ સાથે તે સરખાવવા જેવી છે.

## ( ૯ )

૬. હંસાવતી : સં. ૧૬૦૬માં મધુસૂદને વિક્રમચરિત્ર–હંસાવતીની વાર્તા રચી છે. હમણાં સુધી હું શિવદાસકૃત હંસાવલી અને મધુસૂદનકૃત હંસાવતીનું વસ્તુ એક જ સમજતો હતો, પણ શ્રી શંકરપ્રસાદ રાવલ જેઓ આ વાર્તા હાલ સંપાદિત કરે છે તેમણે સાર લખી મોકલ્યો ત્યાર પછી જ મારો ભ્રમ ભાગ્યો. આ વાર્તામા વિક્રમના પુત્ર વિક્રમચરિત્રનાં ખંભાતના ગજતની પદ્મિની પુત્રી હંસાવલી સાથેના લગ્નની વાર્તા આવે છે. તેની અને શિવદાસની હંસાવલી વચ્ચે સામ્ય માત્ર એટલુ જ છે કે કાશીમા જઇને કરવત મુકાવવાની વાત બન્નેમાં આવે છે.

સં. ૧૪૯૯માં જૈન કવિ સાધુકીર્તિએ 'વિક્રમચરિત્રકુમાર રાસ' રચ્યો છે[૨૧] તેની અને હંસાવતીની વચ્ચે સામ્ય છે, સંભવ છે કે મધુસૂદનના જોવામા આના જેવી જ કોઇ કથા આવી હોય.

## ( ૧૦ )

૭. વેતાલપચીશી: શામળભટ્ટ કૃત વેતાલપચીશી અપર નામ મડાપચીશીથી કોઇ અજાણ્યુ નથી. વિક્રમ કે ત્રિવિક્રમનાં અજબ સાહસો તેમાં વર્ણવેલાં હોઇ તે બહુ લોકપ્રિય થયેલ છે.

વેતાલપચીશીનું મૂળ આપણને कथासरित्सागरના शशाङ्कवती लवकमां મળે છે તેમાં પચીશ વાર્તાઓ વિસ્તારપૂર્વક આપેલી છે. कथासरित्सागरનું મૂળ પહેલા કે બીજા સૈકામા રચાયેલ बृहत्कथा સુધી લઇ જવામા આવે તો આ વાર્તાઓ બહુ જ પ્રાચીન ગણાય. ઘણું કરીને कथासरित्सागर ઉપરથી કઇ ફેરફાર સાથે હિન્દી, ગૂજરાતી, બંગાળી, મરાઠી તથા સંસ્કૃત સુદ્ધામા આ કૃતિ બનેલી છે. પંડિત જીવાનન્દ વિદ્યાસાગરપ્રકાશિત જમ્ભલદત્તપ્રોક્ત वैतालपञ्चविंशति પણ આ સાથે સરખાવી શકાય.

---

૨૧. હાથપ્રત રા. રામલાલ મોદી પાસે મેં જોઇ હતી.

હવે ગુજરાતી રૂપાન્તરો વિશે. સૌથી જૂની કૃતિ ઘણુ કરીને દેવશીલ (સં. ૧૬૧૯)ની છે.[22] તે પછી વેતાલપચીશીની એક ગદ્યકૃતિ ઘણુ કરીને સોળમા સૈકામાં જ રચાયેલી મળે છે.[23] આ બેની વાર્તાઓની ઘટનામાં ઝાઝો ફેર નથી એ જ મૂળને તે અનુસરે છે.[24] આ કૃતિઓમાં જે બીજી વાર્તા બ્રાહ્મણ કન્યા મન્દારવતીની છે તેની સાથે શામળકૃત સિંહાસનબત્રીશીમાંની અબોલારાણીની આડકથા અત્યન્ત સામ્ય ધરાવે છે. મન્દારવતીને ત્રણ વર પરણવા આવે છે, પણ કન્યા મરી જતાં ત્રણેમાંથી એકે પરણી શકતો નથી. દૈવયોગે મન્ત્રપ્રયોગ મારફત મન્દારવતી સજીવન થતાં તેને પરણવા ત્રણેનો કજિયો જામે છે. વેતાલ વિક્રમરાજાને સાચો વર કોણ એમ પૂછે છે અને ઊડી જાય છે. શામળની કૃતિમાં વિક્રમરાજા અબોલા રાણીના હાર ઉપર બેસાડેલ વેતાલને આ પ્રશ્ન પૂછે છે, અબોલા રાણીને મૌનવ્રત તોડવું પડે છે વગેરે.

સમયના અભાવે બીજી વાર્તાઓ સંબંધી આવું અવલોકન થઈ શક્યું નથી. પણ એક વાર્તાનો અંશ બીજીમાં કેવી રીતે પ્રવેશે છે તેના માટે આ એક જ ઉદાહરણ બસ છે.

ઉપરાંત સં. ૧૬૪૬માં હીરકલશશિષ્ય હેમાણંદે પણ વેતાલ

---

૨૨ પ્રકટકર્તા શ્રી જગજીવન દયાળજી મોદી.

૨૩ પ્રકટકર્તા શ્રી જગજીવન દયાળજી મોદી.

૨૪ સિંહાસનબત્રીશીમાં પણ આ વસ્તુ જ આપણને દેખાય છે. પૂર્વના જૈન કવિઓ ચાલતી આવેલી પરંપરામાંથી ઘણે ભાગે બહાર જ નીકળ્યા નથી. જેથી એક જ વિષયના બે કાવ્યના સોપાનો વાંચતાં સહેજ કંટાળો આવે છે. જ્યારે શામળે લોકોની રસવૃત્તિનો વિચાર કરી પોતાની વાર્તાઓમાં જે નવીન લાગતાં તત્ત્વો દાખલ કર્યાં છે તેથી વિષય એક સમગ્ર વસ્તુ તરીકે પુરોગામીઓએ ચાવી નાખેલા હોવા છતાં હૃદયંગમ થઈ પડે છે. સાહિત્યમાં તે ચિરંજીવ રહ્યો આ જ વિશિષ્ટતા વડે.

પચીશી રચી છે[25] પણ એની હાથપ્રત મેં જોયેલ નહિ હોવાથી એમાંની વાર્તાઓ વિષે કંઇ પણ મત આપવો દુરસ્ત નથી

હવે શામળની કૃતિ તેણે મડાપચીશી સિંહાસનબત્રીશીની જ એક વાર્તા તરીકે રચી છે ખરી રીતે તો જુદી વાર્તા તરીકે જ તેનું વધારે ઔચિત્ય હતું શામળની વાર્તાઓમાં અને પૂર્વની પરંપરામાં ઘણો ફેર છે જેવી રીતે ઉક્ત જૈન મુનિની વેતાલપચીશીની બીજી વાર્તાનું વસ્તુ શામળની સિંહાસનબત્રીશીની ચોથી વાર્તામાં આવી ગયું, તેમ શામળની મડાપચીશીની નવમી વાર્તા જયવંતીની વસ્તુગૂંથણીનો કેટલોક ભાગ પૂર્વની વાર્તાઓ જેવી કે, કામાવતી, હંસાવતી, વિક્રમ લીલાવતી વગેરેમાં દેખાય છે[26] શામળે ગુરુ શિષ્યની ખેંચાણકારક કથા વડે પ્રસ્તાવના લખી હોવાથી તેની વાર્તા વિશેષ રસિક બને છે, સંભવ છે કે આ આખ્યાયિકાનું મૂળ પણ કોઇ જૂની વાર્તામાં મળી આવે એકંદરે, શામળ સૌથી જુદો પડે છે

આવી રીતે વેતાલપચીશી સબંધી જુદી જુદી કૃતિઓમાંથી વાર્તાઓ ભેગી કરવામાં આવે તો પચીસ તો શું પણ પચાસ સુધી તેની સંખ્યા જવા સંભવ છે

## (૧૧)

૮ **વિક્રમ-લીલાવતી:** માનવદેશપતિ ગર્દભસેનનો પુત્ર વિક્રમ, ચંપાનગરીના રાજા ચંપકસેનની પુત્રી લીલાવતી સાથે સ્વપ્નામાં પરણ્યો લીલાવતી પુરૂષદ્વેષિણી હતી,[27] તેના મનનું સમાધાન કરીને વિક્રમે તેની સાથે કેવી રીતે લગ્ન કર્યું એ વાત જૈન મુનિ ઉદયભાનુ સં ૧૫૬૫માં રચેલા વિક્રમરાસમાં કરે છે[28]

૨૫ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ પૃ ૨૮૮

૨૬ જુઓ પુરૂષદ્વેષિણી નાયિકાનું ટિપ્પણ

૨૭ જુઓ એજન

૨૮ હાથપ્રત સાગરના ઉપાશ્રયનો ભંડાર પાટણ

પુરુષદ્વેષિણી સ્ત્રીની વાર્તા આપણી પ્રાચીન કથાઓમાં બહુ પ્રસિદ્ધ હતી એમ આ જ લેખમાં અગાઉ કરેલા ઉલ્લેખો ઉપરથી જણાશે

ભૂષણભટ્ટસૂનુકૃત પ્રાકૃત લીલાવઈકહા જેસલમેરના ભંડારમાં છે તેમાં પૈઠણનો નરપતિ સાતવાહન સિંહલદ્વીપના રાજાની કન્યા લીલાવતી સાથે પરણ્યો તેની વાત છે સંભવ છે કે લીલાવતીની વાર્તામાંના સાતવાહનના પુત્ર નરવાહનની પરંપરાનું મૂળ આમાં સંકળાયેલું હોય વિક્રમલીલાવતીનું વસ્તુ કદાચ આથી ઉક્ત લીલાવઇ કહાને મળતું હશે એમ લાગે છે

આ વિભાગમાં ઉદયભાણની રચના સૌથી જૂની છે તેના સમકાલીન બીજા વાર્તાકાર કવિઓથી તે એક દમ જુદો પડી આવે છે તેની શૈલી રસિક અને પ્રાસાદિક છે શામળભટ્ટના ને તેના વર્ણનો ઘણી રીતે મળતા આવે છે

જૈન મુનિ અભયસોમે સં ૧૭૨૪માં વિક્રમલીલાવતી-કથા રચેલી છે,[29] તથા પરમસાગરની એ જ વિષય ઉપર સં ૧૭૨૯ લગભગ રચાયેલી કૃતિ પણ પ્રસિદ્ધ છે[30]

આ સર્વની પદ્ધતિસર સરખામણી કરવામાં આવે તો ઘણું જાણવાનું મળે

## ( ૧૨ )

૯ **માધવાનલ :** માધવાનલ-કામકુંડલાની શૃંગારરસપ્રચુર કથા આપણા જૂના સાહિત્યમાં પ્રસિદ્ધ છે માધવાનલચરિત્રની સંસ્કૃત ગદ્યપદ્ય કૃતિ બહુ પ્રચાર પામેલી છે, અને તેની સંખ્યાબંધ હાથપ્રતો મળી આવે છે રચનારના નામ વગરની એક બે જૈનકૃતિઓ પણ જોવામાં આવે છે

---

૨૯ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ ૧૪૪

૩૦ હાથપ્રત પ્ર કાન્તિવિજયજી જૈનશાસ્ત્રસંગ્રહ વડોદરા

ગુજરાતીમાં સૌથી જૂની રચના આગોદના કાયસ્થ કવિ ગણપતિએ સં. ૧૫૭૩માં કરી.[૩૧] આ કાવ્ય તેની પછીનાં એ વિષયનાં સર્વ કાવ્યોથી મોટું છે–લગભગ ૨૫૦૦ દૂહાનું. કાવ્યત્વની દૃષ્ટિએ પણ પછીની સર્વ રચનાઓ કરતાં તે શ્રેષ્ઠ છે.

સં. ૧૬૧૬માં કુશલલાભે 'માધવકામકુંડલારાસ' રચ્યો છે. તેની પણ પુષ્કળ પ્રતો મળી આવે છે. જૈન કવિએ પોતાના નિયમ મુજબ કૃતિને માત્ર શૃંગારપ્રધાન ન બનાવી દેતાં પાછળથી શીલમહિમામાં ઘટાવી છે. એમાંની સમસ્યાઓ પાછળની સમસ્યાઓ સાથે સરખાવવા જેવી છે.

કોઈ અજ્ઞાત વૈદિક કવિએ રચેલ માધવાનલની વાર્તા સં. ૧૭૨૭માં નકલ કરેલી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાં છે તે પણ આ સાથે સરખાવવા જેવી છે.[૩૧–અ]

શ્રી છગનલાલ વિદ્યારામ રાવલને "માધવચરિત્ર" નામે આ જ વિષયનું એક રસમયું કાવ્ય મળેલું છે.[૩૨]

આ વિષય ઉપરની સૌથી છેલ્લી કૃતિ શામળભટની. પણ ગણપતિ કરતાં તો એ ન જ ચડે.

માધવાનલની વાર્તા એક જ પરંપરા પ્રમાણે ચાલી આવી જણાય છે. ઉપર જણાવેલી સર્વ રચનાઓ ઘણે ભાગે પરસ્પર સંગત છે.

---

૩૧. શ્રી મંજુલાલ મજમુદારે સંપાદિત કરેલું આ કાવ્ય ગાયકવાડ પ્રાચ્યમાળામાં છપાયું છે.

૩૧–અ. આ વાર્તાનું સંપાદન મેં કર્યું છે અને તે ગૂ. વ. સો. તરફથી બહાર પડનાર 'સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય'માં પ્રસિદ્ધ થશે. તા. ૧૨–૬–'૪૫.

૩૨. આ કાવ્ય ગણપતિના કાવ્યના પરિશિષ્ટ તરીકે છપાયું છે.

તે સમયના વિદગ્ધ વર્ગમાં માધવાનલની કથા બહુ લોકપ્રિય હશે એમ લાગે છે. કારણ સં. ૧૭૦૬માં રચાયેલ 'રૂપસુન્દરકથા' નામે શૃંગારિક વાર્તાના મંગલાચરણમાં જ માધવ–કામકુંડલાનો માનભેર ઉલ્લેખ છે.

**સ્વાગતા**

માધવાનલ વિષે રક્ત કામા,
ધન્ય તે ચતુર સુન્દર રામા,
જન્દુઃખ બહિદાહતણું પામ્યા,
જીવતાં તે વલી ફરી સુખ પામ્યા.

(૧૩)

**૧૦. ચંદનમલયાગિરિ :** ચન્દનમલયાગિરિ પણ આપણી જૂની શુદ્ધ સામાજિક વાર્તાઓમાંની એક છે. અદ્યપર્યન્ત તે વિષયનાં જેટલાં કાવ્યો જાણ્યાં છે તે સર્વ જૈનોનાં જ છે. એ વાર્તા પણ એમણે શીલમહિમારૂપે ઘટાવી છે.

મારવાડી–રાજસ્થાનીમાં આ વાર્તા ખૂબ પ્રસિદ્ધ છે; ગૂજરાતીમાં સૌથી જૂની કૃતિ તો સં. ૧૬૭૫માં રચાયેલ ભદ્રસેનની હાલ તો મળી આવે છે. એ પહેલાં પણ ગૂજરાતી સાહિત્યમાં આ વાર્તાનું અસ્તિત્વ હોવું જોઇએ એમ લાગે છે; કારણ,

કિહા ચન્દન, કિહાં મલયાગિરિ, કિહાં સાયર, કિહાં નીર,
જિમ જિમ પડઇ અવત્થડી તિમ તિમ સહઇ શરીર.

એ દૂહો ભદ્રસેનની કૃતિમાં છે, તે જ સહેજ પાઠાન્તર સાથે સં. ૧૫૨૬માં રચાયેલ કર્મણના સીતાહરણમાં છે; તે ઉપરથી આપણને સહજ ઉપર્યુક્ત અનુમાન કરવાનું મન થાય છે.[૩૩]

---

૩૩. દી બ. કેશવલાલ ધ્રુવ સંપાદિત "પ્રાચીન ગૂર્જરકાવ્ય," ઉપોદ્ઘાત.

અઢારમા શતકમાં સાત જૈન કવિઓએ ચંદનમલયાગિરિની વાર્તા રચી છે. સં. ૧૭૦૪મા જિનહર્ષે, સં. ૧૭૪૫માં જિનહર્ષે, સં. ૧૭૧૧માં સુમતિહંસે, સં. ૧૭૩૬માં અજિતચંદ્રે, સં. ૧૭૪૭માં યશોવર્ધને, સં. ૧૭૭૧માં ચતુરે, તથા સં. ૧૭૭૬માં ક્ષેમરે.[34]

આ આઠ કૃતિઓમાંથી મેં માત્ર ભદ્રસેનકૃત તથા જિનહર્ષ (સં. ૧૭૪૫) કૃત એ બે જ કૃતિઓ મુનિશ્રી જશવિજયજી પાસેથી જોઈ હતી; એટલે એ વિષે વધારે લખવું ઠીક નથી. અભ્યાસી ઉપરના સાધનોનો ઉપયોગ કરી લે.

ચંદનમલયાગિરિ વિષેની આ આઠે કૃતિઓ ટુંકી છે, અને ઉપોદ્ઘાત સાથે જો તે એક જ પુસ્તકમાં પ્રકટ કરવામાં આવે તો અભ્યાસની દૃષ્ટિએ બહુ જ ઉપયોગી થાય

## (૧૪)

૧૧. **સદયવત્સ:** સદયવત્સ–સાવલિંગા, સદયવત્સવીરચરિત્ર, કે સદેવંત–સામળ[35] નામથી ઓળખાતી વાર્તા સુપ્રસિદ્ધ છે. સંસ્કૃતમાં રત્નશેખરગણિકૃત सदयवत्सवीरचरित्र મળી આવે છે. બીજા કેટલાક જૈન કવિઓની પણ નાની મોટી ગદ્ય–પદ્ય રચનાઓ ભંડારોમાં છે.

ગુજરાતીમાં આ વિષય ઉપરનું સૌથી જૂનું કાવ્ય જૈનેતર કવિ ભીમનું છે. વડોદરા પ્રાચ્યવિદ્યામન્દિરમાં તેની સંવત્ ૧૪૮૮માં

---

૩૪. જુઓ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૨.

૩૫. सामलि નામ ભીમના કાવ્યમાં મળે છે: 'तिहिं सुअ सुदयकुमार सवल सामलि भत्तारह।' તો કે 'સામળી' શબ્દનો મૂળ અર્થ 'સાંવરી'–'સ્ત્રી' એટલો જ માત્ર છે; જુઓ હેમાચાર્યના અપભ્રંશ અવતરણોમાં —

जिम जिम वंकिम लोअणहं णिरु सामलि सिक्खेइ।
तिम तिम वम्महु निअय-सरु खर-पत्थरि तिक्खेइ॥

લખાયેલી બહુ જ અશુદ્ધ હાથપ્રત છે; તે ઉપરથી એનો રચનાકાળ એ સમયથી સહેજે પા–અડધી સદી પૂર્વે લઇ જવો ઘટે. આશરે છસો કડીનું એ ટૂકું કાવ્ય છે. એનાં વર્ણનોની બરાબરી કરે એવાં વર્ણનો આપણા સાહિત્યમાં થોડાં જ છે.

અજ્ઞાત જૈન કવિકૃત સંવત્ ૧૬૫૨ પહેલાં રચાયેલ સદેવંતની વાર્તા તથા કીર્તિવર્દ્ધનકૃત સં. ૧૬૯૭ પહેલાં રચાયેલ સદેવંત-સાવળિંગારાસ એ પછીના છે.[૩૬] નિત્યલાભકૃત સદેવંતસાવળિંગારાસ સં. ૧૭૮૨માં રચાયેલ છે.[૩૭] એ પછી એક જૈન કવિની[૩૮] સં. ૧૮૫૬માં રચાયેલી એક લાંબી–૩૦૦૦ થી પણ વધારે કડીની–આ વિષય ઉપરની વાર્તા જોવામાં આવે છે. સદયવત્સ સબંધી ઘણું કરીને એ કાવ્ય જ સૌથી છેલ્લું છે.

ઉપર જણાવ્યા તે કાવ્યોની પરંપરા લગભગ એકસરખી જ છે. ઉજ્જયિનીના પ્રભુવત્સ રાજાના કુંવર સદયવત્સની અદ્ભુતરસિક વાર્તા તેમાં આવે છે. સં. ૧૮૫૬વાળા કાવ્યમાં કેટલાક નામ ફેર છે, તથા વિસ્તાર બહુ છે એટલું જ માત્ર; બાકી વાર્તાનું ખોખું મોટે ભાગે એકસરખું જ છે.

હાલમાં પ્રસિદ્ધ 'સદેવંત સાવળિંગાની વાર્તા'નું વસ્તુ ઉપરનાં કાવ્યોથી બહુ જુદું છે. શરૂઆતમાં શિવ-પાર્વતીનો સંવાદ, પાર્વતીની હઠ અને છેવટે શિવે સદેવંતની વાર્તા કહેવી. વાદરાવાદરી વગેરે સાત અવતારની વાત, નિશાળમાં સદેવંત-સાવળિંગાનું તાગમેળક, ગુરુજીનું કોપવું, એ બધું જૂની કૃતિઓમાં નથી. (આ પ્રસિદ્ધ

---

૩૬ જુઓ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧.

૩૭ જુઓ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૨.

૩૮ પ્ર શાન્તિવિજયજી મહારાજ પાસે જોયેલી આ કાવ્યની હાથપ્રત આશરે સવાસો પાનાંની હતી.

સદેવંતની વાર્તાના રચનારનું નામ જણાતું નથી). આથી ઊલટું, પ્ર. કાન્તિવિજયજી મહારાજના વડોદરાના સંગ્રહમાં સદેવંત વિષેની મારવાડીમિશ્રિત ગદ્યપદ્યવાળી એ જુદી હસ્તલિખિત કથાઓ મેં જોઈ હતી એમાં એ પ્રસંગો છે; એટલે આ પ્રસિદ્ધ વાર્તાની પણ જૂની પરંપરા તો છે જ, પણ એ પરંપરાનું મૂળ બીજે ક્યાંય શોધી શકાતું નથી. નિશાળમાં સદેવંત અને સાવળિંગાનો પ્રેમ તથા તે તરફ ગુરુજીનું કોપે ચડવું એ હકીકત લયલામજનૂની પ્રસિદ્ધ પ્રેમકથા સાથે કેટલી બધી મળતી આવે છે? આવી જ રીતે લોકકથાઓના અમુક અંશોની આયાત-નિકાસ થયાં કરે છે.

ભીમની વાર્તામાંના અદ્ભુતરસના પ્રસંગો પણ અજબ રંગત જમાવે છે, પ્રેમ અને પરાક્રમના મિશ્ર પ્રસંગો તો એથી યે વધારે. કચરા જેવી સ્થિતિમાં નવીન પરંપરાવાળી કથાને બહાર પાડીને બુકસેલરોએ એ વાર્તાને નાહક બદનામ કરી છે, બાકી ભીમનું કાવ્ય વાચતાં એમ લાગે છે કે ગૂજરાતીના જૂના સાહિત્યમાં ઘણું કરીને આ જ સર્વશ્રેષ્ઠ Romance છે.

## (૧૫)

૧૭. બિલ્હણકાવ્ય : બિલ્હણકાવ્યને સામાન્ય વાર્તાના વર્ગમાં મૂકવું કોઈને અજુગતું લાગશે. અત્ર એ વિષે એટલું જ જણાવવાનું કે બિલ્હણ-શશીકલાની ઘટના સત્ય હો વા ન હો, પણ આપણા પ્રાચીન વાર્તાના સાહિત્ય ઉપર તેની જબરી અસર થઇ છે, એટલે અહીં એ વિષે લખવું પ્રસ્તુત છે.

સંસ્કૃત બિલ્હણકાવ્યનું ગૂજરાતી ભાષાન્તર ઘણું કરીને સોળમા સૈકામાં નાનાચાર્યે કર્યું. બહુ લોકપ્રિય થયું, એટલે જ્ઞાનચંદ્રનાએ શશીકલાપંચાશિકા લખવાનું પણ તેને સૂઝયું, પણ એ કાવ્ય, કાવ્ય તરીકે ફિક્કું જ રહ્યું. બિલ્હણકાવ્યનું બીજું ભાષાન્તર સં. ૧૬૫૨ લગભગ જૈન કવિ સારંગે કર્યું છે.

શિક્ષક શિષ્યા વચ્ચેના પ્રેમની કથાની પરંપરા કદાચ કોઈ જૂના ગ્રન્થમાં હશે,[39] પણ ગૂજરાતી સાહિત્ય ઉપર તો મુખ્ય અસર બિલ્હણકાવ્યની જ. સં. ૧૭૦૭માં રૂપસુન્દરકથા નામે એક વૃત્તબદ્ધ વાર્તા રચાયેલી છે, તેમાં રૂપા નામની ગોવાળકુંવરીના, પોતાના શિક્ષક વિશ્વનાથના પુત્ર સુન્દર ઉપરના પ્રેમનું વર્ણન છે. કાવ્યમાંનો કેટલોક ભાગ બિલ્હણકાવ્યના અનુવાદ જેવો લાગે છે, અને સમગ્ર ગ્રન્થની કલ્પના તો બિલ્હણકાવ્ય ઉપરથી જ લીધેલી છે.

શામળભટ્ટકૃત મદનમોહનામાં પણ મોહનાના શિક્ષણનો પ્રસ્તાવ, પંડિતનું આવવું વગેરે શરૂઆતનો ભાગ બિલ્હણકાવ્યને જ આભારી છે. બિલ્હણકાવ્યની એક વિશિષ્ટ અસર આપણા સાહિત્ય ઉપર બીજી રીતે પણ થઈ છે. તે સમસ્યાપૂરણ.

निरर्थकं जन्म गतं नलिन्या यया न दृष्टं तुहिनांशुबिम्बम् ।
उत्पत्तिरिन्दोरपि निष्फलैव दृष्टा प्रबुद्धा नलिनी न येन ॥

આવી બિલ્હણકાવ્યમાંની સમસ્યાઓની અસર નીચે જ મદનમોહનાની સમસ્યાઓ રચાઈ એમ લાગે છે. એ જ અસર વીરસિંહકૃત ઉષાહરણ, કુશલલાભકૃત માધવાનલ, શામળકૃત પદ્માવતી, ભદ્રાભામિની એ સર્વમાં કંઈ કંઈ ફેરફાર સાથે દેખાય છે.

સંસ્કૃત સાહિત્ય પણ બિલ્હણકાવ્યની અસરથી મુક્ત રહ્યું નથી.[40]

---

૩૯ સં. ૧૪૦૫માં રચાયેલ રાજશેખરસૂરિના પ્રબન્ધકોશના મદનકીર્તિપ્રબન્ધમાં પણ શિષ્યા સાથેના પ્રેમની કથા છે. પ્રબન્ધકોશ જૂના પ્રબન્ધો ઇત્યાદિ ઉપરથી રચાયેલ હોવાથી જ મદનકીર્તિપ્રબન્ધનું મૂળ કદાચ બિલ્હણ કરતાં પણ જૂનું હોય.

૪૦ જુઓ પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીકૃત विक्रमाङ्कदेवचरितचर्चा

પણ તેમાંના ગૂર્જરાતમાં ઓછા પ્રસિદ્ધ કોઇ એક ગ્રન્થ ઉપરથી આ અસર ખોળવી તેના કરતાં ગૂર્જરાતમાં સત્કાર પામેલ વિન્ક્રમચરિત્રનું એ બાબતમાં ઋણ સ્વીકારવું ને વધારે ઠીક છે.

( ૧૬ )

૧૩. **વિદ્યાવિલાસિની :** "એક વણિક શેઠનો મૂર્ખ છોકરો ગુરુસેવામાં વિનય દાખવવાથી વિનયચંદ કહેવાયો. તેને ગુરુકૃપાથી સરસ્વતીનો પ્રસાદ મળતાં એ વિદ્યાનો વિલાસ કરનાર થયો; અને આખરે વિદ્યાના પ્રતાપથી રાજકન્યા પરણી રાજ્ય પણ મેળવ્યું. એ રીતે વિદ્યાવિલાસ રાજાનું નામ દૃષ્ટાન્તયોગ્ય ગણાયુ"

સંવત્ ૧૨૮૫ની આસપાસ રચાયેલ વિનયચન્દ્રકૃત મલ્લિનાથચરિત્રમાં આ કથા એક આડકથા તરીકે મૂકેલી છે. તપની મહત્તાનું તેમાં વર્ણન છે. ૭૦૩ શ્લોકની એ આખ્યાયિકા, ૨૩૦૦ કડીના શામળ-ભટના કાવ્યના રૂપમાં કેવી રીતે આવી જાય છે તે નોંધવા જેવું છે.

ઉપરના સંસ્કૃત ઉપાખ્યાન પછી સં. ૧૪૮૫માં હીરાણંદસૂરિએ વિદ્યાવિલાસ પવાડો ગૂર્જરાતીમાં રચ્યો. ને ઘણે ભાગે વિનયચન્દ્રના સંસ્કૃત ઉપાખ્યાનને અનુસરે છે.

એ પછી સં. ૧૫૩૧મા કોઇ અજ્ઞાત જૈનકવિકૃત વિદ્યાવિલાસ-ચોપાઇ,[૪૧] તથા સં. ૧૬૭૨માં માણિક્યકૃત વિદ્યાવિલાસ રાસ આવે છે.[૪૨] અઢારમા શતકમાં જિનહર્ષ, અમરચંદ અને જ્ઞાનસાગર[૪૩] એ જૈન કવિઓએ આ કાવ્ય રચ્યુ છે. એ ઉપરાંત સૂરતના રહે-

૪૧. જૈન ગૂર્જર કવિઓમા આ કાવ્યની નોંધ નથી. હાથપ્રત, હાલા-ભાઇનો ભંડાર, પાટણ.

૪૨. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧.

૪૩. એજન, ભાગ ૨.

પાસી લઘુ અને સુખ એ વણિક ભાઇઓએ સં ૧૭૨૩મા વિનયચન્દ્રની વાર્તા રચી છે એ તો શામળભટ્ટને મળતી આવે છે

હવે, સંસ્કૃત કથા તથા શામળભટ્ટમા ફેરફાર છે તે જોઇએ તેમા ખાસ નોંધવા જેવુ એ છે કે પહેલાની કથામા વિદ્યાવિલાસ પુરુષનુ નામ છે તે શામળભટના કાવ્યમા રાજકુવરી વિદ્યાવિલાસિનીમા ફેરવાઇ જાય છે રાજપુત્રી સૌભાગ્યમંજરી રાતે ધાનીમાની પ્રધાન પુત્ર (ખરી રીતે વિનયચંદ્ર) સાથે ઊંટ ઉપર બેસી નાસી જાય છે મૂળ સંસ્કૃતમા એ વખતે રસ્તામા કઇ ન બોલવાનો સંકેત છે હીરાણંદે એ ગ્રથમા કેટલીક સમસ્યાઓ મૂકી છે, જ્યારે શામળભટમા એ કઇ નથી

સંસ્કૃતમા જના સન્ધિવિગ્રહનો ગુપ્ત લિપિવાળો લેખ ઉકેલવાની હકીકત આપી છે તથા હીરાણંદે, જયસિંહદેવ તગાન ખોદાવતા હતા ત્યા પ્રાચીન તામ્રપટ નીકળ્યુ એવી હકીકત આપી છે શામળભટ હીરાણંદને જ લગભગ અનુસરે છે, પણ લિપિના ઉકેલને અંતે વિદ્યાવિલાસને મન્ત્રીપદ મળ્યુ એનુ રસભર વર્ણન એના જેવુ બીજા કોઇએ કર્યુ નથી

નગરદેવતા આગળ નૃત્યપ્રસંગે સૌભાગ્યમંજરીની આગળીએથી વીંટી સરી પડે છે પણ શામળની વિનાસિનીનુ ઝાઝર નીકળી જાય છે અને એ બનાવે અમોના ભાગે છે

સર્પદંશમાથી પ્રધાનને ઉગારીને વેશ્યા તે પોતાની પાસે જ રહે એવુ માગી લે છે અને પછી તેને દિવસે મોર અને રાતે મનુષ્ય બનાવી દે છે જ્યારે હીરાણંદ અને શામળમા વર માગવાની હકીકત નથી પણ ગણિકા પ્રધાનને પોપટ બનાવી દે છે તે વાત છે

શામળભટે વિનયચન્દ્ર કે હીરાણંદની કથા વાચી હશે પણ સુરતના વણિક બધુઓના । ચતી તેના ઉપર કઇક વધારે અસર થઇ છે એમ નીચેના અવતરણો ઉપરથી લાગશે

મગ આ હોવી જ જોઈએ એમ લાગે છે, ઉગણ બ્રાહ્મણપુત્રનું વર્ણન તે 'જાણે બીજો વિદ્યાવિનાશ' એ પ્રમાણે કરે છે

(૧૭)

૧૪ શુકબહોતેરી : સામાન્ય માન્યતા એવી છે કે શુકબહોતેરી —શુકબહોતેરીની વાર્તા 'તૂતીનામેહ' એ નામે ફારસી ઉપરથી સંસ્કૃતમાં તથા હિન્દી બીજી ભાષામાં ઉતરી આવી છે જૈન સાહિત્યના પ્રસિદ્ધ વિદ્વાન ડૉ. હર્ટલનું માનવું છે કે એ કૃતિના મૂળ ઉત્પાદક જૈનો છે કારણ સંસ્કૃત शुकसप्ततिની કેટલી વાર્તાઓમાં શ્વેતામ્બર જૈનો માટે માનભર્યું લખાણ છે તથા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રમાં

कथासप्ततिसंख्याया मात्रार्थैव शुकोक्तया ।
नीतिज्ञोऽपि गृहीतार्थं जगादल्यभयं च म ॥

એ પ્રમાણે शुकसप्ततिની કથા કહેનાર નીતિજ્ઞ શુકનો માનભેર ઉલ્લેખ છે વગેરે[૪૫]

એ વિવાદાસ્પદ વિષયની વધારે ચર્ચા કરવાનું આ સ્થાન નથી પણ એટલું તો ખરું જ કે ઘણાક દેશોના સાહિત્યમાં એ વાર્તાઓ ખૂબ પ્રસિદ્ધિ પામી છે

સ્વ. તનસુખરામ ત્રિપાઠીએ नागरसर्वस्वम्‌ની ટિપ્પણીમાં दिनालपनिकाशुकसप्ततिનો ઉલ્લેખ કર્યો તે ઉપર બતાવેલ शुकसप्ततिથી ભિન્ન છે કે કેમ તે જાણી શકાતું નથી

ગુજરાતીમાં પૂર્ણિમા ગચ્છના રત્નસુંદરસૂરિએ શુકબહોતેરી રચી છે પ્રસિદ્ધ કવિ શામળભટ્ટે સં ૧૮૨૧માં ખૂબ નામી સુડાબહોતેરી રચી છે

૪૫ જુઓ જૈનયુગ પુ ૩ પૃ ૧૫૨ ૧૫૩

ઉપરની બે કૃતિઓ તો જાણીતી છે, પણ તે ઉપરાંત ડો. ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટમાં મારવાડી ભાષામાં લખેલ સુડાબહોતેરી છે; તથા પાલનપુરમાં ડાયરાના ભંડારમાં સં. ૧૮૦૫માં ગૂજરાતી ગદ્યમાં બ્રાહ્મણને હાથે લખેલી સુડાબહોતેરીની એક પ્રત છે.[૪૬]

શામળભટની વાર્તાઓમાં એ વાર્તાઓનું અંતિમ ધ્યેય તો અનીતિને સ્થાને નીતિનું મંડન કરવાનું હોવા છતાં પણ નીતિનાં તત્ત્વોનો ઉઘાડો ભંગ થાય છે, એટલું જ નહિ પણ અનીતિની કત્તેલ નુદાં દેખાય છે.

શામળભટની વાર્તાઓ સર્વાંશે શુક્સપ્તતિને અનુસરતી નથી. કેટલીક તો તેણે પોતે ઉપજાવી કાઢી હોય એમ જણાય છે. કેટલીક વાર્તાઓમાંથી શામળના સમયની લોકોની સ્થિતિ ઉપર પણ પ્રકાશ પડે છે, અને કૃતિ શુદ્ધ સામાજિક હોવાથી બીજી રીતે પણ તે સમસામયિક સંસારનું અમુક અંશે પ્રતિબિમ્બ પાડે છે, એટલે એ પુસ્તક "બાળી નાખવા" જેવું તો નથી જ.

## (૧૮)

૧૫. **આરામશોભા:** આરામશોભા એક આદર્શ ગૃહિણીની વાર્તા છે. બહુ જૂના સમયથી એ વાર્તા ગૂજરાતના જૈનો અને જૈનેતરોમાં સહેજ ફેરફાર સાથે ચાલતી આવી છે.

આરામશોભાનાં જ્ઞાત અને અજ્ઞાત જૈન કવિઓએ રચેલાં ઘણાંક સંસ્કૃત ગદ્ય-પદ્ય પ્રતીકો મળી આવે છે,[૪૭] પણ ગૂજરાતીમા સૌથી

૪૬. જુઓ, 'જૈનયુગ,' પૃ. ૩, પુ. ૧૫૬

૪૭. જુઓ, પૂંજાઋષિની આરામશોભા ઉપર પં. લાલચંદ ગાંધીનો ઉપોદ્ઘાત.

જૂની કૃતિ સં. ૧૫૮૩માં વાચક વિનયસમુદ્રની છે.[૪૭] એ પછી પૂજાઋષિએ સં. ૧૬૫૨ના આરામશોભા ચોપાઈ, રાજસિંહે સં. ૧૬૮૭માં આરામશોભા ચોપાઇ,[૪૮] તથા સં. ૧૭૬૧માં જિનહર્ષે[૪૯], આરામશોભારાસ રચ્યો છે. એટલે આ વિષયની સર્વ પ્રાચીન કૃતિઓ પ્રાયઃ જૈનોની જ છે.

જૈન કવિઓની રચનાઓ ઘણુંખરી એકસરખી જ છે. પણ આરામશોભાની વાર્તા નામફેર, સહેજ ફેરફાર સાથે ગુજરાતમાં જૈનજૈનેતર સ્ત્રીઓ વાર્તાઓમાં પ્રસિદ્ધ છે. જૂની કૃતિઓમાં ઓરમાન મા ઝેરના લાડુ બનાવરાવીને આરામશોભાને સાસરે મોકલે છે. આરામશોભાના ધર્મપિતા નાગદેવ આ વસ્તુ પોતાની દિવ્ય દૃષ્ટિથી જાણી જાય છે, અને રસ્તામાં ઝેરના લાડુને બદલે અમૃતના લાડુ બનાવી દે છે. જ્યારે પ્રચલિત દંતકથામાં ઓરમાન મા રાખના રોટલાનું ભાતું આપીને દીકરીને ગાયો ચારવા મોકલે છે અને ગાયનું દૂધ દીકરીએ ગડામાં રેડેલું એટલે નાગદેવ રોટલા અમૃતમય બનાવે છે વગેરે ફેર છે. જૂની કથામાં આરામશોભાની આસપાસ નાગદેવની કૃપાથી હમેશાં ઉપવન રહેતું. એનું ખરું નામ તો વિદ્યુત્પ્રભા. આરામ ઉપવનને લીધે જ આરામશોભા નામ પડ્યું. એ બાબત દંતકથામાં નથી. બાકી સર્વ વસ્તુ એક જ છે. આ પ્રમાણે જૈન કવિઓની વાર્તા અને પ્રચલિત દંતકથાનું મૂળ એક જ હોય એમ લાગે છે.

નાગદેવની કૃપાની વાર્તાઓ આપણા સાહિત્યમાં સ્થળે સ્થળે મળે છે.

---

૪૭—શ્રી પં. અમૃતલાલ ભોજક પાસેથી કીરતિ નામે જૈન કવિએ સં. ૧૬૩૫માં રચેલ 'આરામશોભા ચોપાઈ'ની હાથપ્રત પો. ૧ સમય હાર મને મળી છે તે આ પૂર્વેની છે. તા. ૧૨-૬-૪૧

૪૮ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧

૪૯ એજન ભાગ ૨

પ્રબન્ધકોશના આર્યનન્દિલ પ્રબન્ધમાની કુલવધૂ વૈરોટ્યાએ સગર્ભાવસ્થાના દોહદ પાસે નાગણને દૂધપાન ખવરાવ્યો હતો, તેથી નાગે તેને ધર્મની પુત્રી તરીકે ગણી હતી, અને અજાણ્યે પોતાનો પુત્ર તેને હાથે મરણ પામ્યો તે ઘના પણ ઈજિત ગી નહોતી[૫૦]

અદ્યપર્યન્ત સ્ત્રીઓમા પ્રચલિત નાગપાંચમની વ્રતકથામા આની આ જ વાર્તા સહેજ ફેરફાર સાથે—માત્ર જૈન સંપર્ક સિવાય જોવામા આવે છે એ નોંધવા યોગ્ય છે[૫૧]

પ્રસિદ્ધ શાલિવાહનની વાર્તામા શાલિવાહન નાગદેવની કૃપાથી વિક્રમ ઉપર જય મેળવે છે એવી વાર્તા છે આ સર્પની કંઇ અસર આરામશોભાના ઉપર, આરામશોભાની આ સર્પ ઉપર, અથવા તો કહી ન શકાય એવી રીતે આ વાર્તાઓની એક બીજા ઉપર અસર થઇ છે એમ તો સર્વ કોઇ સ્વીકારશે જ

હવે વાર્તા વિશે બે શબ્દ જેવી રીતે સદયવત્સ એ જૂની ગુજરાતીનુ સર્વોત્તમ Romance છે, તેવી રીતે ઉદાર નારીહૃદયના નાજુકમા નાજુક ભાવો રજૂ કરતી આ એક અત્યુત્તમ વાર્તા છે એના પ્રસંગે પ્રસંગમાથી કોમળતા ટપકે છે આપણા જૂના અને કદાચ નવા સાહિત્યમા પણ (આધુનિક રસવૃત્તિને તે ન રુચે એ જુદી વાત છે) આના જેવી નાજુક અને કરુણરસભરી વાર્તાઓ બહુ ઓછી છે ભીમ જેવા કોઇ પ્રવીણ લેખકનો હાથ ફર્યો હોત તો, માત્ર વાચી જનારને માટે પણ તે વધુ રસભરી બનત

(૧૯)

અહીં જે વાર્તાઓની ટૂંક સમીક્ષા કરી છે તેના વાચનારને એ

---

૫૦ आर्यनन्दिलप्रबन्धनो અનુવાદ ગુજરાતી સુન્દરી ફેબ્રુઆરી ૧૯૩૩મા મે છપાવ્યો હતો

૫૧ જુઓ શ્રી મેઘાણીસંપાદિત કંકાવટી

વાર્તા—નારણ એ સર્વ જાણીતી છે—ના સામાન્ય સારની ખબર હશે એમ માનીને જ લખી છે નહિ તો જો સર્વ વાર્તાઓનો સાર આપવામાં આવે તો આ નિબંધ છે તે કરતાં ઘણું ગણો લાંબો થઇ જાય એટલે જ જે સમીક્ષા કરી છે તેને સર્વગ્રાહી માનવાની નથી કારણ સર્વ સાધનો મેળવીને આગળની બધી વાર્તાઓ માટે તેમ કરી શકાય એમ નહોતું સંપૂર્ણ સમીક્ષા ત્યારે જ કરી શકાય કે જ્યારે એમાંની કોઇ વાર્તાની તુલનાત્મક દૃષ્ટિએ સંશોધિત આવૃત્તિ બહાર પાડવાનો પ્રસંગ આવે—ભવિષ્યમાં અનુકૂળતા મળતાં સદયવત્સ નંદબત્રીશી વગેરે માટે તેમ કરવાનો ઇરાદો છે એટલે તો કોઇને સહેજ પણ માર્ગદર્શક થાય એટલા જ માત્ર ઉદ્દેશથી આ લેખ જાહેર સમક્ષ મૂક્યો છે

(૨૦)

વચ્છરાજ કૃત રસમંજરી વગેરે અને બીજા જૈન કવિઓ રચિત મૃગાંકલેખા, સગાળશાહઆખ્યાન[૫૨] ચન્દ્રહાસાખ્યાન[૫૩] કોકશાસ્ત્ર,[૫૪] વિક્રમ ખાપરો ચોર વિક્રમ—શનિશ્ચરરાસ સોગમાદન

---

૫૨ ભોળો નાકર કનકવિજય સુખરામ રતનદાસ વગેરે આઠ કવિઓ રચિત સગાળશાહઆખ્યાન જે ગૂ. વ. સો. તરફથી બહાર પડનાર છે તેના ઉપોદ્ઘાતમાં સંપાદકે એ બાબત સારી ચર્ચા કરી છે

૫૩ ચન્દ્રહાસાખ્યાનમાં વિવિધ લોકકથાઓના અંશોના કેવી રીતે પ્રવેશ થયો તે સ્વ. ચિમનલાલ દલાલે બતાવેલું એ જ વિષય ઉપરનું દી. બ. કેશવલાલ ધ્રુવનું વ્યાખ્યાન મનનીય છે

૫૪ કોકશાસ્ત્રને વળી લોકવાર્તામાં સ્થાન શી રીતે મળે ? એવો પ્રશ્ન થશે તો જણાવવાનું કે ગુજરાતી કોકશાસ્ત્રની એ જ ખાસિયત છે વૈરવસેન રાજાની તથા કામદેવ પ્રધાનની વાત તેમાં આવે છે વચ્ચે ક્વચિત્ અન્ય કથા પણ આવે છે તે વખતના કેટલાક વિચિત્ર વહેમો જેનું નામોનિશાન સંસ્કૃત

(પદ્મિની ચોપાઈ), ઢોલામારુ, ગુલબંકાવલી,[55] પદ્માવતી,[56] પ્રેમાવતી,[57] ચન્દ્રકુમારની વાર્તા, મદનમોહના, બરાસકસ્તુરી, ભદ્રાભામિની, કર્પૂરમંજરી,[58] મદનરેખા, ચિત્રસેન-પદ્માવતી, લલિતાંગચરિત્ર, સ્ત્રીચરિત્ર વગેરે પ્રસિદ્ધ પ્રાચીન વાર્તાઓની આ કે બીજી રૂએ સમીક્ષા થવી ઘટે.

સમસ્ત સાહિત્યના તુલનાત્મક અભ્યાસને ધ્યાનમાં લઈએ તો અભિમન્યુ, ઉષા, નળ, હરિશ્ચન્દ્ર, ધ્રુવ, સુદામા વગેરે પુરાણકથાના પણ અનેક વિષયો ઉપર વિવિધ કાવ્યો રચાયેલાં છે; અને એ વિષયો ઉપર કંઈ પણ લખતાં કે બોલતાં તે સર્વનો પદ્ધતિસર અભ્યાસ થવો જરૂરનો છે. અને અત્ર, ઉક્ત કથન માત્ર લોકકથાના વિષયને જ લાગુ પાડીને આ નિબંધમાં ક્ષેત્રને મર્યાદિત બનાવ્યું છે તેમ છતાં દરેકને આ સિદ્ધાન્ત તો સરખી રીતે જ લાગુ પડે છે: "શામળ, પ્રેમાનંદ, દયારામ આદિ કવિઓનાં પ્રસિદ્ધ કાવ્યોની મૂળ વસ્તુ શી હતી, તેમાં એ કવિઓએ શા શા અને કેવા ફેરફાર કર્યા અને સુધારાવધારા કર્યા, સમકાલીન પ્રચલિત સાહિત્યને તથા

કામશાસ્ત્રોમાં મળતુ નથી તે આમાં દેખાય છે. જૈન કવિ નર્બુદાચાર્યની કોકશાસ્ત્ર ચતુષ્પદી, તથા બીજી બે ગદ્યકૃતિઓ મેં જોઈ હતી. હવે, સાધુ વળી કોકશાસ્ત્ર કેમ રચે ? नागरसर्वस्वम् રચનાર બૌદ્ધ શ્રમણ પદ્મશ્રીનો જે બચાવ સ્વ. તનસુખરામભાઈએ કર્યો હતો તે જ માત્ર આગળ ધરી શકીએ.

૫૫. આ વાર્તા ફારસી પરથી આવ્યાનું કહેવાય છે

૫૬. આનો સંબંધ પ્રેમાવતીની ગાથામા શ્રી મંજુલાલ મજમુદારે શોધ્યો છે.

૫૭. જુઓ, ટિપ્પણ નં. ૫૬.

૫૮. આ વાર્તા ફાર્બસ ગુજરાતી સભાના ત્રૈમાસિકના ૧૯૪૧ના અંકોમાં મારા તરફથી છપાયેલ છે. તા. ૧૨–૬–'૪૫

પૂર્વેના કવિઓને તેઓ કેટલે દરજ્જે આભારી છે અને તેમની એમના મ યો પર કેવી અસર થઇ છે, તે જાણવાનો પ્રથમ મળી આવતા તમામ હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ તથા તપાસવાર નોંધ થવાની જરૂર છે, જેથી પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસ વિષે ઘણું નવું જાણવાનું મળશે તેમ જ એ કવિઓની ખરી મહત્તા તેમ જ ખૂબીઓ આપણે પિછાણી શકીશું ”*

---

* બુદ્ધિપ્રકાશના ને ૧૯૧૮ના અંકમાં મુદ્રિત સંઘકુલની નંદબત્રીશી ઉપરની તંત્રીની નોંધમાંથી પ્રસ્તુત અવતરણ લીધું છે

# નરસિંહ પૂર્વેનું ગૂજરાતી સાહિત્ય

પ્રાચીન ગૂજરાતી સાહિત્યના સંશોધનનો આરંભ થયો તે અરસામાં ભાષા અને સાહિત્યની ઉત્ક્રાન્તિ સંબંધે જે મનગડંતો દર્શાવવામાં આવ્યા હતા તે પૈકી અનેક પાછળથી અવિશ્વસનીય હોવાનું જણાયું છે. પુરાતત્ત્વસંશોધનનો વિષય જ પ્રાગતિક છે, એટલે વધુ સાધનસામગ્રી મળતાં જૂના મતનું સ્થાન, તે સાધનસામગ્રીને આધારે ઘડાયેલા નવા મતો લે એ તદ્દન કુદરતી છે સંસ્કૃત સાહિત્યના વિષયમાં જાણીતા પાશ્ચાત્ય વિદ્વાનોએ ઓગણીસમી સદીમાં સ્થાપેલા મતો આજે પાછળના ગણાય છે અને આજના મતો હંમેશને માટે સ્થિર રહેશે કે કેમ એ કહી શકાય એવું નથી

ગૂજરાતી સાહિત્યની બાબતમાં લગભગ હમણાં સુધી નરસિંહ મહેતાને ગૂજરાતના આદિકવિ ગણવામાં આવતા હતા અને નરસિંહ મહેતા પૂર્વે ભાષામાં સાહિત્યકૃતિઓનો અભાવ હતો, એવી રૂઢ માન્યતા પ્રચલિત હતી ગૂજરાતી સાહિત્યના આદ્ય સંશોધકો કવિ દલપતરામ તથા સદ્‌ગત ઇચ્છારામ દેસાઈ, અને હરગોવિન્દદાસ કાંટાવાળાની એવી માન્યતા હતી કે પાંચસો વર્ષ પૂર્વેથી માંડી અત્યાર સુધીમાં ગૂજરાતી ભાષાના સ્વરૂપમાં ઝાઝા ફેરફારો થયા નથી શ્રી કાંટાવાળાએ તો ૧૯૨૦માં છઠ્ઠી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાં પણ આ મતનો પુરસ્કાર કર્યો હતો

પરન્તુ છેલ્લા લગભગ ત્રણ દસકાઓમાં પ્રાચીન ગૂજરાતી સાહિત્યનું જે સંશોધન થયું છે, જૈન ભંડારોમાં રહેલું અપભ્રંશ અને પ્રાચીન ગૂજરાતીનું જે સાહિત્ય બહાર આવ્યું છે તથા આ સર્વ નવીન

વિગતોના પ્રકાશમાં ભાષા અને સાહિત્યની ઉત્ક્રાન્તિ પરત્વે જે વિચારણાઓ તથા ચર્ચાઓ થઈ છે તે ઉપરથી ઉપર્યુક્ત બન્ને મતો અવિશ્વસનીય પુરવાર થઈ ચૂક્યા છે. નરસિંહ મહેતાના પૂર્વેનાં, લગભગ તેરમા શતક જેટલાં પ્રાચીન સંખ્યાબંધ જૈન કાવ્યો તથા તે કરતાં મુકાબલે અર્વાચીન છતાં નરસિંહ મહેતા કરતાં પ્રાચીન એવાં કેટલાંક જૈનેતર કાવ્યો પણ મળ્યાં છે તે જોતાં નરસિંહ મહેતાને ગૂજરાતી ભાષાના આદિકવિનું પદ હવે આપી શકાય તેમ નથી.

ભાષાનાં સ્વરૂપ પરત્વે જે મત પ્રચલિત કરવામાં આવ્યો હતો તે વિષે પણ એમ જ કહી શકાય. નરસિંહનાં જે કાવ્યો છપાયાં છે તે તો સારી પેઠે સંસ્કારાઇને અર્વાચીન ભાષામાં જ પ્રગટ થયાં છે. નરસિંહના સમકાલીન તથા તેના પુરોગામી કવિઓ તથા લેખકોની પંદરમા-સોળમા સૈકાની અથવા તેથી યે જૂની હસ્તલિખિત પ્રતો સંખ્યાબંધ મળી આવે છે;[1] છતાં આશ્ચર્યની વાત એ છે કે નરસિંહના કોઇ પણ કાવ્યની હસ્તલિખિત પ્રત સત્તરમા શતકના ઉત્તરાર્ધ પહેલાંની મળતી નથી. નરસિંહના સમયની ભાષા અત્યારની ભાષાના સરખી જ હોવાનો મત અર્વાચીન—અને તે કારણે ઓછી વિશ્વસનીય—હાથપ્રતોના ઉપયોગને કારણે બંધાયો હોય તો નવાઇ જેવું નથી. પણ એ પછી જૂની હાથપ્રતોના સંશોધન પ્રત્યે સંશોધકોનું વધુ પ્રમાણમાં ધ્યાન દોરાતાં જાણીતા સંસ્કૃત વિદ્વાન ડૉ. બુહ્લરે થરાદના જૈન ભંડારમાંથી પદ્મનાભના 'કાન્હડદેપ્રબન્ધ'ની હાથપ્રત મેળવી તથા સદ્‌ગત નવલરામે તે કાવ્ય 'ગૂજરાત શાળાપત્ર'માં પ્રસિદ્ધ કર્યું; કવિ નર્મદાશંકરે 'નર્મકોશ'ના ઉપોદ્‌ઘાતમાં તથા શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે 'ગૂજરાતી ભાષાના ઇતિહાસ'માં સંખ્યાબંધ પ્રાચીન

1. જુઓ, કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની તથા ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની મુદ્રિત સૂચિઓ તથા 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૧.

હસ્તલિખિત પ્રતોના ઉતારા આપીને પ્રાચીન ગુજરાતીના સ્વરૂપનો સ્પષ્ટતર ખ્યાલ આપ્યો, સદ્ગત હરિલાલ હર્ષદરાય ધ્રુવને સં. ૧૪૫૦માં રચાયેલું 'મુગ્ધાવબોધઔક્તિક' પ્રાપ્ત થતાં જૂની ગુજરાતી ભાષાનો એક અગત્યનો સીમાસ્તંભ ઉપલબ્ધ થયો. નરસિંહના લઘુવયસ્ક સમકાલીન કવિ ભાલણે કરેલ સંસ્કૃત 'કાદંબરી'ના ગુજરાતી પદ્યાનુવાદની સત્તરમા શતકની આખરે લખાયેલી હાથપ્રત ઉપરથી-અંગ્રેજ આદિકવિ ચોસરની ભાષા અને અર્વાચીન અંગ્રેજી ભાષા વચ્ચે માલૂમ પડે છે તેવો ભેદ નરસિંહના સમકાલીન ભાલણની ભાષા અને અર્વાચીન ગુજરાતી ભાષા વચ્ચે હોવાનું જણાયું છે. ૨

ત્યાર પછી તો ખાસ કરીને જૈનોના હાથે લખાયેલું નરસિંહ મહેતા પૂર્વેનું થોકબંધ સાહિત્ય બહાર આવ્યું છે અને એમાંનું કેટલુંક પ્રગટ પણ થયું છે. મધ્યકાલીન અને અર્વાચીન ગુજરાતીનો અપભ્રંશ સાથેનો સંબંધ દર્શાવનાર એ સાંકળ છે અને ગુજરાતી ભાષા અને સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ કરતાં નરસિંહ પૂર્વેના આ સાહિત્યની જરા પણ અવગણના થઈ શકે એમ નથી. એ સાહિત્યનો શક્ય પરિચય આપવાનો પ્રયાસ આ નિબંધમાં કર્યો છે.

આ વિષયમાં આગળ વધતાં પહેલાં નરસિંહ મહેતાના સમય-નિર્ણયના પ્રશ્ન ઉપર થયેલી ચર્ચાઓનું વિહંગાવલોકન કરી લેવાનું જરૂરી છે.

'બૃહત્કાવ્યદોહન'ના સંપાદક સદ્ગત ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ વગેરેએ નરસિંહ મહેતાનો જન્મકાળ સં. ૧૪૭૦ના અરસામાં સ્થાપિત કર્યો હતો અને હારાર્પણનો પ્રસંગ સં. ૧૫૧૨માં બન્યો હોવાનું જૂની હસ્તલિખિત પ્રતોમાંના ઉલ્લેખ પરથી મનાતું હતું, એટલે મહેતાની કાવ્યપ્રવૃત્તિનો આરંભ અનુમાને સં. ૧૫૦૦ પછી

૨. કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ, પ્રવેશક–પૃ. ૭.

ગણવામાં આવતો હતો. ઘણાં વર્ષ સુધી આ મત પ્રમાણભૂત મનાતો હતો, પરન્તુ સં. ૧૯૬૧માં શ્રી. આનંદશંકર ધ્રુવે 'વસન્ત'માં એક લેખ લખીને પહેલી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ શ્રી. ગોવર્ધનરામના ભાષણ પર ટીકા કરતાં નરસિંહનો સમય બદલવાનું પ્રથમવાર સૂચન કર્યું. આ પછી સં. ૧૯૮૨માં શ્રી. કનૈયાલાલ મુનશીએ નરસિંહ મહેતાના વૃદ્ધમાન્ય સમય સંબંધમાં 'ગુજરાત' માસિકમાં તથા 'ગુજરાતી સાહિત્ય અને ભક્તિ' નામના લેખમાં શંકા ઉઠાવી અને ત્યાર પછી આ વિષયમાં રસાકસીભરી ચર્ચા શરૂ થઇ. શ્રી. મુનશીની દલીલોનો જવાબ તે વખતે શ્રી. અંબાલાલ જાનીએ 'કૌમુદી'માં અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ 'પ્રસ્થાન'માં આપ્યો હતો. આ પછી સદ્‌ગત નરસિંહરાવે મુંબઇ યુનિવર્સિટી તરફેનાં પોતાનાં વ્યાખ્યાનોમાં આ બન્ને પક્ષોની દલીલોની રજૂઆત કરી હતી, પણ છેવટે તેમણે પણ શ્રી. મુનશીનો મત સ્વીકાર્યો નહોતો. ગુજરાતી પ્રેસ તરફથી સં. ૧૯૮૭માં બહાર પડેલ ત્રીકમદાસનાં કાવ્યોના પરિશિષ્ટમાં તેના સંપાદકો શ્રી. નટવરલાલ દેસાઇ તથા શ્રી. નયનસુખરાય મજમુદારે આ વિષે ચર્ચા કરીને વૃદ્ધમાન્ય કાળનું સમર્થન કર્યું હતુ. આ સર્વ ચર્ચાઓનો જવાબ શ્રી. મુનશીએ સં. ૧૯૮૯મા 'કૌમુદી'માં એક લાંબો લેખ લખીને તથા 'નર્મૈયો ભક્ત હરિનો' એ તેમના પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં આપ્યો છે.'

શ્રી. મુનશી એવી કલ્પના કરે છે કે "અગાઉની સદીમા સં. ૧૫૧૨ (હારાર્પણ)નું વર્ષ કવિઓએ સ્વીકાર્યું હતું અને તેનું કારણ માંડલિકના હારપ્રસંગની દંતકથા લાગે છે." તેમના મત પ્રમાણે, હારમાળાની રચનાનો સમય સં. ૧૬૭૫ થી ૧૭૦૦નો ગણી શકાય સ. ૧૬૦૦માં નરસિંહની કીર્તિ આખા ગુજરાતમાં તથા ઉત્તર હિન્દમા પ્રસરેલી હતી અને એ જ અરસામાં માંડલિકની સમકાલીનતાનો પ્રસંગ માનવામા આવેલો દેખાય છે, એમ તેઓ માને છે.

આજના વિષયને નરસિંહના સમયની સૂક્ષ્મ ચર્ચાઓ સાથે સંબંધ નથી, એટલે તે સંબંધી વિવેચનને અહીં અવકાશ નથી; પરન્તુ ચૈતન્યના શિષ્ય ગોવિન્દદાસકૃત કડછો કે જેને શ્રી. મુનશી પોતાનો 'સૌથી વધુ નિર્ણયાત્મક પુરાવો' ગણે છે તે બનાવટી હોવાનું ઢાકા મ્યુઝિયમના ક્યુરેટર ડૉ. આર. સી. મજમુદારે સાપ્તાહિક 'અમૃતબઝાર પત્રિકા'માં એક લેખ લખીને પુરવાર કરી બતાવ્યું છે.[3] આમ શ્રી. મુનશીનો એક સૌથી જબ્બર પુરાવો નાપાયાદાર જણાયો છે. હારમાળામા પાછળથી પદોની પુષ્કળ ઘાલમેલ થઇ છે, પરન્તુ મૂળે તે નરસિંહની કૃતિ જ નથી, અને એ આખું યે પ્રકરણ પાછળના કવિઓએ ઉપજાવી કાઢેલું છે એમ માની શકાય એવું નથી. હારમાળાનો રચનાકાળ ફેરવતાં માંડલિકની સમકાલીનતાનો આખો પ્રસંગ જ ઉડી જવાની સ્થિતિ પેદા થાય છે. હારમાળાની સં. ૧૬૭૫ની પ્રત મળી આવી છે તે ઉપરથી એ સ્પષ્ટ છે કે તેનો કર્તા વિશ્વનાથ જાની કે પ્રેમાનંદ નથી. શ્રી. મુનશીના મત પ્રમાણે નરસિંહનો અવસાન કાળ સં. ૧૬૨૦ માનીએ તો આટલા ટૂંકા ગાળામાં આવી વિચિત્ર બનાવટ થાય એ અસંભવિત જણાય છે. એવી બનાવટ થાય અને એકમતે તે સ્વીકારાય એ પણ એટલું જ વિચિત્ર છે. હારમાળાની સેંકડો પ્રતિઓ એવી મળી આવે છે કે જેમા સં. ૧૫૧૨ની સાલ મળે છે.[4] પંદરમા શતકના અંતમાં અને સોળમા શતકના આરંભમાં નરસિંહ હયાત હતા, એવા સંખ્યાબંધ ઉલ્લેખ પુસ્તકો અને શિલાલેખોમાંથી મળે છે. એકંદરે નરસિંહ મહેતાના વૃદ્ધમાન્ય કાળને ફેરવે તેવાં કોઇ મજબૂત પ્રમાણો મળ્યાં નથી

---

૩. જુઓ, 'પ્રબન્ધુ' તા. ૧૮-૧૦-૧૯૩૬ તથા તેનું અવતરણ-ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક પુ. ૧, અંક ૪.

૪. હારમાળાના પદો તથા વસ્તુના સૂક્ષ્મ પૃથક્કરણ માટે જુઓ શ્રી. કેશવરામ શાસ્ત્રીસંપાદિત 'હારમાળા'નો ઉપોદ્ઘાત, ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, પુ. ૧, અંક ૨-૩.

અને શ્રી. મુનશી વગેરેનો પક્ષ એવાં પ્રમાણો ન મેળવી શકે ત્યાં સુધી વૃદ્ધમાન્ય કાળને જ પ્રમાણભૂત ગણવામાં કંઇ હરકત નથી.

આમ નરસિંહ મહેતાની કાવ્યપ્રવૃત્તિના આરંભકાળ માટે સં. ૧૫૦૦નું સીમાચિહ્ન નક્કી કરતાં ગુજરાતી ભાષાના આરંભકાળથી સં ૧૫૦૦ સુધીના સાહિત્યની વિચારણા કરવાનું આ નિબંધમાં પ્રાપ્ત થાય છે.

## પ્રાચીન ગુજરાતીનો આરંભ

એક સમય એવો હતો કે જ્યારે રાજપૂતાના, માળવા, ગૂજરાત અને મહારાષ્ટ્રના મોટા ભાગમાં અપભ્રંશ નામથી ઓળખાતી થોડાક દેશ્ય ફેરફારોવાળી ભાષા બોલાતી હતી. મુસલમાનોના આગમન પછી આ પ્રાન્તો વચ્ચેનો સંપર્ક ઓછો થતાં તે તે પ્રાન્તની ભાષાઓનો સ્વતંત્ર ખીલવણી થવા લાગી અને પ્રાદેશિક ભાષાઓ અપભ્રંશમાંથી વ્યુત્પન્ન થઇ.

પાટણમાં વનરાજની મૂર્તિના લેખની નીચે સં. ૮૦૨ની સાલ છે, તે ઉપરથી ગૂજરાતી ભાષા એટલી પ્રાચીન છે, એવો એક મત રજૂ કરવામાં આવ્યો હતો; પરંતુ એ લેખ તો આધુનિક છે એમ પાછળથી જણાયું છે. સિદ્ધરાજ અને કુમારપાલના સમકાલીન પ્રસિદ્ધ જૈનાચાર્ય હેમચંદ્રે પોતાના 'સિદ્ધહૈમ' વ્યાકરણના આઠમા અધ્યાયમાં પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ આપ્યું છે. તેમાં મહારાષ્ટ્રી પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને ચૂલિકા પૈશાચી ભાષાઓની સાથે અપભ્રંશનું વ્યાકરણ પણ આપ્યું છે અને તત્કાલીન અપભ્રંશ સાહિત્યમાંથી સંખ્યાબંધ અવતરણો આપ્યાં છે. એ કાવ્યોની ભાષા પ્રાચીન ગૂજરાતી સાથે અનેક રીતે મળતી આવે છે. દી. બ. કેશવલાલ ધ્રુવે બીજી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાં ગૂજરાતીનું મૂળ હેમચન્દ્રનાં અપભ્રંશ સૂત્રો સુધી

ખોળ્યું હતું અને પાછળથી પ્રાચીન ગૂજરાતીનું વધુ સાહિત્ય મળી આવતાં તેમનો એ મત તદ્દન વાસ્તવિક હોવાનું જણાયું છે

હેમચંદ્રની સાહિત્યપ્રવૃત્તિ વિક્રમના બારમા શતકના ઉત્તરાર્ધમાં વિકાસ પામી હતી, એટલે પ્રાચીન ગૂજરાતીનો ઉદ્ગમકાળ લગભગ એ જ નક્કી કરવામાં આવે તો તે કંઈ વધારે પડતું નથી. તેરમા-ચૌદમા શતકમાં તો ગૂજરાતી સ્પષ્ટ રીતે સાહિત્યભાષાનું સ્થાન પામી ચૂકી હતી અને તે પૂર્વે કેટલાક સૈકાઓ થયા, તે બોલાતી હોવી જોઈએ સં. ૮૩૫માં પ્રાકૃતમાં રચાયેલ દાક્ષિણ્યચિહ્નસૂરિકૃત 'કુવલયમાલા'માં નીચે પ્રમાણે એક ઉલ્લેખ મળે છે—

घणलोणियपुट्ठंगे धम्मपरे संधिविग्गहे निउणे ।
'णउ रे भल्लउं' भणिरे अह पेच्छइ गुज्जरे अवरे ॥

અર્થાત્ પછી ગૂર્જર લોકોને જોયા. એ લોકો ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સંધિવિગ્રહમાં નિપુણ અને 'ણઉ રે ભલ્લઉં' એમ બોલનારા હોય છે.

લાટના પ્રદેશનો પણ અત્યારે તો ગૂજરાતમાં સમાવેશ થાય છે એ વિશે તેના નીચે પ્રમાણે ઉલ્લેખ છે—

ण्हाणालित्तविलित्ते कयसीमंते सोहियगत्ते ।
'अम्ह काउं तुम्ह' भणिरे अह पेच्छइ लाडे ॥

અર્થાત્ પછી લાટના લોકોને જોયા. એ લોકો માથામાં સેંથા પાડનારા, લેપન કરનારા, સુશોભિત શરીરવાળા અને 'અમ્હ કાઉં તુમ્હ' એમ બોલનારા હોય છે.

જો કે આ અવતરણો ઉપરથી કોઈ દૂરસ્થ અનુમાનો ખેંચવાનું મુશ્કેલ છે, છતાં તે વખતના ગૂર્જરોની એક વિશિષ્ટ બોલી હોવાનો ખ્યાલ આપણને તે ઉપરથી થાય છે. જેસલમેરના ભંડારમાંથી સં

૧૩૩૬મા રચાયેલો 'બાલશિક્ષા' નામે એક વ્યાકરણગ્રંથ મળેલો છે. ગુજરાતી ઉપરથી સંસ્કૃત તાતંત્ર વ્યાકરણનું જ્ઞાન થવા માટે તે લખાયેલો છે. આથી તે પૂર્વે આશરે એકસો સાઠ થયાં પ્રાચીનતમ ગુજરાતી અથવા જેને Post-Apabhramsha મહેનામાં આવે છે તે ભાષાનું સ્વરૂપ સુસ્થિર થયુ હોવુ જોઇએ એ સ્પષ્ટ છે

## પ્રાચીનતમ ગુજરાતી સાહિત્ય

હેમચન્દ્રે અપભ્રંશ ના રણના નિયમોના ઉદાહરણ તરીકે મોટે ભાગે દસમા-અગિયારમા શતકમા રચાયેલા ગ્રંથોમાથી અથવા તત્કાલીન લોકોક્તિઓમાથી પદ્યો ઉતાર્યાં હોવા જોઇએ આથી હેમચન્દ્રના વ્યાકરણની ઉપયોગિતા તત્કાલીન લોકભાષાના અભ્યાસની દૃષ્ટિએ અદ્વિતીય છે હેમચન્દ્ર ઉદ્ધૃત કરેલા પદ્યોમા મોટો ભાગ દોહાનો છે અને તેમાં ઘણાખરા દોહા શૃંગારરસના છે પણ તે ઉપરાંત ૧૮ વીરરસના ૬૦ ઉપદેશના ૧૦ જૈન ધાર્મિક ૫ દંતકથા-પુરાણના ૧ કૃષ્ણ-રાધા વિષે ૧ બલિરાજા તથા વામન વિષે, ૧ રામ-રાવણ વિષે અને ૨ મહાભારતને લગતા છે શૃંગારરસના દોહાઓ પૈકી બે તો મુંજ વિષેના છે માળવાનો પ્રસિદ્ધ વિદ્યાવિલાસી રાજા મુંજ એ જ આ પદ્યોમા વર્ણવાયેલ મુંજ હોય એ અસંભવિત નથી

કવિત્વની દૃષ્ટિએ પણ હેમચન્દ્રે ઉતારેલા પદ્યો ઉત્કૃષ્ટ છે ઉપમા અને સચોટ શબ્દરચનાની દૃષ્ટિએ સારામા સારા સંસ્કૃત પદ્યોની બરાબરી કરે એવુ કવિત્વ ઘણા પદ્યોમા નજરે પડે છે પંદરમા અથવા સોળમા સૈકામા થયેલા કોઇ અજ્ઞાત જૈન લખકે આ અપભ્રંશ દોહાઓ ઉપર 'દોધક વૃત્તિ' નામની સંસ્કૃત ટીકા લખી છે[૫] તે પ્રસ્તુત અવતરણોની વિદ્વત્પ્રિયતાનો પુરાવો ગણ્

૫ પ્રસિદ્ધ હેમચન્દ્રાચાર્ય જૈન ગ્રંથમાળા

કરે છે, કેમકે અપભ્રંશ જેવી ભાષાનાં વાક્યો પણ સંસ્કૃતમાં ટીકા લખાયાનાં ઉદાહરણો સાહિત્યના ઇતિહાસમાં અત્યંત વિરલ છે. અપભ્રંશ 'ભવિસયત્તકહા' અથવા 'પંચમીકહા'ના ઉપોદ્ઘાતમાં ડૉ. ગુણે કહે છે તેમ, હેમચન્દ્રનું આ વ્યાકરણ "ગુજરાતી, હિન્દી, મરાઠી ઇત્યાદિ દેશી ભાષાઓ માટે અતિશય ઉપયોગી અને મૌલિક છે, કારણ કે સર્વ પ્રાકૃત વ્યાકરણકારોમાં માત્ર જૈન ચંડે અપભ્રંશ વિષે કંઇક કહ્યું છે અને પછી જૈન હેમાચાર્યે અપભ્રંશ ભાષા વિષે બીજાઓ કરતાં ઘણી કાળજીથી તેમજ વિસ્તારથી વિવેચન કર્યું છે અને વધુ અગત્યનું તો એ છે કે તેમણે તેનાં ઉદાહરણો તરીકે અપભ્રંશ દોહા આપેલ છે. આથી અપભ્રંશ ભાષાના અભ્યાસની દૃષ્ટિએ હેમચંદ્રનું સૌથી વધુ મહત્ત્વ છે."[૬]

કુમારપાલના મરણ પછી નવ વર્ષે એટલે કે સં. ૧૨૪૧માં બીજા એક જૈનાચાર્ય સોમપ્રભસૂરિએ 'કુમારપાલપ્રતિબોધ' નામના પ્રાકૃત ગ્રન્થની રચના કરી છે તેમાં સંખ્યાબંધ અપભ્રંશ પદ્યો આવે છે. એ પૈકી કેટલાંક એ જ સ્વરૂપે હેમચન્દ્રમાં પણ માલૂમ પડે છે.

આવાં પ્રકીર્ણ અપભ્રંશ પદ્યોની દૃષ્ટિએ બીજો એક મહત્ત્વનો ગ્રન્થ મેરુતુંગાચાર્યકૃત 'પ્રબન્ધચિન્તામણિ' છે. સં. ૧૩૬૧માં વઢવાણમાં તે રચાયેલો છે. આખો ગ્રન્થ સંસ્કૃત ગદ્યમાં રચાયેલો છે, પણ વચ્ચે ક્વચિત્ અપભ્રંશ અને સંસ્કૃત પદ્યો પણ આવે છે. શ્રાવકો અને સાધુઓના મનોરંજન અને ઉપદેશ અર્થે જૂની શ્રુત-પરંપરાને આધારે પૌરાણિક, ઐતિહાસિક અને અર્ધ-ઐતિહાસિક પુરુષોનાં ચરિત્રો તેમાં આપેલાં છે અને ગુજરાતના હિન્દુ રાજાઓના ઇતિહાસની બાબતમાં આ ગ્રન્થ સામાન્યતઃ પ્રમાણભૂત ગણાય છે. એમાં કુલ ૩૧ અપભ્રંશ પદ્યો છે, અને તે વખતે લોકોમાં તે સારી પેઠે પ્રચલિત હોય એમ ગ્રન્થની સંકલનાના પ્રકાર ઉપરથી જણાય

---

૬. 'ભવિસયત્તકહા' પર ડૉ. ગુણેની પ્રસ્તાવના (ગા ઓ સી)

કર્તુ પ્રસ્તુત રાસ આ બનાવને સમય ભાષામાં વર્ણવે છે. આ રાસ સં. ૧૨૮૫ આસપાસ રચાયો હોવાનું અનુમાન થાય છે. પ્રાકૃત 'તીર્થકલ્પ'માં૯ પણ આ જ પ્રસંગનું વર્ણન કરેલું છે.

આ પછી સં. ૧૩૦૩માં પ્રજ્ઞાતિલકસૂરિએ અથવા તેમના કોઈ શિષ્યે 'કચ્છૂલીરાસ'૧૦ રચ્યો છે. કચ્છૂલી એ આબુ પાસેનું એક ગામ છે. આ કાવ્યમાંથી કેટલીક ઐતિહાસિક વિગતો તથા ઉપયોગી સૂચનો મળી આવે છે.

સં. ૧૩૭૧માં અંબદેવસૂરિએ 'સમરારાસ'૧૧ રચ્યો છે. આ રાસના નાયક મંત્રી સમરસિંહને અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાને તિલંગનો સૂબો બનાવ્યો હતો. તેણે સં. ૧૩૭૧માં શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો હતો, અને આ રાસ પણ તે જ વર્ષમાં રચાયેલો હોઈ વિશ્વાસપાત્ર હકીકતો પૂરી પાડે છે. આ સમરસિંહમાં કવિત્વશક્તિ હતી અને તેણે લખેલાં કેટલાંક સ્તવનો મળી આવે છે. શત્રુંજયના આ જીર્ણોદ્ધારની પ્રશસ્તિ અર્થે કક્કસૂરિએ સંસ્કૃતમાં 'નાભિનંદનોદ્ધારપ્રબંધ' રચ્યો છે.૧૨

આ પછી મંડલિક નામે એક કવિએ રચેલ 'પેથડરાસ'૧૩ મળી આવે છે. પાટણ પાસેના સંડેર ગામના વતની સંઘપતિ પેથડનાં સત્કૃત્યોનું તેમાં વર્ણન છે. કેટલાંક અનુશ્રુતિ પ્રમાણે

૯ મુદ્રિત, એજન, પરિશિષ્ટ ૫

૧૦ મુદ્રિત, એજન

૧૧ મુદ્રિત, એજન

૧૨ સં. પંડિત ભગવાનદાસ હરખચંદ. તથા જુઓ, પં. લાલચંદ્ર ગાંધીનો લેખ 'શ્રીશત્રુંજય તીર્થનો ઉદ્ધારક સમરસિંહ' (જૈનયુગ, વર્ષ ૧, પૃ. ૧૦૨, ૨૮૩, ૨૫૫, ૪૦૩)

૧૩ મુદ્રિત, પ્રા. ગૂ. કા. સં.

ઉપરથી[14] આ રાસ સં. ૧૩૬૦ આસપાસ રચાયો હોવાનું અનુમાન થઈ શકે છે. આ રાસમાં સંખ્યાબંધ શહેરો તથા ગામોનાં નામ આવતાં હોઈ ઇતિહાસ ઉપરાંત ભૂગોળની દૃષ્ટિએ પણ તે ઉપયોગી છે. 'દીહલા, 'લાગલા,' મંડિયલે,' 'કીયલે,' 'હવિયલે,' 'તુમ્હચિ' વગેરે મરાઠીમિશ્રિત પ્રયોગો ગૂજરાત અને મહારાષ્ટ્રના તે વખતના ભાષાસંપર્કનું સૂચન કરે છે.

સં. ૧૪૫૪ લગભગ એક જૈનેતર કાવ્ય આવે છે. એ કાવ્ય તે ઇડરના રાવ રણમલ્લના પુરોહિત શ્રીધર વ્યાસકૃત 'રણમલછંદ' છે.[15] અમદાવાદના સુલતાનની સવારીને રણમલ્લે કેવી રીતે પાછી હઠાવી એનું અત્યંત જુસ્સાદાર અને રસિક વર્ણન તેમાં છે. કવિએ સિંહવિલોકિત, ભુજંગી, સારસી, મરહઠ્ઠા, દુમીલા, નારાચ, છપ્પય વગેરે સંખ્યાબંધ છંદોનો પ્રયોગ કર્યો છે. કાવ્યનો મોટો ભાગ ચારણી 'અવહટ્ટ' ભાષામાં છે, અને માત્ર ઐતિહાસિક રીતે જ નહીં પણ ઉત્કૃષ્ટ કાવ્યના નમૂના તરીકે પણ તેનું મહત્ત્વ ઘણું છે. આ કાવ્યના સંપાદક દી. બ. કેશવલાલ ધ્રુવના શબ્દોમાં કહીએ તો, "રાઠોડ વીર (રણમલ)નાં સ્થાવર અને જંગમ સ્મારક રણમલ ચોકી અને રણમલછંદ. ગઢ ઉપરની બેઠક તો રણમલનું જ સ્મરણ આપશે; શ્રીધરનો પવાડો તો રાણાને અને કવિને ઉભયને ચિરંજીવ રાખશે. રણમલછંદના જોટાનું વીરરસનું ખંડકાવ્ય, ગૂજરાતીમાં છે નહીં."[16] આ જ શ્રીધર વ્યાસે 'સપ્તશતી,' તથા 'કવિત ભાગવત' પણ વિવિધ છંદોમાં લખ્યું છે.

---

૧૪. મુનિશ્રી પુણ્યવિજયજીનો લેખ 'એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ' (પુરાતત્ત્વ, પુ. ૧, અંક ૧.) તથા આ લેખકનો લેખ 'સંદેર' (શારદા, ફેબ્રુ. ૧૯૩૭)

૧૫ મુદ્રિતઃ દી. બ. ધ્રુવ સંપાદિત 'પ્રાચીન ગૂર્જર કાવ્ય'

૧૬. એજન, પ્રસ્તાવના, પૃ. ૯

આ સર્વ ઉપરથી જણાય છે કે બારમી, તેરમી તથા ચૌદમી સદીમાં અપભ્રંશનું સાહિત્ય સારી પેઠે ખીલેલું હતું અને પ્રસિદ્ધ પુરુષોને લગતાં કથાનકો, વાર્તાઓ અને દૂહાઓ પણ લોકોમાં સારી પેઠે પ્રચલિત હતાં.[૭]

હવે, નરસિંહ પૂર્વેના સાહિત્યનું વિષયવાર અવલોકન કરવાનું પ્રાપ્ત થાય છે. જે સાહિત્ય અત્યારે મળી આવે છે તે કરતાં અનેકગણું ભૂતકાળમાં નાશ પામેલું હોવા છતાં એકંદરે જોતાં ગૂજરાતી ભાષા કે જે તે વખતે કેવળ બાલ્યાવસ્થામાં જ હતી તેનું સાહિત્ય તેની એ બાલ્યાવસ્થામાં પણ કેટલા સારા પ્રમાણમાં વિકાસ પામેલું હતું, એની કલ્પના ઉપલબ્ધ સાહિત્ય ઉપરથી થઈ શકે છે.

## ઐતિહાસિક કાવ્યો

સૌથી પ્રથમ ઐતિહાસિક કાવ્યો લઈએ. ઐતિહાસિક પ્રસંગોને ધાર્મિક સ્વરૂપે જાળવી રાખવાની વૃત્તિ જૈનોમાં વિશેષ હતી એમ જણાય છે અને એ વૃત્તિને પરિણામે જ ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસ ઉપર પ્રકાશ ફેંકનારા અનેક સંસ્કૃત પ્રબન્ધાત્મક ગ્રન્થો અને પ્રાચીન ગૂજરાતી કાવ્યો જૈન ભંડારોમાંથી મળી આવે છે.

આવાં કાવ્યોમાં વિજયસેનસૂરિકૃત 'રેવંતગિરિ રાસ'[૮] સૌથી પ્રાચીન છે. એ રાસનાં ચાર કડવાં છે અને દરેકમાં અનુક્રમે ૨૦, ૧૦, ૨૨ અને ૨૦ કડીઓ છે. વનરાજના શ્રીમાળી મંત્રી જાંબના વંશજ સજ્જનને સિદ્ધરાજે સોરઠનો દંડનાયક નીમ્યો હતો. આ સજ્જને સોરઠની ઊપજ ખર્ચીને ગિરનાર ઉપરનાં લાકડાનાં જૂનાં દહેરાસરોનો ઉદ્ધાર કરીને નવું પાકું મન્દિર સં. ૧૧૮૫માં બંધાવ્યું

૭. જુઓ, આ લેખકનું 'પ્રબન્ધચિન્તામણિ'નું અવલોકન, 'બુદ્ધિપ્રકાશ,' એપ્રિલ-મે-જૂન ૧૯૩૫.

૮. મુદ્રિત: 'પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ' (ગા. ઓ. સી.)

હતું. પ્રસ્તુત રાસ આ બનાવને રસમય ભાષામાં વર્ણવે છે. આ રાસ સં. ૧૨૮૫ આસપાસ રચાયો હોવાનું અનુમાન થાય છે. પ્રાકૃત 'રૈવતકલ્પ'માં[૯] પણ આ જ પ્રસંગનું વર્ણન કરેલું છે.

આ પછી સં. ૧૩૬૩માં પ્રજ્ઞાતિલકસૂરિએ અથવા તેમના કોઈ શિષ્યે 'કચ્છૂલીરાસ'[૧૦] રચ્યો છે. કચ્છૂલી એ આબુ પાસેનું એક ગામ છે. આ કાવ્યમાંથી કેટલીક ઐતિહાસિક વિગતો તથા ઉપયોગી સંવતો મળી આવે છે.

સં. ૧૩૭૧માં અંબદેવસૂરિએ 'સમરારાસ'[૧૧] રચ્યો છે. આ રાસના નાયક મંત્રી સમરસિંહને અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાને તિલંગનો સૂબો બનાવ્યો હતો. તેણે સં. ૧૩૭૧માં શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો હતો, અને આ રાસ પણ તે જ વર્ષમાં રચાયેલો હોઈ વિશ્વાસપાત્ર હકીકતો પૂરી પાડે છે. આ સમરસિંહમાં કવિત્વશક્તિ હતી અને તેણે લખેલાં કેટલાંક સ્તવનો મળી આવે છે. શત્રુંજયમા આ ઉદ્ધારની પ્રશસ્તિ અર્થે કક્કસૂરિએ સંસ્કૃતમાં 'નાભિનંદનોદ્ધારપ્રબંધ' લખ્યો છે.[૧૨]

આ પછી મંડલિક નામે એક કવિએ રચેલ 'પેથડરાસ'[૧૩] મળી આવે છે. પાટણ પાસેના સંડેર ગામના વતની સંઘપતિ પેથડનાં સત્કૃત્યોનું તેમાં વર્ણન છે. કેટલાંક આનુષંગી પ્રમાણો

---

૯. મુદ્રિત: એજન, પરિશિષ્ટ ૫.

૧૦. મુદ્રિત: એજન.

૧૧ મુદ્રિત: એજન.

૧૨. સં. પંડિત ભગવાનદાસ હરખચંદ; તથા જુઓ, પં. લાલચંદ ગાંધીનો લેખ 'શ્રીશત્રુંજય તીર્થનો ઉદ્ધારક સમરસિંહ,' (જૈનયુગ, વર્ષ ૧ પૃ. ૨૦૨, ૨૮૩, ૨૫૫, ૪૦૩)

૧૩. મુદ્રિત: પ્રા. ગૂ. કા. સં.

ઉપરથી[૧૪] આ રાસ સં. ૧૩૬૦ આસપાસ રચાયો હોવાનું અનુમાન થઇ શકે છે. આ રાસમાં સંખ્યાબંધ શહેરો તથા ગામોનાં નામ આવતાં હોઇ ઇતિહાસ ઉપરાંત ભૂગોળની દૃષ્ટિએ પણ તે ઉપયોગી છે. 'દીહડલા, 'લાગ'લા,' મંડિયલે,' 'કીયલે,' 'દુવિયલે,' 'તુમ્હચિ' વગેરે મરાઠીમિશ્રિત પ્રયોગો ગૂજરાત અને મહારાષ્ટ્રના તે વખતના ભાષાસમ્પર્કનું સૂચન કરે છે.

સં. ૧૪૫૪ લગભગ એક જૈનેતર કાવ્ય આવે છે. એ કાવ્ય તે ઇડરના રાવ રણમલના પુરોહિત શ્રીધર વ્યાસકૃત 'રણમલછંદ' છે.[૧૫] અમદાવાદના સુલ્તાનની સવારીને રણમલે કેવી રીતે પાછી હટાવી એનું અત્યંત જુસ્સાદાર અને રસિક વર્ણન તેમાં છે. કવિએ સિંહવિલોકિત, ભુજંગી, સારસી, મરહટ્ટા, દુમીલા, નારાચ, છપ્પય વગેરે સંખ્યાબંધ છંદોનો પ્રયોગ કર્યો છે. કાવ્યનો મોટો ભાગ ચારણી 'અવહટ્ટ' ભાષામા છે, અને માત્ર ઐતિહાસિક રીતે જ નહીં પણ ઉત્કૃષ્ટ કાવ્યના નમૂના તરીકે પણ તેનું મહત્ત્વ ઘણું છે. આ કાવ્યના સંપાદક દી. બ. કેશવલાલ ધ્રુવના શબ્દોમાં કહીએ તો, "રાઠોડ વીરૂ (રણમલ)નાં સ્થાવર અને જંગમ સ્મારક રણમલ ચોકી અને રણમલછંદ. ગઢ ઉપરની બેઠક તો રણમલનું જ સ્મરણ આપશે, શ્રીધરનો પવાડો તો ગણાને અને કવિને ઉભયને ચિરંજીવ રાખશે. રણમલછંદના જોટાનું વીરરસનું ખંડકાવ્ય, ગૂજરાતીમાં છે નહીં."[૧૬] આ જ શ્રીધર વ્યાસે 'સપ્તશતી,' તથા 'કવિત ભાગવત' પણ વિવિધ છંદોમા લખ્યુ છે.

---

૧૪. મુનિશ્રી પુણ્યવિજયજીનો લેખ 'એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ' (પુરાતત્ત્વ, પૃ ૧, અંક ૧) તથા આ લેખકનો લેખ 'સંડેર' (શારદા, ફેબ્રુ. ૧૯૩૭)

૧૫ મુદ્રિત - દી. બ ધ્રુવ સંપાદિત 'પ્રાચીન ગૂર્જર કાવ્ય'

૧૬ એજન, પ્રસ્તાવના, પૃ ૯

'નગમ૪છંદ'ની સાથે 'કાન્હડદેપ્રબન્ધ'નો ઉલ્લેખ ––વો પણ ઉચિત જણાશે 'કાન્હડદેપ્રબન્ધ'નો કર્તા વધારે અર્વાચીન હોઇ નરસિંહનો સમકાલીન છે, પરંતુ શ્રીધર વ્યાસના નાનમડા ખંડના યની સાથે પદ્મનાભના લાંબા વીરરસિક કાવ્યની––આ બન્ને ઉત્તમ કવિ ઓની શૈલીની તુલના રસમય થઇ પડે તેવી છે

રાણ ઉપગાન સ ૧૪૮૪મા હીરાણંદસૂરિએ 'વસ્તુપાલ–તેજપાલ રાસ' રચ્યો છે,[17] તેમાથી ગૂર્જરાતના વીર મંત્રીઓ વસ્તુપાલ તથા તેજપાલ વિશે કેટલીક હકીકતો મળી આવે છે

## વાર્તાઓ–કથાનકો

વાર્તાઓ–કથાનકોનું સાહિત્ય પણ આ સમય દરમિયાન ઠીક પ્રમાણમા મળી આવે છે સ ૧૩૨૫ના અરસામા રત્નસિંહસૂરિના શિષ્યે 'ઉપદેશમાલા' ૮૧ છપ્પયમા ગૂથી છે અને તેને 'ઉવએસમાલ કથાનય છપ્પય'[18] એવુ નામ આપ્યુ છે સ ૧૪૧૧મા વિજયભદ્રકૃત 'હંસરાજવત્સરાજ ચોપાઇ'[19] આવે છે જૈનેતર આસાયતે પણ 'હંસવત્સકથા' લખી છે, તેનો સમય પણ પંદરમા શતકમા કલ્પી શકાય છે, કેમકે સ. ૧૫૧૩મા લખાયેલી તેની હસ્તલિખિત પ્રત જાણવામા આવી છે[20] વિજયભદ્ર તથા આસાયતના આ કથાનકો આપણા પ્રાચીન લોકવાર્તા સાહિત્યના અભ્યાસમા ઉપયોગી થાય તેવા છે સ ૧૬૭૩મા ખંભાતના કવિ શિવદાસે હંસાવલીની વાર્તા લખી છે, તેની સાથે આ વાર્તાઓ

૧૭ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ ૪૮૭

૧૮ મુદ્રિત પ્રા ગૂ કા સ

૧૯ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧, પૃ ૧૫

૨૦ એજન પૃ ૪૭ આ કાવ્યના અંતરંગના અવલોકન પછી શ્રી કેશવરામ શાસ્ત્રી તેના કર્તા જૈનેતર હોવાના નિર્ણય પર આવ્યા છે

સરખાવવા જેવી છે. શિવદાસના કાવ્યમાં કેટલેક સ્થળે જૈન ધર્મની અસર જણાય છે તે પૂર્વની જૈન કૃતિઓને કારણે હોઈ શકે.

જૈનેતર કવિ ભીમકૃત 'સદયવત્સચરિત્ર'ની સં. ૧૪૮૮માં લખાયેલી હસ્તલિખિત પ્રત વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિરમાં છે.[૨૧] એ પ્રત ઘણી જ અશુદ્ધ છે, તેથી કાવ્યનો રચનાકાળ અનુમાને પંદરમા શતકના અધવચ સુધી લઈ જઈ શકાય. આ 'સદયવત્સ-ચરિત્ર' તે જ સદેવંત–સાવળિંગાની વાર્તા. સંસ્કૃતમાં રત્નશેખરગણિનું સદયવત્સવીરચરિત્ર મળી આવે છે. પાછળથી સંખ્યાબંધ જૈન લેખકોનાં ગદ્યપદ્ય લખાણો આ વિષય પર મળે છે. જો કે અત્યારે બજારમાં વેચાતી સદેવંત–સાવળિંગાની વાર્તામાં અને આ કથાનકોના વસ્તુમાં મોટો તફાવત છે. ભીમની કૃતિ આશરે છસો કડીની છે. એણે શૃંગાર અને અદ્‌ભુત રસના પ્રસંગો અત્યુત્તમ રીતે વર્ણવ્યા છે; અને એકંદરે તેના જેટલું કથાનક પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં મળવું મુશ્કેલ છે.[૨૨]

પછી સં. ૧૪૮૫માં હીરાણંદસૂરિએ રચેલ 'વિદ્યાવિલાસ પવાડો'[૨૩] પણ એક મહત્ત્વનું કાવ્ય છે. સં. ૧૪૮૪માં તેણે રચેલો 'વસ્તુપાલ-તેજપાલ રાસ' મળી આવે છે. 'વિદ્યાવિલાસિનીની વાર્તા'નું મૂળ આપણે હીરાણંદસૂરિના પવાડામાં શોધી શકીએ છીએ. પવાડામાં વર્ણવાયેલ વસ્તુ સં. ૧૨૮૫ આસપાસ રચાયેલ વિનયચંદ્રકૃત

૨૧. આ ઉપરાંત પ્રાચ્યવિદ્યામન્દિરમાં તેની બીજી બે તથા પાટણમાં સાગરના ઉપાશ્રયના ભંડારમાં એક હસ્તલિખિત પ્રત છે.

૨૨. આ સંબંધમાં વધુ માટે જુઓ અગિયારમા સાહિત્ય સંમેલનમાં આ લેખકનો લેખ 'આપણું લોકવાર્તાવિષયક પ્રાચીન સાહિત્ય: એક તુલનાત્મક દૃષ્ટિ.'

૨૩. બીજાં સંખ્યાબંધ પ્રાચીન કાવ્યોની સાથે આ રાસ પણ સંપાદિત થઈને ગૂર્જરરાસાવલિએ સંગ્રહમાં ગા. ઓ. સી. તરફથી પ્રકટ થનાર છે (સંપાદકો—પ્રો. બળવંતરાય ઠાકોર, શ્રી. મધુસૂદન મોદી અને શ્રી મોહનલાલ દેસાઈ).

મલિનાથ મહાકાવ્યમાં ૨૦૩ શ્લોકની આડકથા રૂપે મળી આવે છે. ૨૦૩ શ્લોકની આ આખ્યાયિકા ૨૩૦૦ કડીના કાવ્યના રૂપમાં કેવી રીતે ખીલી જાય છે તે નોંધવા જેવું છે. મૂળ કથામાં વિદ્યાવિલાસ પુરુષનું નામ છે, જ્યારે પછીના કાવ્યમાં તે રાજકુમારી વિદ્યાવિલાસિનીમાં ફેરવાઈ જાય છે. મધ્યકાલના સંખ્યાબંધ જૈન કવિઓએ પણ આ વિષય પર કલમ ચલાવી છે.[24]

સં. ૧૪૧૫માં જિનોદયસૂરિનો 'વિક્રમરાસ'[25] અને સં. ૧૪૯૯માં સાધુકીર્તિનો 'વિક્રમચરિત્રકુમાર રાસ'[26] મળે છે. સં. ૧૬૧૬માં જૈનેતર મધુસૂદને 'વિક્રમચરિત્ર-હંસાવતીની વાર્તા'[27] લખી છે તે સાથે સાધુકીર્તિના કાવ્યનું કેટલુંક સામ્ય છે.

એકંદરે નરસિંહના કાવ્યકાળ પૂર્વેના આ યુગમાં લોકવાર્તાને લગતું સાહિત્ય સારા પ્રમાણમાં મળી આવે છે અને આપણી લોકવાર્તાઓના પદ્ધતિસર અને તુલનાત્મક અભ્યાસમાં તે સારી પેઠે ઉપયોગી થાય તેમ છે.

**પુરાણકથાને લગતાં કાવ્યો.**

જૈન પુરાણકથાનાં કાવ્યો તરફ દૃષ્ટિ કરતાં સં. ૧૨૪૧માં રચાયેલો શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર બાહુબલિ રાસ'[28] સર્વથી

---

૨૪ વિદ્યાવિલાસિનીના વસ્તુના પૃથક્કરણ માટે જુઓ ટિ. ૨૨માં ઉલ્લેખ કરેલ લેખ.

૨૫ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧, પૃ. ૧૭

૨૬ હસ્તલિખિત પ્રત શ્રી રામલાલ મોદી પાસે છે.

૨૭ મુદ્રિત ફાર્બસ ગુજરાતી સભા તરફથી.

૨૮ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧, પૃ. ૧ (આચાર્ય શ્રી જિનવિજયજીએ તેમ જ પં. લાલચંદ ગાંધીએ આ રાસનાં સંપાદનો કર્યાં છે. તા. ૧૬-૬-'૪૫)

પ્રથમ ધ્યાન ખેંચે છે. ગુજરાતી ભાષાના ઉદ્‌ગમકાળને તેરમા શતક સુધી લઇ જવામાં તે સહાયભૂત થાય છે. આ પછી સં. ૧૨૬૬માં ધર્મકૃત 'જંબૂસ્વામીચરિત,'[૨૯] સં. ૧૩૨૫ આસપાસમાં વિનયચંદ્રકૃત 'નેમિનાથ ચતુષ્પદિકા,'[૩૦] સં. ૧૩૬૦ આસપાસમાં જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગ,'[૩૧] સં. ૧૪૦૫ લગભગ મલધારી રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગ,'[૩૨] સં. ૧૪૩૦માં અજ્ઞાત કવિકૃત 'જંબુસ્વામી ફાગ,'[૩૩] પંદરમા શતકના અંતમાં પ્રસિદ્ધ સોમસુન્દરસૂરિકૃત 'નેમિનાથ નવરસ ફાગ'[૩૪] તથા અનુમાને આ જ અરસામાં થઇ ગયેલા ગણવામાં આવતા સર્વાનન્દસૂરિકૃત 'મંગલકલશ ચોપાઇ'[૩૫] ઇત્યાદિ આ યુગનાં મુખ્ય કાવ્યો છે. આ ઉપરાંત પણ જૈનોનાં નાના મોટાં ઘણાં કાવ્યો છે, પણ તે સર્વ વિસ્તારભયથી અત્રે નોંધી શકાય તેમ નથી.[૩૬]

આમાં 'ફાગ' સંજ્ઞાવાળા કાવ્યો થોડીક નોંધ માગી લે છે. આ પ્રકારનાં કાવ્યો છંદોવૈવિધ્ય, ઝડઝમક અને અલંકારયુક્ત ભાષાથી ભરપૂર હોય છે. એમાં જંબૂસ્વામી કે નેમિનાથ જેવાં પૌરાણિક પાત્રોને અનુલક્ષીને ઉદ્દીપક શૃંગારરસનું વર્ણન કરેલું હોય છે, પરન્તુ

---

૨૯ મુદ્રિત 'પ્રા. ગૂ. કા. સં.'

૩૦. મુદ્રિત. એજન. આ કાવ્યનુ વર્ણન બારમાસ રૂપે છે.

૩૧. મુદ્રિત : એજન

૩૨. મુદ્રિત :એજન

૩૩. મુદ્રિત : મારા તરફથી, 'ગુજરાતી,' દીપોત્સવી અંક સં. ૧૯૮૮.

૩૪. મુદ્રિત : 'જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડ' ઑગસ્ટ ૧૯૧૭

૩૫. જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧, પૃ. ૩૫.

૩૬. એજન, પૃ. ૧ થી ૩૬

તેનો અંત હમેશાં લગ્ન અને સાત્ત્વિકતાના વિજયમાં અને વિયો-પભોગના ત્યાગમાં જ આવે છે. જૈન કવિઓએ લખેલી પ્રેમકથાઓમાં પણ અંત આવા જ પ્રસંગો હોય છે. આ 'ફાગ'કાવ્યો ચૈત્ર માસમાં ગવાતાં હોય એમ અનુમાન થાય છે (સંભાવો હોળીના 'ફાગ') જિનપદ્મસૂરિએ પોતાના 'સ્થૂલિભદ્રફાગ'ની અંતિમ પંક્તિઓમાં લખ્યું છે કે—

खरतरगच्छि जिणपउमसूरिहिं किउ फागु रमेवउ ।
खेला नाचइ चैत्रमासि रंगिहिं गावेवउ ॥

ઉત્તમ કવિત્વની દૃષ્ટિએ આ 'ફાગ'કાવ્યો જૂના સાહિત્યમાં ઊંચું સ્થાન લે તેવાં હોય છે.

આ જ અરસામાં એક જૈનેતર કવિકૃત પુરાણકથાને લગતા બે ગ્રંથ મળી આવે છે. 'રણમલ છંદ'ના કર્તા શ્રીધર વ્યાસે 'કવિત ભાગવત'[૩૭] તથા 'સપ્તશતી અથવા દેવીચરિત'[૩૮] લખેલ છે. 'કવિત ભાગવત'માં ભાગવતના દશમ સ્કન્ધનું છન્દોબદ્ધ ભાષાન્તર છે અને 'સપ્તશતી'માં માર્કંડેયપુરાણના દેવીચરિત્ર સંક્ષેપમાં વર્ણવ્યું છે. 'સપ્તશતી' એ એકસો વીસ કડીનું ગ્રંથ છે. "આરંભે એક શાર્દૂલવિક્રીડિત સંસ્કૃતમાં છે. તે પછી ચાર ધાત (ચોપાઈ) છે. ત્યાર પછી બે આર્યા (ઉપગીતિ), ચાર રૂપક અને એક પૂરવણું (દોહરો) મળી પરસ્પર ક્રમથી સાંકળી લીધેલી સાત સાત તુકના સોળ ખંડ આવે છે. છેવટે ચાર છપ્પય મૂક્યા છે."[૩૯]

---

૩૭ આ કાવ્યની ત્રુટક હાથપ્રત સ્વ. મણિલાલ વ્યાસને મળી હતી (પ્રાચીન ગૂર્જર કાવ્ય, પ્રસ્તાવના પૃ. ૬)

૩૮ આ કાવ્યની હાથપ્રતો વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરમાં તથા અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાં છે.

૩૯ પ્રાચીન ગૂર્જર કાવ્ય પ્રસ્તાવના પૃ. ૬-૭

આ કાવ્યની એક કરતાં વધુ હસ્તલિખિત પ્રતો મળતી હોઈ તે સારી રીતે સંશોધિત થઈ પ્રકટ થવાની જરૂર છે.

બીજું પણ એક નોંધપાત્ર પૌરાણિક કાવ્ય આ સમયમાં મળે છે. આ કાવ્ય તે શાલિસૂરિનું 'વિરાટપર્વ.'[૪૦] ભાષાના સ્વરૂપ ઉપરથી તેનો સમય આશરે પંદરમા શતકના અંતમાં મૂકીએ. તેની વિશિષ્ટતા એ છે કે તે આખુંયે અક્ષરમેળ વૃત્તોમાં રચાયેલું છે અને કવિતા તરીકે પણ કાવ્ય ઊંચું સ્થાન લે તેવું છે. ઓગણીસમા સૈકા પછી જ ગુજરાતીમાં અક્ષરમેળ વૃત્તોની રચના શરુ થઈ હતી, એવી એક જૂની માન્યતાને આ કાવ્ય સચોટ જવાબરૂપ છે. આ જ કવિનું એક 'પાંડવચરિત્ર'[૪૧] પણ મળી આવે છે.

## ધાર્મિક વિષયોને લગતાં કાવ્યો.

ધર્મ અને તત્ત્વજ્ઞાનના કાવ્યોમાં સં. ૧૩૨૭માં રચાયેલ 'સપ્તક્ષેત્રી રાસ,'[૪૨] પદ્મકૃત 'દૂહામાતૃકા,'[૪૩] સોલણકૃત 'ચર્ચરિકા,'[૪૪] સં. ૧૪૧૦ આસપાસ જયાનંદસૂરિકૃત 'ક્ષેત્રપ્રકાશરાસ,'[૪૫] સં. ૧૩૩૧ આસપાસ જગડકૃત 'સમ્યક્ત્વમાઈ ચોપાઈ,'[૪૬] તથા અજ્ઞાત કવિકૃત 'માતૃકા ચોપાઈ' મુખ્ય છે. 'સપ્તક્ષેત્રી રાસ'માં જિન-મંદિર, જિનપ્રતિમા, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ

---

૪૦. આ કાવ્ય ગૂર્જરરાસાવલિમાં પ્રકટ થનાર છે. ભાઈશ્રી મધુસૂદન મોદીના સૌજન્યથી તેનો કેટલોક ભાગ વાંચવા મળ્યો હતો.

૪૧. શ્રી. મોહનલાલ દ. દેસાઈને આની હસ્તલિખિત પ્રત મળી હતી.

૪૨. મુદ્રિત: પ્રા. ગુ. કા. સં

૪૩. મુદ્રિત એજન

૪૪. મુદ્રિત: એજન.

૪૫ જૈન ગૂર્જર કવિઓ, ભાગ, ૧ પૃ ૧૩

૪૬. મુદ્રિત: પ્રા. ગુ. કા. સં

સાત પુણ્યક્ષેત્રોની ઉપાસનાનુ વર્ણન છે પદ્મકૃત 'દૂહામાતૃકા'મા બારાખડીનો પ્રત્યેક વર્ણ લઇને તે ઉપર ઉપદેશ આપનારા દૂહાઓ છે આ જ નિમિ લખેલ 'શાલિભદ્ર કક્ક'મા શાલિભદ્ર નામે મહા સમૃદ્ધિમાન શ્રાવકે મહાવીર પાસે દીક્ષા લીધી હતી તેના ગુણનુ વર્ણન વર્ણમાળાનો પ્રત્યેક વર્ણ લઇને કરેલ છે જગડુકૃત 'સમ્યક્ત્વમાઇ ચોપાઇ'મા પણ વર્ણમાળાનો દરેક અક્ષર લઇને સમ્યક્ત્વનો વિષય ચર્ચ્યો છે તથા 'માતૃકાચોપાઇ'મા પણ એ જ પ્રમાણે ધર્મોપદેશ કરવામા આવેલો છે સ ૧૨૪૧મા 'ભરતેશ્વર બાહુબલિરાસ' લખનાર શાલિભદ્રસૂરિના 'બુદ્ધિરાસ'મા સામાન્ય હિતોપદેશ આપવામા આવેલો છે ૪૭

ચૌદમા શતકના અધવચમા બીજા બે મહત્ત્વના નાના મળે છે સ ૧૩૪૦મા દેવસુન્દરસૂરિશિષ્યકૃત 'કાકબંધી ચોપાઇ'૪૮ તથા સ ૧૪૧૨ લગભગ વસ્તિગકૃત 'ચિહુગતિ ચોપાઇ'૪૯ પહેલા કાવ્યમા વર્ણમાળાનો દરેક અક્ષર લઇને ધર્મબોધ કરવામા આવ્યો છે, અને બીજામા અનેક પ્રકારની યોનિમા ભટકતા જીવને કેવા દુખો ભોગવવા પડે છે તથા એ દુ ખમાથી છૂટવાનો ઉપાય અરિહંત અને ગુરુ છે, એમ પ્રતિપાદન કરવામા આવ્યુ છે

જૈન કવિઓએ લખેલા બીજા પણ કેટલાક નાના કાવ્યો આ

૪૭ આ કાવ્યની હસ્તલિખિત પ્રત પાટણમા પ્ર કાન્તિવિજયજી મહારાજ પાસે મે જોઇ હતી

૪૮ જૈન ગુર્જર કવિઓ ભાગ ૧, પૃ ૨૦–૨૧

૪૯ આ કાવ્ય ગૂર્જરરાસાવલિમા પ્રસિદ્ધ થનાર છે શ્રી મણિલાલ વ્યાસે આપેલા તેના પરિચય માટે જુઓ ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક,' પુ ૧, પૃ ૨૮૨–૮૭

સમયમાં મળે છે.[૫૦] તત્ત્વજ્ઞાનના વિષય પર લખાયેલું જૈનેતર કવિનું એક પણ કાવ્ય આ સમયમાં મળતું નથી.

## પ્રકીર્ણ કાવ્યો.

સં. ૧૪૬૨ પછી જયશેખરસૂરિએ રચેલ 'ત્રિભુવનદીપક પ્રબન્ધ' અથવા 'પ્રબોધચિન્તામણિ'[૫૧]નો ખાસ ઉલ્લેખ અત્રે કરવો જરૂરી છે. આ કાવ્ય એક સુન્દર રૂપક છે. વિશ્વનું સામ્રાજ્ય ધરાવનો પરમહંસ નામનો રાજા મોહ નામના શત્રુ ઉપર કેવી રીતે વિજય મેળવે છે, એનું તેમાં વર્ણન છે. જો કે આ પૂર્વે પણ પ્રાચીન ગુજરાતી તથા અપભ્રંશમાં ટૂંકાં રૂપકો મળી આવે છે,[૫૨] પરન્તુ સાહિત્યમાં ઉચ્ચ સ્થાન લઇ શકે એવું સુશ્લિષ્ટ રૂપક તો જયશેખરસૂરિનું જ પ્રથમ છે. સંસ્કૃતમાં કૃષ્ણમિશ્રના પ્રસિદ્ધ 'પ્રબોધચન્દ્રોદય' નાટક ઉપરાંત બીજાં સંખ્યાબંધ રૂપકો છે.[૫૩] જયશેખરસૂરિએ પોતે પણ સં. ૧૪૬૨મા સંસ્કૃત કાવ્યમા 'પ્રબોધચિન્તામણિ' રચ્યું છે. ગુજરાતીમાં પણ ત્યારપછી વાણિજ્યમૂલક અને ધાર્મિકમૂલક અનેક નાનાં-મોટાં રૂપકો લખાયાં છે, પણ તેમાંનું કોઇ જયશેખરસૂરિના ઉક્ત કાવ્યની બરાબરી કરી શકે તેમ નથી. કાવ્યમાં છંદોનું વૈવિધ્ય છે અને રસનિષ્પત્તિ અસાધારણ છે. દી. બ. કેશવલાલ ધ્રુવ તે વિષે લખે છે, "આ એક જ ગુર્જર કાવ્યથી જૈન કવિ

---

૫૦. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧, પૃ ૧ થી ૨૬.

૫૧. પં. લાલચંદ ગાંધીએ આ કાવ્યનું પ્રથમ સંપાદન કર્યું છે. પચાસેક કડીઓ છોડી દઇને દી બ. કેશવલાલે તે પ્રા. ગુ. કા. મા પ્રકટ કરેલ છે.

૫૨. मदनरेखा, जिनदत्तमुनि-मोहराज विजयोक्ति, वगेरे જુઓ આ લેખકે સંપાદિત કરેલ मदनरेखानी પ્રસ્તાવના (ન ગુ. સભા ત્રૈમાસિક, પુ ૧, પૃ. ૧૪૫-૫૬ ).

૫૩. એજન.

પ્રથમ પંક્તિનો સાહિત્યકાર જણાય છે. કવિની પ્રતિભા વસ્તુની ગુંથણીમાં, પાત્રની યોજનામાં અને રૂપકની ખીલવણીમાં એકસરખી વિજયશાળી નીવડે છે. પ્રસંગોનું વૈચિત્ર્ય અને રસની ખીલાવટને પોષે છે અને નાટ્યનો વેગ તથા સંવિધાનનું ચાતુર્ય વાચનારનું કૌતુક છેવટ સુધી ટકાવી રાખે છે. જૈનેતર સાહિત્યની પેઠે જૈન સાહિત્ય પણ જો ચોરે ચૌટે ગવાતું હોત તો જયશેખરસૂરિએ પણ ભાલણ અને પ્રેમાનંદના જેવી પ્રસિદ્ધિ લોકમાં મેળવી હોત.'[૫૪] ભાષાના અભ્યાસની દૃષ્ટિએ પણ આ કાવ્ય ખૂબ મહત્ત્વનું છે અને જૂની ગુજરાતીના પ્રત્યેક અભ્યાસીએ એનું પરિશીલન કરવા જેવું છે.

આ પછી અજ્ઞાતકવિકૃત ઊર્મિમય નાજુક કાવ્ય 'વસંતવિલાસ'[૫૫] આવે છે. તેની હસ્તલિખિત પ્રત સં. ૧૫૦૮ની મળી આવે છે તે ઉપરથી તેનો રચનાકાળ પંદરમા શતકના અંતમાં હોવાનું અનુમાન થાય છે. આ અરસામાં 'વસંતવિલાસ'ને મળતું—એ જ વિષય અને એના જ છંદો ધરાવતું નરહરિ (?) નામે કવિનું 'ફાગુ'[૫૬] મળે છે. 'વસંતવિલાસ'માં સામાન્ય દંપતીના વસંતવિહાર, વિયોગ અને સંયોગનું વર્ણન છે, જ્યારે આ બીજા કાવ્યમાં કૃષ્ણ અને તેની પટરાણીઓનો વિલાસ વર્ણવ્યો છે. 'વસંતવિલાસ'ની કેટલીક પંક્તિઓ આ 'ફાગુ'ની પંક્તિઓ સાથે અદ્ભુત સામ્ય ધરાવે છે.[૫૭] બન્ને કાવ્યનો વિષય વર્ણનોની ઓ અંતર્યંમ એકસરખા

---

૫૪ જુઓ આ ગ્રંથની પ્રસ્તાવના પૃ. ૩૨-૩૩

૫૫ મુદ્રિત, પ્રા. ગૂ. કા. દી. બ. કેશવલાલ આ કાવ્યના કર્તાને જૈનેતર માને છે. શ્રી સારાભાઈ નવાબે તેના કર્તા જૈન છે એમ બતાવવાનો પ્રયાસ કર્યો છે (ફા. ગુ. સભા ત્રૈમાસિક પુ. ૧ પૃ. ૪૪૨-૪૭)

૫૬ આ કાવ્યના પરિચય માટે જુઓ ફા. ગુ. સભા ત્રૈમાસિક પુ. ૧, પૃ. ૪૩૨-૩૭

૫૭ એજન પૃ. ૪૩૩

છે અને બન્નેનો કર્તા કદાચિત્ એક જ વ્યક્તિ હોય એ સભવિત લાગે છે આ બે કાવ્યોનો કર્તા જો એક માનવામા આવે તો પછી ‘વસતવિલાસ’નો લેખક જૈન હોવા વિષેનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. આને જ મળતુ એક ત્રીજુ કાવ્ય કોઈ અજ્ઞાત કવિરચિત ‘અમૃતકચોના’[58] નામનુ છે તેનો સમય પણ આશરે પદરમા શતકના અન્તમા મૂકી શકાય એ કાવ્યમા પણ છટાદાર ભાષામા કૃષ્ણની લીલાઓનુ વર્ણન કરવામા આવેલુ છે ‘મયણછન્દ’[59] નામે બીજુ એક સુન્દર છદોબદ્ધ કાવ્ય મળી આવે છે તેમા કવિએ રાધાકૃષ્ણનો શૃગાર ગાયો છે

આ જ અરસામા જ્ઞાનાચાર્ય નામના એક જૈન યતિએ પ્રસિદ્ધ બિલ્હણ કવિકૃત ‘બિલ્હણપચાશિકા’[60] નો ચોપાઈમા અનુવાદ કર્યો છે અને તે ઉપરથી સ્વતત્ર પણ બિલ્હણની પ્રેયસી શશીકલાનો વિલાપ વર્ણવતી ‘શશીકલાપચાશિકા’ની[61] રચના કરી છે આ ‘શશીકલાપચાશિકા’મા તો યમકાદિની પણ છે. બન્ને કાવ્યો ઉચ્ચ કોટિના છે પાછળથી સત્તરમા સૈકામા બીજા એક જૈન કવિ સારગે પણ ‘બિલ્હણપચાશિકા’નો અનુવાદ કરેલો છે બિલ્હણનુ આ સસ્કૃત કાવ્ય ગુજરાતમા સારી પેઠે પ્રચલિત હતુ ગુજરાતના જૂના સાહિત્યમા શિક્ષક-શિષ્યાના પ્રેમની તથા સમસ્યાપૂરણની કથાની પરપરાની જે અસર જણાય છે તે મુખ્યત્વે ‘બિલ્હણકાવ્ય’ને આભારી છે સ ૧૭૦૬મા ‘રૂપસુન્દર કથા’[62] નામે એક વૃત્તબદ્ધ વાર્તા રચાયેલી છે તેમા રૂપા નામે રાજકુવરીના પોતાના શિક્ષક

---

૫૮ હાથપ્રત વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિરમા છે.

૫૯ હાથપ્રત વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિરમા છે

૬૦ મુદ્રિત ‘સાહિત્ય,’ ઓગસ્ટ ૧૯૩૨.

૬૧ મુદ્રિત ‘ગુજરાતી’નો દીપોત્સવી અક સ ૧૯૮૪

૬૨ મુદ્રિત ફાર્બસ ગુજરાતી સભા તરફથી

વિશ્વનાથના પુત્ર સુન્દર ઉપરના પ્રેમનું વર્ણન છે. એમાંનો કેટલોક ભાગ તો 'બિલ્હણકાવ્ય'ના અનુવાદ જેવો લાગે છે અને સમગ્ર કાવ્યની કલ્પના તે ઉપરથી જ લીધેલી છે. શામળભટ્ટકૃત 'મદન મોહના'માં પણ મોહનાના શિક્ષણનો પ્રસ્તાવ, પંડિતનું આવવું વગેરે ભૂમિકા 'બિલ્હણકાવ્ય'ને આભારી છે અને વીરસિંહકૃત 'ઉષાહરણ,' કુશલલાભકૃત 'માધવાનલ,' શામળભટ્ટકૃત 'પદ્માવતી,' 'નંદબત્રીશી' એ સર્વમાં નજરે પડતી સમસ્યાઓમાં 'બિલ્હણકાવ્ય'ની અસર એક યા બીજી રીતે નજરે પડે છે.

ગદ્યગ્રન્થો

ગદ્યલખાણો પણ પદ્યલખાણો જેટલા જ જૂના કાળથી પ્રાપ્ત થાય છે. જો કે ગદ્યસાહિત્ય એ પદ્યસાહિત્ય જેટલો વિકાસ પામેલું નહોતું, છતાં સાદી, સુન્દર અને કેટલીક વાર અલંકારયુક્ત શૈલીમાં લખાયેલા ગદ્યના નમૂનાઓ મળે છે. સં. ૧૩૩૦માં લખાયેલા તાડપત્રમાંથી ગદ્યમાં લખાયેલ 'આરાધના,'[૬૩] સં. ૧૩૪૦માં લખાયેલા જૂના તાડપત્રમાંથી 'અતિચાર,'[૬૪] સં. ૧૩૫૮માં લખાયલી હાથપ્રતમાંથી ગદ્યાત્મક 'સર્વતીર્થ નમસ્કારસ્તવન'[૬૫] તથા અનુમાને એ જ અરસાનું 'નવકાર વ્યાખ્યાન'[૬૬] સદ્ગત ચિમનલાલ દલાલે મેળવેલ છે. સં. ૧૩૬૯માં લખાયેલા તાડપત્રમાંથી 'અતિચાર' પણ તેમણે પ્રકટ કરેલ છે.[૬૭]

આ પછીના સમયમાં 'બાલાવબોધ' નામથી ઓળખાતા સંખ્યાબંધ ગુજરાતી ગદ્યગ્રન્થો મળી આવે છે અહીં 'બાલ'નો

૬૩. મુદ્રિત : પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ

૬૪ મુદ્રિત : એજન.

૬૫ મુદ્રિત : એજન.

૬૬. મુદ્રિત : એજન

૬૭. મુદ્રિત : એજન.

અર્થ 'અણુસમગ્રુ,' 'અજ્ઞાન' એવો કરવામાં આવેલો છે. જૈન સિદ્ધાન્તો આરંભે પ્રાકૃતમાં રચાયા એ સંબંધમાં એક શ્લોક છે કે—

बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्र्यकांक्षिणाम् ।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृत ॥

એ જ પ્રમાણે બુદ્ધિમાં બાલક એવાં સ્ત્રીપુરુષો માટે ભાષામાં ઉતારવામાં આવેલા 'શાસ્ત્રગ્રન્થો'ને બાલાવબોધ નામ આપવામાં આવ્યું, એમ કહી શકાય.

સં. ૧૪૧૧માં તરુણપ્રભસૂરિએ 'ગૂર્જરાતના પાટનગર શ્રી અણહિલવાડ'માં 'ષડાવશ્યક બાલાવબોધ'ની[૬૮] રચના કરી છે. પંદરમા શતકના ઉત્તરાર્ધમાં થઇ ગયેલા મહાપંડિત અને પ્રભાવક આચાર્ય સોમસુન્દરસૂરિએ સંખ્યાબંધ બાલાવબોધો લખ્યા છે, સંખ્યાબંધ શાસ્ત્રગ્રન્થો ગુજરાતીમાં ઉતાર્યા છે. તેમણે 'ઉપદેશમાલા' (સં. ૧૪૮૫),[૬૯] હેમચંદ્રકૃત 'યોગશાસ્ત્ર,'[૭૦] 'ષડાવશ્યક,' 'આરાધનાપતાકા,' 'નવતત્ત્વ,' નેમિચન્દ્ર ભંડારીકૃત 'ષષ્ટિશતક' (સં. ૧૪૯૬) વગેરે પર બાલાવબોધ રચ્યા છે.[૭૧] આ ઉપરાંત સં. ૧૪૯૧માં મુનિસુન્દરસૂરિએ 'યોગશાસ્ત્ર-ચતુર્થપ્રકાશ' પર, એ જ વર્ષમાં જિનસાગરસૂરિએ 'ષષ્ટિશતક' પર, સં. ૧૪૯૭માં

---

૬૮. આમાના કેટલાક ફકરાઓ માટે જુઓ, શ્રી જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન ગુજરાતી ગદ્યસન્દર્ભ.'

૬૯. આમાના કેટલાક માટે જુઓ એજન.

૭૦. એજન.

૭૧. શ્રી. મોહનલાલ દેસાઇકૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.' પૃ ૪૮૬–૮૭ ('ષષ્ટિશતક' ઉપર સોમસુન્દર, જિનસાગર અને મેરુસુન્દરે રચેલા ત્રણ બાલાવબોધોનું સંપાદન સિંધી ગ્રન્થમાળા માટે હાલમાં હું કરું છું. તા. ૨૩–૬–'૪૫).

દયાસિંહગણિએ 'સંગ્રહણી' પર, સં. ૧૫૦૦માં હેમહંસગણિએ 'નમસ્કાર–નવકાર' પર,[૭૨] સં. ૧૫૦૧માં તેમણે જ 'ષડાવશ્યક' પર તથા એ જ વર્ષમાં માણિક્યસુન્દરગણિએ મલધારી હેમચન્દ્રકૃત 'ભવભાવનાસૂત્ર' બાલાવબોધ રચ્યા છે.[૭૩] વિક્રમના પંદરમા શતકમાં પ્રચલિત ગુજરાતી ભાષા પર આ સર્વ રચનાઓ સ્વાભાવિક રીતે પ્રકાશ ફેંકે છે અને ભાષાના શાસ્ત્રીય અભ્યાસમાં સહાયભૂત થઈ શકે એ માટે એ સર્વનું પદ્ધતિસર સંપાદન અને પ્રકાશન થવાની જરૂર છે.

બાલાવબોધો ઉપરાંત બીજા પણ કેટલાક ગદ્યગ્રન્થો આ સમયમાં મળી આવે છે. સં. ૧૪૬૬માં લખાયેલ 'શ્રાવક વ્રતાદિ અતિચાર' શ્રી જિનવિજયજીએ પ્રકટ કરેલ છે.[૭૪] સં. ૧૪૭૮માં માણિક્યસુન્દરસૂરિએ રચેલ 'પૃથ્વીચન્દ્રચરિત્ર અથવા વાગ્વિલાસ'[૭૫] એ અસામાન્ય મહત્ત્વનો ગ્રન્થ છે. પાંચ ઉલ્લાસમાં તે લખાયેલો છે. તે સામાન્ય ગદ્યમાં લખાયેલો નથી, પણ તેના નામ વાગ્વિલાસ (વાણીનો–બોલીનો વિલાસ) વડે સૂચવાય છે તેમ 'બોલી'માં રચાયેલ છે. અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત છતાં તેમાં લેવાતી છૂટ ભોગવતું પ્રાસયુક્ત ગદ્ય તે બોલી. મધ્યકાલીન ગુજરાતીમાં 'સભાશૃંગાર' નામથી ઓળખાતો એક ગ્રન્થ છે તેમાં સભારંજનાર્થે જુદી જુદી વસ્તુઓ અને વિષયોનાં 'બોલી'મય વર્ણનો

---

૭૨ મુદ્રિત શ્રી જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન ગુજરાતી ગદ્ય સંદર્ભ'

૭૩. શ્રી મોહનલાલ દેસાઈકૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ,' પૃ ૪૮૬–૮૭

૭૪ 'પ્રાચીન ગુજરાતી ગદ્યસન્દર્ભ'

૭૫ મુદ્રિત 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ' તથા 'પ્રાચીન ગુજરાતી ગદ્યસન્દર્ભ'

મળી આવે છે. જૂની ગૂજરાતીના પદ્યમય ગ્રન્થોમાં પણ વચ્ચે કેટલેક સ્થળે બોલીનો ઉપયોગ થયેલો દેખાય છે. જયશેખરસૂરિકૃત 'પ્રબોધ-ચિન્તામણિ,' નરપતિકૃત 'પંચદંડ,' વીરસિંહકૃત 'ઉષાહરણ' વગેરે કાવ્યોમાં આ 'બોલી'નો વપરાશ જોવામાં આવે છે. જૂના કવિઓ તથા ભાટચારણો વગેરેમાં એનો ઉપયોગ એક યા બીજા સ્વરૂપે ચાલુ રહેલો છે. ઠેઠ ઓગણીસમી સદીમાં શ્રી ગણપતગમ રાજારામે પણ એનો ઉપયોગ કરેલો છે. માણિક્યસુન્દરસૂરિની 'બોલી'નો એક નમૂનો જોઈએ.

"હિવ તે કુમરી, ચડી યૌવનભરિ, પરિવરિ પરિકરિ, ક્રીડા કરઇં નવનવી પરિ. ઇસિઇ અવસરિ આવિઉ આષાઢ, ઇતરગુણિ સંબાઢ, કાટઇયઇ લોહ, ધામતણુઉ નિરોહ; છાસિ ખાટી, પાણી વીયાઇ માટી; વિસ્તરિઉ વર્ષાકાલ, જે પથીતણુઉ કાલ, નાઠઉ દુકાલ. જીણિ વર્ષાકાલિ મયૂર વનિ મેહ ગાજઇ, દુર્ભિક્ષતણા ભય ભાજઇ, જાણે સુભિક્ષભૂપતિ આવતા જયઢક્કા વાજઇ, ચિહું દિસિ વીજ ઝલહલઇ, પંથી ઘરભણી પુલઇ; વિપરીત આકાશ, ચંદ્રસૂર્ય પારિયાસ, રાતિ અંધારી, લવઇ તિમિરી; ઉત્તરનઉ ઊનયણ, છાયઉ ગયણ; દિસિ ઘોર, નાચઇ મોર; સધર, વરસઇ ધારાધર; પાણી-તણા પ્રવાહ પલહલઇ, વાડિઉપરિ વેલા વલઇ, નદી મહાપૂરિ આવઇ, પૃથ્વીપીઠ પ્લાવઇ, નવા કિસલય ગહગહઇ, વલ્લીવિતાન લહલહઇ; કુડુંબીલોક માચઇ, મહાત્મા બઇઠા પુસ્તક વાચઇ; પર્વતતણુઉં નીઝરણ વિછૂટઇ, ભરિયા સરોવર ફૂટઇ."[૭૧]

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આ ગ્રન્થ અત્યંત ઉપયોગી છે, એટલું જ નહીં પણ તે એક વિસ્તૃત વર્ણનપ્રધાન વાર્તાગ્રન્થ હોવાને કારણે તત્કાલીન સમાજસ્થિતિને લગતી પણ કેટલીક ઉપયોગી માહિતી તેમાંથી મળી આવે છે.

સં. ૧૬૪૮માં પાટણમાં બ્રાહ્મણ ગજકીર્તિમિશ્રે લખેલ

---

૭૧. 'પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ' પૃ. ૧૦૦.

'ગણિતસાર'૭૭ નામે એક ગ્રન્થ મળી આવે છે. તેમાં શ્રીધરાચાર્યના 'ગણિતસાર' પર તત્કાલીન ગુજરાતી ભાષામાં વિવરણ છે. વિદ્યાર્થીઓને તત્કાલીન તોલ, માપ અને નાણાંનું જ્ઞાન કરાવવાના ઉદ્દેશથી તે લખાયેલ, છતાં તે સમયની ભાષાના સ્વરૂપ ઉપર પણ તે કેટલાક પ્રકાશ પાડે છે.

જૂના સમયમાં સંસ્કૃતના પ્રારંભિક વિદ્યાર્થીઓને 'લઘુ ચાણક્ય' અને 'વૃદ્ધ ચાણક્ય' નીતિશાસ્ત્રના શ્લોકો શીખવવામાં આવતા. જૂની ગુજરાતીમાં જૈનો તેમ જ બ્રાહ્મણોના હાથે લખાયેલાં તેનાં સંખ્યાબંધ વિવરણો મળી આવે છે. સોળમા શતકમાં લખાયેલું એક વિવરણ પાટણના ભંડારમાંની આશરે સત્તરમા શતકમાં લખાયેલી એક હસ્તલિખિત પ્રત ઉપરથી મેં પ્રકટ કરેલ છે.૭૮ આ પ્રકારનાં વિવરણોની પંદરમા શતક જેટલી પ્રાચીન પ્રત જો મળી આવે તો વધારે ઉપયોગી થઇ પડે.

### વ્યાકરણના ગ્રન્થો

વ્યાકરણના પણ કેટલાક ગ્રન્થો પ્રાપ્ત થાય છે અને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તે સર્વ અતીવ ઉપયોગી છે. એમાં સૌથી પ્રાચીન 'બાલશિક્ષા'૭૯ છે. સં. ૧૩૩૬માં શ્રીમાલવંશીય ઠક્કુર કૂરસિંહના પુત્ર સંગ્રામસિંહે તેની રચના કરેલી છે. 'બાલાવબોધ' માં 'બાલ'નો

૭૭. મુદ્રિત' બારમા સાહિત્ય સંમેલનમાં રજૂ થયેલા "મધ્યકાલીન ગુજરાતના તોલ, માપ અને નાણાં વિષે કેટલીક માહિતી' એ શીર્ષક નીચેના મારા લેખમાં.

૭૮ બુદ્ધિપ્રકાશ, મે–જૂન ૧૯૩૨.

૭૯. આ ગ્રન્થની મૂળ હાથપ્રત જેસલમેરના ભંડારમાં છે અને તે ઉપરથી ઉતારેલી પ્રત વડોદરામાં મુનિશ્રી હંસવિજયજીના પુસ્તકસંગ્રહમાં છે. તે ઉપરથી પં લાલચંદ ગાંધીએ 'પુરાતત્ત્વ' (પુ. ૩, અંક ૧) માં તેનો પરિચય કરાવેલો છે

જે અર્થ થાય છે તે અહીં પણ સમજવાનો છે. અહીં જે અર્થમાં 'બાલ' શબ્દ લેવામાં આવેલો છે તે જ અર્થમાં અનુભૂતિસ્વરૂપાચાર્યની સારસ્વતી પ્રક્રિયા (સારસ્વત વ્યાકરણ)ના આરંભમાં बालधीवृद्धिसिद्धये એ વાક્યખંડમાં 'બાલ' શબ્દ વપરાયેલો છે. તે વખતની ગૂજરાતી ભાષા દ્વારા સંસ્કૃત કાતંત્ર વ્યાકરણનું જ્ઞાન થવા માટે આ 'બાલશિક્ષા' લખાયેલ છે. સંજ્ઞાપ્રક્રમ, સંધિપ્રક્રમ, સ્યાદિપ્રક્રમ, કારકપ્રક્રમ, સમાસપ્રક્રમ, અન્યોક્તિવિજ્ઞાનપ્રક્રમ સંસ્કારપ્રક્રમ અને ત્યાદિપ્રક્રમ એ પ્રમાણે આઠ પ્રક્રમોમાં આ ગ્રન્થ વહેંચાયેલ છે. ગૂજરાતનો છેલ્લો હિન્દુ રાજા કર્ણ વાઘેલો પરાજિત થયો અને મુસ્લિમોનું રાજ્ય સ્થપાયું (સં. ૧૩૬૦) તેથી પચીસ વર્ષ પૂર્વે, આજથી આશરે સાડાછસો વર્ષ ઉપર ગૂજરાતી ભાષાનું સ્વરૂપ કેવા પ્રકારનું હતું તે પર આ ગ્રન્થ પ્રકાશ પાડે છે; એના જુદા જુદા પ્રક્રમોમાં સંગ્રહાયેલા શબ્દો તે વખતની ભાષાના એક નાનકડા શબ્દકોશની ગરજ સારે છે.

આ પછી કુલમંડનગણિનું 'મુગ્ધાવબોધ ઔક્તિક'[૮૦] આવે છે. ઉક્તિ-ભાષાને લગતું અનુશાસન તે 'ઔક્તિક;' એ પ્રમાણે ઔક્તિકનો અર્થ થઈ શકે. 'મુગ્ધાવબોધ ઔક્તિક' ગ્રન્થ પણ સાધારણ અભ્યાસીને ગૂજરાતી ભાષા વડે સંસ્કૃતનું જ્ઞાન થવા માટે લખાયેલ છે. સં. ૧૪૫૦માં તેની રચના થયેલી છે. પ્રાચીન અને મધ્યકાલીન ગૂજરાતીના અભ્યાસમા આ ગ્રન્થનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે. સં. ૧૪૫૦ આસપાસમાં 'પટ્કારક'[૮૧] નામે એક વ્યાકરણનો ગ્રન્થ

૮૦. આની પ્રાચીન હાથપ્રત ગૂ. વ. સો. ના સંગ્રહમા છે. સદ્‌ગત હરિલાલ હર્ષદરાય ધ્રુવે તે પ્રકટ કરેલ છે.

૮૧. આની સં. ૧૪૮૫ તેમજ સં ૧૫૪૩ મા લખાયેલી બે પ્રતોના પરિચય માટે જુઓ 'નરસિંહ યુગના કવિઓ' (ગ. ગૂ. સભા ત્રૈમાસિક, પુ. ૧, પૃ. ૨૭૬)

રચાયેલો છે. આ ઉપરાંત સં. ૧૪૮૪માં ખંભાતમાં શ્રીગોડ જ્ઞાતિના એક બ્રાહ્મણના હાથે લખાયેલ 'ઉક્તિયક્રમ્'–ઔક્તિકની હાથપ્રત મને મળી હતી.૮૨ તે વખતની બાપાદ્વારા સંસ્કૃત શીખવવાનો તેનો ઉદ્દેશ છે.

ચૌદમા અને પંદરમા શતકની ભાષાના નમૂનાઓ તરીકે આ સર્વ ગ્રન્થો ઘણા ઉપયોગી છે અને તત્કાલીન ભાષાના શાસ્ત્રીય અભ્યાસમાં અનેક રીતે મદદગાર થાય છે.

## છન્દો, વૃત્તો, દેશીઓ વગેરે

પ્રેમાનંદનાં નાટકોના કર્તૃત્વ વિષે સ્વ. નરસિંહરાવે જ્યારે શંકા ઉઠાવેલી ત્યારે પોતાના પક્ષના સમર્થનમાં તેમણે એવી એક દલીલ રજૂ કરેલી કે પ્રેમાનંદના કાળમાં ગૂજરાતમાં અક્ષરમેળ વૃત્તોનો પ્રચાર નહોતો—અર્થાત્ અક્ષરમેળ વૃત્તો અર્વાચીન સાહિત્યના ઊગમકાળ પછી એટલે કે નર્મદાશંકર અને દલપતરામથી લખાવા માંડ્યાં હતાં. ૧૯૦૯માં સ્વ. નરસિંહરાવે ઉપર્યુક્ત નાટકોના કર્તૃત્વ વિષયે શંકા ઉઠાવી ત્યારે પ્રાચીન ગૂજરાતી સાહિત્યના અભ્યાસની બાબતમાં અલ્પસાધની સ્થિતિ પ્રવર્તતી હતી, નરસિંહનું સમકાલીન સાહિત્ય પણ ઘણા ઓછા પ્રમાણમાં બહાર આવ્યું હતું અને નરસિંહની પૂર્વેના તો ભાગ્યેજ એક અથવા બે ગ્રન્થ ઉપલબ્ધ હતા. પાછળથી જૂની ગૂજરાતીનું જે વિપુલ સાહિત્ય બહાર આવ્યું છે તેને પરિણામે સ્વ. નરસિંહરાવનો ઉપર્યુક્ત મત નાપાયાદાર પુરવાર થયો છે. જૂની ગૂજરાતીના સંખ્યાબંધ ગ્રન્થોમાં અક્ષરમેળ વૃત્તો મળી આવે છે અને એક કરતાં વધારે ગ્રન્થો એવા છે કે જે સળંગ વૃત્તબદ્ધ છે.૮૩

---

૮૨. આ પ્રતના પરિચય માટે જુઓ 'જૂની ગૂજરાતીમાં એક દૂંકી સમાસશિક્ષા' (સાહિત્ય, મે ૧૯૩૨).

૮૩. જુઓ સં. ૧૭૭૬માં સળંગ વૃત્તબદ્ધ રચાયેલ 'રૂપસુંદરકથા'નો

આ જ નિબંધમાં અગાઉ જેનો ઉલ્લેખ કરેલ છે તે શાલિસૂરિનું 'વિરાટપર્વ' આખું યે શુદ્ધ અક્ષરમેળ વૃત્તોમાં રચાયેલું છે. એકંદરે પ્રાચીન તથા મધ્યકાલીન ગુજરાતીમાં વૃત્તોનો પ્રયોગ વિપુલ પ્રમાણમાં થતો નહોતો, પરંતુ તે અણછનો પણ નહોતો, એ અત્યાર સુધી મળી આવેલાં સાધનો ઉપરથી સ્પષ્ટ થાય છે.

છન્દોની બાબતમાં પણ એમ જ કહી શકાય. અનેક પ્રાચીન ગુજરાતી કાવ્યો છન્દોબદ્ધ રચાયેલાં છે તેનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. જૈન કવિઓના સાહિત્યમાં છન્દોબદ્ધ કાવ્યો પુષ્કળ છે. જયશેખરસૂરિકૃત 'પ્રબોધચિન્તામણિ' છન્દોના મનોરમ પ્રયોગનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. શ્રીધર વ્યાસકૃત 'રણમલ્લ છન્દ,' 'કવિન ભાગવત' અને 'સપ્તશતી'માં પણ છન્દોની બુદ્ધિયુક્ત યોજના છે. ભીમકવિનું 'સદયવત્સવીરચરિત્ર' પણ સુન્દર છન્દોમાં છે. નરસિંહ પૂર્વેના સાહિત્યમાં મુકાબલે દેશીઓ કરતાં છન્દનો પ્રચાર અધિક છે. એ પછી આસ્તે આસ્તે દેશીનો પ્રચાર વધે છે, અને છંદનો પ્રચાર ઘટે છે, પણ છંદનો પ્રયોગ કદી પણ વિરલ તો નથી જ બન્યો. દી. કેશવલાલ ધ્રુવ કહે છે તેમ, "પ્રાકૃત પાસેથી વારસામાં મળેલી છંદની પૂંજી વધારીને અપભ્રંશે ગુજરાતીને આપી. એને લીધે ગુજરાતીનું પુરાતન સાહિત્ય છંદમાં રચાયું. સમય જતાં ગુજરાતીએ નવું સાહસ ખેડી વિવિધ દેશીનો લયબંધ ઉપજાવ્યો. ચિરંતન ગુજરાતી સાહિત્ય ઓછું ઉપલબ્ધ અને ઓછેરું પ્રસિદ્ધ હોવાથી, ગત કાળનું ગુજરાતી સાહિત્ય તો દેશીમાં જ હોય, છંદમાં ન હોય, એવી માન્યતા બાંધનાર પુરુષ અપભ્રંશે આપેલો

---

ઉપોદ્ઘાત તથા સાતમી ઓરિયેન્ટલ કોન્ફરન્સમાં મારો નિબંધ 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના.' (આ વિષય ઉપરની 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના' એ નામની મેં લખેલી એક સ્વતંત્ર પુસ્તિકા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલ છે. તા. ૨૩-૬-૪૫)

વાક્યો જૂની જાય છે ` નથી, છંદનો નામય ઉપયોગ આજકાલનો નથી પણ એના જૂટનો જૂનો છે " ૮૪

મધ્યકાલીન ગૂજરાતીનો સુભાષિતરૂપ દૂહો આજે લગભગ અદૃશ્ય થયો છે અપભ્રંશે વારસામા આપેલા અનેક સુન્દર છન્દો પદ્ધડી, સારંગી, ધાન, ચોપાઈ, વસ્તુ, મરહટ્ટા, દુમિના છપ્પય વગેરે પણ આજ વિરલ બન્યા છે, પણ મધ્યકાલના ગૂજરાતી સાહિત્યનો ઘણો મોટો ભાગ એ છંદોમા જ રચાયેલો છે એ ભૂલવાનુ નથી

કવિ નાનાલાલે એક વાર કહેલુ કે "ગૂર્જર સાહિત્યમા કવિ પ્રેમાનંદે ગૂર્જર ભૂમિના જ 'જ્ઞાતસતાનો'—ગુજરાતી રાગો જેવા કે મારુ, આસાવરી, રામગ્રી આદિ દેશી રાગોનો મનછૂટથી ઉપયોગ કર્યો છે ' ૮૫ આ કથન સર્વાંગે સાચુ નથી કારણ કે દેશીઓનો બહુ છૂટથી ઉપયોગ માત્ર પ્રેમાનંદે જ કર્યો છે એવુ નથી પૂર્વકાલના અનેક જૈન કવિઓએ પણ એનો પુષ્કળ પ્રમાણમા ઉપયોગ કર્યો છે 'દેશી' 'ઢાળ' 'ચાલ,' 'લક્ષણ' 'રાહ,' 'ભાસ' એવા નામોનો તેમણે પ્રયોગ કર્યો છે સમયસુન્દરે તો મારવાડ, ગૂજરાત, સિન્ધ, મેવાડ, દિલ્હી વગેરે અનેક સ્થળોના ગીતો તથા દેશીઓ લઈ તેના લયમા પોતાની ઢાળો બનાવી કુશળતાથી રસને ખીલવી કાવ્યચાતુરી બતાવી છે ૮૬ જિનવિજય જેવાએ તો સંસ્કૃતમા પણ દેશીઓ ઉતારી છે ૮૭

નરસિંહ પૂર્વેના સાહિત્યની વાત કરીએ તો અગાઉ જે વિષે

---

૮૪ પ્રાચીન ગૂર્જર કાવ્ય પ્રસ્તાવના પૃ ૩૬ ૭

૮૫ ગુજરાતી કવિતા અને સંગીત' ('વસંત' ભાગપૂ સ ૧૯૯૦)

૮૬ જુઓ 'આનંદકાવ્ય મહોદધિ' મૌ ૭મા શ્રી મોહનલાલ દેસાઈનો લેખ કવિવર સમયસુન્દર'

૮૭ નમૂના તરીકે જુઓ—

ઉલ્લેખ કરવામાં આવેલ છે તે 'રેવંતગિરિરાસ' 'સમરારાસ' 'પેથડરાસ' વગેરે દેશીબદ્ધ છે. સોમસુન્દરસૂરિ અને જયશેખરસૂરિના ગ્રન્થોનો પણ કેટલોક ભાગ દેશીમાં છે. નરસિંહ મહેતાના પ્રભાતિયાને 'ઝૂલણા' કહેવા કરતાં 'ઝૂલણાનો રાગ' કહેવા એ વધારે ઉચિત છે. ગુજરાતી સાહિત્યમાં દેશીનો ઉપયોગ વિક્રમના તેરમા શતક જેટલા પ્રાચીનકાળ સુધી લઈ જઈ શકાય તેમ છે, તે બતાવે છે કે ગુર્જર મુનિએ પોતાના 'વૃત્તમૌક્તિકો'નો વિકાસ સાધવાનો આરંભ ઘણા જૂના સમયથી કર્યો હતો.

## ભાષાનું સ્વરૂપ

તેરમા શતકના અંતના અને ચૌદમા શતકના આરંભના ભાષા અપભ્રંશના સંપર્કનો ધીરે ધીરે ત્યાગ કરીને શુદ્ધ ગુજરાતી સ્વરૂપમાં આવવાને મથી રહી હતી. પ્રથમા એકવચનમાં અકારાન્ત શબ્દોમાં અપભ્રંશ ભાષાનો ઉ પ્રત્યય ઘસાતો જતો હતો. અપભ્રંશ ભાષાનો સપ્તમીનો ઇ પ્રત્યય અકારાન્ત નામોમાં અન્તર્ગત દશામાં માલૂમ પડે છે. 'મુગ્ધાવબોધ ઔક્તિક'(સં. ૧૪૫૦)ની તથા માણિક્યસુન્દરસૂરિકૃત 'પૃથ્વીચન્દ્રચરિત્ર'(સં. ૧૪૭૮)ની ભાષામાં પ્રથમા એકવચનના પ્રત્યયનો લોપ નજરે પડે છે. ચૌદમી સદી આખી તથા પંદરમી સદીના પૂર્વાર્ધની ભાષાને શ્રી કેશવરામ શાસ્ત્રી "મધ્યકાલીન ગુજરાતીની

---

नरनारीगण गीयम । महावीर मरो लग्न ? दर्शी ॥

मयनवाङ्मयकुमुनरनैरनिसुरभवनि नमध्यवमायन् ।
चन्द्रसुरक्षय क्षत्रस्पर्शाज्ञानचरणगुणशासदम् ॥

वदनमन्दमधुर पावनरमन जिनचरित गाय गायम् ।
भविनयदर्श रसुधारसमन चिर नन्द पाय पायम् ॥

(જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૬૪૭)

૯૮ ગુજરાતી પદબન્ધ 'મહાભારત' ભાગ ૨ નો ઉપોદ્ઘાત

પ્રથમ ભૂમિકા નામ આપે છે (૧) વર્તમાનકાળમાં અઇ અઉ, અઉ અસંયુક્ત, (૨) ત્રીજી અને સાતમી વિભક્તિમાં અઇ અસંયુક્ત તેમ જ અકારાન્ત નામોમાં મનિ વગેરેમાં છે તેમ અન્ત્ય અકાર લુપ્ત થઈ હ્રસ્વ ઇકાર અન્તર્ગત, (૩) નર-નાન્યતર જાતિમાં વિકારી રૂપોમાં અઉ અઉ અસંયુક્ત, ને વિશેષ્ય હોય ત્યારે તૃતીયા-સપ્તમીનો ઇ વિશેષણને લાગતાં તેને પણ લાગે ય નું ત્યાં પણ અઇ અસંયુક્ત (૪) બીજા શબ્દોમાં પણ અનઇ-ઇ નઇ-ઇ, ત્રિઉ પઇસઇ પઉઇ-ઇ વગેરેમાં સ્વરો અસંયુક્ત, (૫) નારીજાતિના મૂળ દીર્ઘ ઈકારાન્ત તેમ જ હ્રસ્વ ઇકારાન્ત શબ્દોનો અન્ત્ય ઇકાર ક્યારે ક્યારે હ્રસ્વ જ, (૬) આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં સંયુક્ત ઇ પણ બહુવચનમાં અઉ અસંયુક્ત—વગેરે આ ભૂમિકાના લક્ષણો છે.[૮૯]

આમ છતાં કેટલીક બાબતમાં અર્વાચીન પ્રતોમાં સુભાગત પ્રાચીન રૂપો મળી આવે છે. સં. ૧૪૫૦માં રચાયેલ 'મુગ્ધાવબોધ ઔક્તિક'માં પ્રથમા એકવચનમાં અન્ત્ય ઉ નો કેટલીક વાર અભાવ જણાય છે જ્યારે સં. ૧૪૯૯માં લખાયેલ 'ગણિતસાર'માં આ ઉ ની બહુલતા જણાય છે. જેમ કે—

शिवु भणइ देवाधिदेवु भट्टारकु महेश्वरु किसु जु परमेश्वरु कैलासगिरिवर मंडनु पार्वतीहृदयरमणु त्रिभुवनाधु जिण विश्व नीपजावउ तसु नमस्कारु करीउ बालावबोधनार्थु बाल भणीइ अज्ञान तीह अवबोध जाणिवा तणइ अर्थि आत्मीय यशोवृद्धयर्थु श्रेयस्करणार्थु श्रीधराचार्यु गणितु प्रकटीकृतु ।[९०]

એ જ પ્રમાણે મ. ન. મણિલાલ વ્યાસે નોંધેલી '[illegible]'ની બે પ્રતો પૈકી સં. ૧૪૮૫ની પ્રતમાં પ્રથમા એકવચનના રૂપોમાં ઘણે અંશે ઉકારનો અભાવ જણાય છે, જ્યારે એ જ પુસ્તકની ૫૮ વર્ષ

૮૯ એજન પૃ. ૨૩-૨૪

૯૦ બુદ્ધિપ્રકાશ પુ. ૮૩ પૃ. ૩૬૫

પછી સં. ૧૫૪૩માં લખાયેલી પ્રતમાં વિશેષતઃ ઉકારાન્ત રૂપો નજરે પડે છે.[૯૧] પાછળથી નકલ કરનાર લહિયાઓ પણ ઘણી વાર ભાષાને જાણી જોઇને પ્રાચીન સ્વરૂપે લખે છે અથવા કેટલીક વાર જે આદર્શ પરથી નકલ કરવામાં આવી હોય છે તે આદર્શ વધુ પ્રાચીન હોય છે ત્યારે આ પ્રકારની વિચિત્રતાઓ નજરે પડે છે.

પ્રાચીન અને મધ્યકાલીન ગૂજરાતી સંબંધી જે હકીકતો આજે આપણને મળે છે તે લિખિત સાધનો ઉપરથી પ્રાપ્ત થયેલી છે. એ વખતનાં ઉચ્ચારણો કેવાં હતાં તે જાણવાનું કોઇ સાધન આપણી પાસે નથી. એવી સ્થિતિમાં લિખિત પુસ્તકોમાં મળી આવતાં રૂપો તે વખતનાં ઉચ્ચારણોના વાસ્તવિક સ્વરૂપ ઉપર પ્રકાશ પાડે છે, એમ સામાન્ય રીતે માનવામાં આવતું હતું; પરન્તુ જૂની ગૂજરાતીમાં પણ વૃત્તબદ્ધ કાવ્યો મળી આવતાં એ માન્યતા ઉપર કેટલોક પ્રહાર પડે છે.

શાલિસૂરિના 'વિરાટપર્વ'માં દ્રુતવિલમ્બિતની બે પંક્તિઓ નીચે પ્રમાણે છે—

भमरडउ मरिवा अणवीहतउ
पसरि पइसि केतकिइ हतउ।

હસ્તલિખિત પ્રતમાં આ પ્રમાણે મળી આવે છે, પણ એ અવતરણને વૃત્તના માપને બંધબેસતું બનાવવું હોય તો भमरडउનું ઉચ્ચારણ भमरडौ, अणवीहतउનું अणवीहतौ અને हतउનું हतौ એ પ્રમાણે કરવું પડે છે.

સં. ૧૫૦૨માં રચાયેલા ધનદેવગણિકૃત 'સુરંગાભિધાન નેમિનાથ ફાગ'ના આરંભે નીચે પ્રમાણે એક શાર્દૂલવિક્રીડિત છે—

૯૧. ફા ગૂ. સભાનું ત્રૈમાસિક, પુ. ૧, પૃ ૨૯૭

દેવી દેવિ નમી કવીશ્વર તણી વાણી અમીસારણી
વિદ્યા સાયરતારણી મલધણી હંસાસણી સામિણી
ચઢા દીપતિ જુપતિ સરસતી મઈ વીનવી વીનતી,
બોલુ નેમિકુમાર કેલિની રતિ ફાગિઈ કરી રંજતી[૯૨]

આ અવતરણની ત્રીજી અને ચોથી પંક્તિમાના 'મઈ' અને 'ફાગિઈ' રૂપો વૃત્તની દૃષ્ટિએ 'મૈં' અને 'ફાગિં' અથવા 'ફાગૈં' એવા ઉચ્ચારણ માગી લે છે

ઉપર્યુક્ત અવતરણોમાના રૂપોને એકદમ અર્વાચીન સ્વરૂપે 'અમરડો,' 'અણુમીકતો' 'હનો,' 'મૈ,' 'ફાગૈં' એ પ્રમાણે કલ્પવા એ તો વધારે પડતુ અને ભાષાની ઉત્ક્રાન્તિની ગતિનુ ઉલ્લંઘન કરનારુ છે એ વખતના ઉચ્ચારણો કેવા હતા તે જાણવાનુ કોઈ સાધન આપણી પાસે નથી. એવી સ્થિતિમા એમ કલ્પવુ વધારે પડતુ નથી કે—અમરઉડનુ ઉચ્ચારણ અમરડઉ અને અમરડૌ એ બેની વચ્ચેનુ કોઈક હશે અને તે એવા પ્રકારનુ કે ઉપર્યુક્ત વૃત્તનિબન્ધનમા તેને ગોઠવતા કાંઈ વાંધો આવે નહીં એ જ[૯૩] પ્રમાણે બીજા રૂપોનુ પણ કહી શકાય સત્તરમા અઢારમા શતકમા લખાયેલી મારવાડી ભાષાની હાથપ્રતોમા ઘણું 'ગયો' ને સ્થાને 'ગયૌ,' 'મેં' ને સ્થાને

૯૨ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ પૃ ૪૪

૯૩ હાલમા કેળવણી કેવળ નેત્રપાઠ્ય થતી જાય છે, વિવૃત ઉચ્ચારણોનુ સ્થાન સંવૃત ઉચ્ચારણો લેતા જાય છે આવી સ્થિતિમા થોડાંક વર્ષ પછી અમુક તળપદા ઉચ્ચારણો કેવા પ્રકારના હતા તે જાણવાનુ કોઈ સાધન રહેશે નહીં અને પરિણામે ભાષાના ઇતિહાસની સાંકળના એક અમૂલ્ય અંકોડાનો નાશ થશે આથી કેટલાક સમય ઉપર 'પ્રજાબંધુ' મા શ્રી સાહિત્યપ્રિયે આવા ઉચ્ચારણોને ગ્રામોફોન રેકર્ડમા ઉતારી લેવાની સૂચના કરી હતી ગુજરાતી સ્વરશાસ્ત્રનો અભ્યાસ હજી નહીં જેવો જ થયો છે અને બીજી બાજુએ અભ્યાસની સામગ્રી અને તળપદા ઉચ્ચારણોનો નાશ થતો જાય છે એ જોતા સાધનસંપન્ન સંસ્થાઓએ તે તરફ ધ્યાન આપવુ જોઈએ

'મૈ,' 'બેઠો' ને સ્થાને 'બૈઠો' એવાં રૂપો મળે છે અને આજે પણ મારવાડીઓ તેને મળતાં ઉચ્ચારણો કરે છે તેને પ્રાચીન ઉચ્ચારણ-પ્રકારના અવશેષરૂપ ગણવામાં વાંધો નથી.

વળી બાર ગાઉએ બોલી બદલાય, એ ન્યાયે આ ઉચ્ચારણો પણ જુદા જુદા પ્રદેશોમાં થોડું ઘણું રૂપાન્તર પામતાં હતાં. મારા મિત્ર શ્રી મધુસૂદન મોદી હમણાં કવિ વચ્છકૃત 'મૃગાંકલેખારાસ'નું સંપાદન કરે છે. આ રાસ સં. ૧૫૨૩માં રચાયેલ છે તેની ૨૨૨મી કડી નીચે પ્રમાણે છે—

જીવિતવ્ય વિણુ માગઉ તે ઘોસ,
પુહર પાછિલઇ પ્રાણ હર્યોસ.

આ 'ઘોસ' અને 'હર્યોસ'નાં જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાં નીચે પ્રમાણે પાઠાન્તરો પ્રાપ્ત થાય છે—

A B ઘોસ, હર્યોસ*
C દેસ, હરેસુ
D દોસ, હરેસ
E ઘેસ, હરેસ
F ઘોસ, હરોસ
G દેસ, હરેસુ
H દોસ, હર્યોસ

આમ છતાં અનુક્રમે 'દેસ' અને 'હરેસુ,' 'દોસ' અને 'હરેસ,' 'ઘોસ' અને 'હરોસ,' 'દેસ' અને 'હરેસુ,' 'દોસ' અને 'હર્યોસ'ના પ્રાસ મેળવવામાં આવ્યા છે એ વસ્તુ તે વખતના ઉચ્ચારણ ઉપર થોડોક અસ્પષ્ટ પ્રકાશ ફેંકે છે અને એ ઉચ્ચારણ, હાથપ્રતોમાં મળતા લખાણો હાલમાં આપણે જે રીતે ઉચ્ચારીએ છીએ તે કરતાં, કાંઇક જુદા પ્રકારનું હશે, એવું અનુમાન થાય છે.

વિક્રમના તેરમા સૈકામા રચાયેલ ‘ભરત-બાહુબલી રાસ’મા ‘દાનઉ’ અને ‘મામાજુ’ જેવા ફારસી-અરબી મૂળના શબ્દો ક્વચિત્ નજરે પડે છે પણ સં ૧૩૬૦મા મુસ્લિમોએ ગુજરાત જીત્યુ ત્યાર પછી ગુજરાતી ભાષામા ફારસી અને અરબી શબ્દો વિશેષ પ્રમાણમા આવ્યા ‘રણમલ્લછંદ’ અને ‘કાન્હડદેપ્રબન્ધ’મા તો ફારસી અને અરબી શબ્દો થોકબંધ છે એમાના કેટલાયે શબ્દો ગુજરાતીમા કાયમનુ સ્થાન પામીને એતદ્દેશીય બની ગયા છે

પ્રારંભમા રાજસ્થાન ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે ઠીક ઠીક પ્રમાણમાં ભાષાસંપર્ક હતો ગુજરાત અને રાજસ્થાનનો તો એક જ ભાષાવિસ્તાર હતો મંડલિકકૃત ‘પેથડરાસ’ મરાઠીના સંપર્કનુ પ્રતિબિંબ રજૂ કરે છે નરસિંહના ગ્રન્થોમા ‘ન ચૈયા સ્વામી’ અને ભીમના ગ્રન્થોમા ‘બુમથઇ ઠાકોર’ એ પ્રમાણે પદોનાં પ્રાસમા મરાઠી અને ગુજરાતીનો સંપર્ક સ્પષ્ટ રીતે જણાઇ આવે છે પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી ડૉ ટેસીટોરીએ મોગમા જનમની ગુજરાતી ભાષાને Old Western Rajasthani (જૂની પશ્ચિમ રાજસ્થાની) નામ આપ્યુ છે એની યથાર્થતા જો કે મતભેદનો વિષય છે પણ તે જૂની ગુજરાતી અને જૂની રાજસ્થાનીના ઇતિહાસસિદ્ધ એકત્વના દૃષ્ટિબિંદુએ અપાયુ હોવુ જોઇએ

મુસ્લિમ વિજય પછી કેટલાક સમય બાદ અનેક કારણોને લીધે મારવાડ સાથેનો સંપર્ક ઓછો થતો ગયો અને મરાઠી ભાષા સાથેનો પણ રહ્યો સહ્યો સંપર્ક નાશ પામ્યો ગુજરાતી અને રાજસ્થાની ભાષા વધુ ને વધુ દૂરસ્થ બનતી ગઇ આમ છતા આજે જૂની ગુજરાતીનો અભ્યાસ કરનારને અન્ય પ્રાદેશિક ભાષાઓનુ જ્ઞાન એ અભ્યાસમા અનેક રીતે મદદગાર બને છે, એ વસ્તુ પૂર્વકાળના ભાષાસંપર્કની ઝાંખી કરાવે છે

## નરસિંહ પૂર્વેનું જૈનેતર સાહિત્ય કેમ મળતું નથી ?

આ સર્વ વિવેચન પછી એક પ્રશ્ન એ ઊભો થાય છે કે નરસિંહ પૂર્વેનું જૈન સાહિત્ય આટલા મોટા પ્રમાણમાં મળે છે તો જૈનેતર સાહિત્ય કેમ બિલકુલ ઉપલબ્ધ થતું નથી? ભીમકૃત 'સદયવત્સવીર-પ્રબન્ધ,' શ્રીધરનાં કાવ્યો અને આસાયતકૃત 'હંસવત્સકથા'ના અપવાદને બાદ કરીએ તો આ સમયનું જૈનેતર સાહિત્ય મુદ્દલ મળતું નથી એમ ગણાય. એમાં યે ભીમ અને આસાયતનાં કાવ્યો તો જૈન ભંડારમાંથી ઉપલબ્ધ થયેલાં છે !

જ્યારે જૈનોની સાહિત્યપ્રવૃત્તિ પૂરજોસમાં ચાલુ હતી ત્યારે જૈનેતરો એ દિશામાં સાવ ઉદાસીન હોય એ બનવાજોગ નથી, છતાં આજે જૈનેતર સાહિત્ય લગભગ કાંઇ જ મળતું નથી એનું કારણ એ હોઈ શકે કે જૈનોની જેમ સાહિત્યના વ્યવસ્થિત સંગોપનની પદ્ધતિનો જૈનેતરોમાં અભાવ હતો. સાહિત્યના રક્ષણની વ્યવસ્થિત પદ્ધતિ હોવા છતાં અનેક જૈન ભંડારોનો મુસ્લિમ વિજેતાઓએ નાશ કરેલો છે. વસ્તુપાલ–તેજપાલે સ્થાપેલા સંખ્યાબંધ ભંડારોમાંના પુસ્તકો આજે મળતાં નથી. પાટણમાંથી મેંકડો ગ્રન્થોને તેમનું સંરક્ષણ થઇ શકે તેટલા ખાતર ચોમેર રણથી રક્ષાયેલા જેસલમેરમાં ખસેડવામાં આવ્યા હતા. આ પ્રકારની કાળજીને પરિણામે જ સંસ્કૃતપ્રાકૃતના પણ અનેક દુર્લભ જૈનેતર ગ્રન્થો જૈન ભંડારોમાંથી મળે છે.

એ જ પ્રમાણે નરસિંહ પૂર્વે પણ જૈનેતર સાહિત્ય હોવું તો જોઇએ જ, પણ વ્યવસ્થિત સંગોપનની પદ્ધતિને અભાવે તેમાંનું ઘણુંક નાશ પામ્યું હોવું જોઇએ અથવા અજ્ઞાનને પરિણામે જલશાયી બન્યું હોવું જોઇએ, એવી કલ્પના થઇ શકે છે.

---

૫

# આયુર્વેદનું સંશોધન

## ( ૧ )

### લાંબી સુષુપ્તિ પછીની જાગૃતિ

બ્રિટિશ મેડિકલ એસોસિયેશનના સેક્રેટરી ડૉ. જી. સી. એન્ડર્સને થોડા સમય પહેલાં એક છાપાજોગી મુલાકાતમાં જણાવ્યું હતું કે જો પ્રયત્નપૂર્વક સંશોધન કરવામાં આવે તો આયુર્વેદની વૈદકપદ્ધતિ દિદમાં અગ્રસ્થાન લઇ શકે તેમ છે, એટલું જ નહીં પણ પાશ્ચાત્ય વૈદકપદ્ધતિઓને પણ તેમાંથી કેટલુંક જાણવાનું મળે તેમ છે.

જેમણે થોડાઘણા પ્રમાણમાં પણ આયુર્વેદનો અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે જેમનો વિકાસ કરી શકાય એવાં આયુર્વેદનાં કેટલાં બધા અંગો, સંશોધન પ્રત્યેની ઉદાસીનતાને લીધે જ, અસ્પૃષ્ટ પડ્યાં રહ્યાં છે. આયુર્વેદીય વૈદકપદ્ધતિ એ દુનિયાની સર્વ પદ્ધતિઓમાં પ્રાચીન છે, વૈજ્ઞાનિક છે, સૂક્ષ્મ અવલોકન અને પ્રયોગપુરઃસર તેની રચના થઇ હોવી જોઇએ એમ આયુર્વેદના જે પ્રાચીનતમ ગ્રન્થો આપણી સમક્ષ છે તે પરથી જોઇ શકાય છે.

ઇસવી સનના સોળમા સૈકામાં વિસેલિયસ નામે એક બેલ્જિયન તબીબે, પ્રત્યક્ષ પ્રયોગો વડે શારીરવિદ્યા (Anatomy) વિષેના યુરોપિયનોના અજ્ઞાનનો નાશ કરવાની શરૂઆત કરી ત્યાર પછી જુદા જુદા દેશના તબીબોના અવિરત પ્રયત્નો બાદ, ઇસવી સનના આ વીસમા સૈકા સુધીમાં શારીરવિદ્યા અને શસ્ત્રક્રિયા એ બન્ને ક્ષેત્રોમા પાશ્ચાત્ય વિજ્ઞાને જે પ્રગતિ કરી છે તે ખરેખર આશ્ચર્યજનક છે.

પરંતુ પાશ્ચાત્યોને આ સર્વ પ્રગતિમાં ઘણામાં મુખ્યત્વે મદદ સૂક્ષ્મદર્શક યન્ત્રની મળી હતી. એ યન્ત્રની મદદ સિવાય પાશ્ચાત્ય શારીરવિદ્યા અને શસ્ત્રક્રિયા આજ તેની બાલ્યાવસ્થામાં જ હોત. સમસ્ત શરીરના સૂક્ષ્માતિસૂક્ષ્મ અવયવોનો અભ્યાસ કરવાની અનુકૂળતા એ યન્ત્ર વડે પ્રાપ્ત થઈ અને આ સૂક્ષ્મ જ્ઞાનની પણ એટલી પ્રગતિ થઈ કે ઇન્દ્રિયવિજ્ઞાનમાં સૂક્ષ્મશારીર (Histology)નો એક જુદો વિભાગ પાડવો પડ્યો, જેનું જ્ઞાન કાયાચિકિત્સા અને શસ્ત્રક્રિયા બન્નેના શાસ્ત્રીય વિનિયોગમાં અનેકધા ઉપયોગી થઈ પડ્યું છે.

પ્રાચીન આયુર્વેદવિદોનું આ સર્વ ક્ષેત્રોમાંનું જ્ઞાન અર્વાચીનો સાથે મેળાપ સરખાવી શકાય તેમ છે. ઇજિપ્ત અને ગ્રીસમાં જ્યારે શારીરવિદ્યાના મૂળભૂત સિદ્ધાંતો વિષે ઘોર અજ્ઞાન પ્રવર્તતું હતું ત્યારે હિન્દી આયુર્વેદજ્ઞોએ એ વિષયમાં સૂક્ષ્મ જ્ઞાન સંપાદન કર્યું હતું. ચરક, યાજ્ઞવલ્ક્ય, સુશ્રુત, ભેલ વગેરે વિદ્વાનોએ શરીરના હાડકાંઓની ચોક્કસ કહી શકાય એવી સંખ્યા આપેલી છે. ચરક અને યાજ્ઞવલ્ક્ય હાડકાંઓની કુલ સંખ્યા ૩૬૦ આપે છે. સુશ્રુત અને ભેલ કે જેઓ આયુર્વેદીય શસ્ત્રક્રિયાના નિષ્ણાતો હતા તેઓ હાડકાંની કુલ સંખ્યા ૩૦૦ આપે છે. આમ પરસ્પર સંખ્યામાં વિરોધ જણાતો હોવા છતાં બન્ને પક્ષે આપેલી સંખ્યા શાસ્ત્રીય જ્ઞાનના પાયા પર તો રચાયેલી છે જ. ચરક યાજ્ઞવલ્ક્ય વગેરે વેદવાદીઓ નખ અને દાંતની હાડકાંઓમાં ગણના કરે છે અને સુશ્રુત, ભેલ વગેરે શલ્યતંત્રવાદીઓ તરુણાસ્થિઓની—Cartilages, કાનનો બાહ્ય માંસલ ભાગ, સ્વરયંત્રના અસ્થિઓ, પાંસળીઓને ઉરઃફલક sternum સાથે જોડનાર અસ્થિઓ, નાકનું કોમળ હાડકું વગેરે આ નામે ઓળખાય છે—હાડકાંમાં ગણતરી કરે છે. હાડકું કોને ગણવું અને કયી વયે હાડકાંઓની ગણના કરવી એ વિષયના મતભેદને પરિણામે આ સંખ્યાભેદ ઉત્પન્ન થયો જણાય છે.

શસ્ત્રક્રિયાના વિષયમા જોઇએ તો જુદા જુદા રોગો માટે પ્રાચીન ભારતમા થતી શસ્ત્રક્રિયાઓ વીસમી સદીમા પાશ્ચાત્ય તમીબોને હાથે થતા 'ઓપરેશન્સ'ને અનેક રીતે મળતી આવતી હતી આયુર્વેદીય શસ્ત્રક્રિયા વિષેના આધારભૂત ગ્રંથો—સુશ્રુત તેમ જ ભેલ (ભેલસહિતા આજે તો અપ્રાપ્ય છે પરતુ અન્ય ગ્રન્થોમા અપાયેલા તેના અવતરણો પરથી તેમા ચર્ચેલા શાસ્ત્ર વિષે ચોક્કસ અનુમાન બાધી શકાય તેમ છે)ની સહિતાઓમા શસ્ત્રક્રિયાઓને લગતા વર્ણન વાચતા આ વિષયનો કેટલી હદ સુધીનો પ્રત્યક્ષ અનુભવ પ્રાચીન આયુર્વેદજ્ઞોએ મેળવી લીધો હશે તેનો કઇક ખ્યાલ આવે છે

જો કે નિષ્પક્ષ દૃષ્ટિએ કબૂલ કરવુ જોઇએ કે એ વખતની શારીરવિદ્યા કે શસ્ત્રક્રિયા અત્યારના જેટલી સપૂર્ણ હતી નહીં—હોઇ શકે પણ નહીં ચરક અને સુશ્રુત એ બે સૌથી માન્ય આયુર્વેદજ્ઞો પણ મગજ અને હૃદય એ બે અગોના કાર્ય વિષે ચોક્કસ અને સાચો ખ્યાલ બાધી શક્યા હોય એમ લાગતુ નથી પરતુ આ કઇ આયુર્વેદજ્ઞોની ખામી નથી, તે વખતના મર્યાદિત સાધનોની ખામી છે.

એ સમયમા સૂક્ષ્મદર્શક યત્ર—કે જેની સહાય વડે ઓગણીસમી સદીમા પાશ્ચાત્ય શારીરવિદ્યા આટલી પ્રગતિસાધના કરી ગઈ છે—અથવા સૂક્ષ્માવલોકનના બીજા સાધનો અસ્તિત્વમા નહોતા, નરી આખથી જેટલુ જોઇ શકાય અને માનવીના મૂળતા હાથથી જે ક્રિયાઓ થઇ શકે તે વડે જ માત્ર, એ સમયના જ્ઞાનમા વધારો થયો છે એ દૃષ્ટિએ જોતા સદીઓ પૂર્વે આર્યોએ વૈદક જેવા ગહન અને અતિવિસ્તૃત વિષયમા કરેલી પ્રગતિ તેમની શાસ્ત્રીય સશોધન-શક્તિ અને અજોડ બુદ્ધિમત્તાનો પુરાવો આપે છે

'શાસ્ત્ર' એ પ્રાગતિક (Progressive) વિદ્યા છે. 'શાસ્ત્ર'

નામથી ઓળખાતી સર્વ વિદ્યાઓનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું હજી પણ મનુષ્યજાતિને માટે અશક્ય છે. અર્વાચીન વૈદકવિદ્યાને લભ્ય છે તેવાં અદ્યતન સાધનોને અભાવે આયુર્વેદે પોતાના સમયમાં કરેલી પ્રગતિ જેમ આજે આપણને મર્યાદિત લાગે છે તે જ પ્રમાણે હજાર કે પંદરસો વર્ષ પછી આ વિદ્યાનો અભ્યાસ કરનારને ઈસ્વી સનની વીસમી સદીમાં પાશ્ચાત્યોએ કરેલી પ્રગતિ પોતાના સમયમાં થયેલી પ્રગતિની સરખામણીમા નજીવી લાગે તો નવાઈ નહીં, કારણ શારીરવિદ્યા અને શસ્ત્રક્રિયા બન્નેનો આટલી હદ સુધી વિકાસ થયા પછી પણ શરીરનાં અનેક આંતરિક અંગોનું સંપૂર્ણ જ્ઞાન મેળવી શકાયું નથી અને કાયચિકિત્સાના કેટલાક પ્રદેશોમાં પણ એલોપેથી હજી પ્રયોગદશામાં જ છે. એટલે આયુર્વેદની સિદ્ધિઓને કેવળ અર્વાચીન દૃષ્ટિએ જ અવલોકવી વાસ્તવિક નથી.

પરંતુ ખેદની વાત છે કે આયુર્વેદની પ્રગતિ લાંબો સમય થયાં અટકી પડી છે. આયુર્વેદનું અવલંબન કરનારા વૈદ્યરાજોએ સૈકાઓ થયાં શારીરવિદ્યા અને શસ્ત્રક્રિયાનો અભ્યાસ ત્યજી દીધો છે. આધુનિક સમયમાં પણ તેમની બહુમતી પાશ્ચાત્યોના આ વિષયના જ્ઞાનને અપનાવી શકી નથી. આમ બન્ને પ્રકારે આયુર્વેદની પ્રગતિ સ્થગિત બની ગઈ છે, અને એ કારણને લીધે જ શિક્ષિત જનતાનું આયુર્વેદ પ્રત્યેનું માન દિન પર દિન ઘટતું જતું હોય એમ જણાય છે.

આંગળીને વેઢે ગણી શકાય તેટલા જે આધુનિક આયુર્વેદજ્ઞોએ પાશ્ચાત્ય વૈદકનો પણ અભ્યાસ કર્યો છે તેમને આયુર્વેદનું આ પતન ખટક્યું છે અને તેમનાં આન્દોલનને પરિણામે વૈદ્યરાજો પણ પાશ્ચાત્ય વૈદકનાં માન્ય તત્ત્વોને અપનાવવા અને સાથે સાથે આયુર્વેદના ક્ષીણ થયેલાં અંગોનું નવેસરથી સંશોધન કરવાને તૈયાર થતા હોય એમ લાગે છે.

જે સમયે પાશ્ચાત્ય વૈદકવિદ્યાએ એટલી પ્રગતિ કરી હોય કે જીવંત શરીરના અંદરના ભાગો એક્સરેની મદદ વડે જોઈ શકાય, અન્ય સૂક્ષ્મ યંત્રો વડે આંખ, ગળું, નાક, યોનિમાર્ગ, મૂત્રનળી, શ્વાસનળી વગેરે અવયવોનું અવલોકન કરી શકાય, આખાયે શરીરના આંતરિક અંગોનું હલનચલન એક્સરે ફોટોગ્રાફો દ્વારા સિનેમાના પડદા ઉપર પ્રત્યક્ષ જોઈ શકાય અને નરી આંખે કે સૂક્ષ્મદર્શક યંત્રથી પણ જોવાનું ભાગ્યે જ શક્ય બની શકે તેવા, જીવંત શરીરના સૂક્ષ્માતિસૂક્ષ્મ પરિવર્તનોનો અભ્યાસ કરી શકાય, ત્યારે દુનિયાની સૌથી પ્રાચીન વૈદકપદ્ધતિનું અવલંબન કરનારાઓ એક જ પ્રકારની પરંપરાગત કાયાચિકિત્સાને આધારે પોતાના વ્યાપારને આગળ ધપાવે એ સ્થિતિ અસહ્ય છે. આયુર્વેદ અને ઍલોપેથીનું તુલનાત્મક જ્ઞાન આપનારા વિદ્યાલયો સમસ્ત હિન્દમાં હવે તો સંખ્યાબંધ છે, છતાં કેટલીયે આયુર્વેદ પાઠશાળાઓ વૃદ્ધત્રયી અને લઘુત્રયીના પાઠો ગોખાવીને જ હજી સંતોષ માની રહી છે અને એથી યે આગળ વધીને કહીએ તો હજારો વ્યક્તિઓ પિતા વૈદ્ય હોવાને કારણે જ કંઈ પણ શાસ્ત્રીય જ્ઞાન લીધા સિવાય વૈદ્યનો ધંધો ચલાવી રહી છે. આવી પરિસ્થિતિમાં 'આયુર્વેદ અને યુનાની વૈદકની પાછળ થતો ખર્ચ કરવો એ સૈનિકને હાલના જમાનામાં તરવાર અને ભાલાથી સજ્જ કરવાનું કહેવા બરાબર છે," એવા કર્નલ ચોપડા અને કર્નલ બ્રુમના વિધાનમાં અવાસ્તવિકતાનું પ્રમાણ અધિક માત્રામાં છે, એમ ભાગ્યે જ કહી શકાશે.

આ અસહ્ય પરિસ્થિતિનો ઉકેલ લાવવા માટે કેટલાક છૂટાછવાયા પ્રયાસો થયા છે. તેમાંના દરેકને ઓછેવત્તે અંશે ફત્તેહ મળી છે અને આયુર્વેદના ભાવિ સંબંધમાં વૈદ્યો અને પ્રજામાં પણ જાગૃતિ આવતી જણાય છે.

આ કાર્ય માટેના સૌથી વિશેષ સંગઠિત પ્રયત્નોમાં ગયા તા. ૨ જી નવેમ્બરથી ૮ મી નવેમ્બર સુધી બનારસમાં પંડિત માલવીયજીએ,

પંચભૂત અને ત્રિદોષવાદના સિદ્ધાંતોના પરીક્ષણ અને પરિશોધન માટે બોલાવેલી વિદ્વાનોની પરિષદ ખાસ ઉલ્લેખ માગી લે છે. એ પરિષદનો અહેવાલ જ્યારે બહાર પડશે ત્યારે પંચભૂત અને ત્રિદોષવાદના સિદ્ધાન્તો કે જેના પાયા ઉપર આયુર્વેદની આખી ઇમારત ચણાઇ છે તે વિષે કંઇક નવીન જાણવાનું મળશે એવી માન્યતા રખાય છે.

તાજેતરમાં અમદાવાદમાં ગુજરાત-કચ્છ-કાઠિયાવાડ વૈદ્યસંમેલનનું છઠ્ઠું અધિવેશન અને નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસંમેલનનું પચીસમું અધિવેશન એક સાથે જ ભરવાનો સુયોગ આવી લાગ્યો હતો. બન્ને અધિવેશનના પ્રમુખ અને સ્વાગત પ્રમુખોનાં ભાષણોમા, સંમેલનમાં થયેલી ચર્ચાઓમા અને પસાર થયેલા ઠરાવોમાં આયુર્વેદના સંશોધન અને પુનર્વિધાનની અગત્ય સ્વીકારવામાં આવી છે. આયુર્વેદના અનેક પ્રાચીન અંગો ક્ષીણ થઇ ગયાં છે. તેનો ઉદ્ધાર કરતાં આયુર્વેદને પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રમાંથી કેટલુંક લેવું પડે તેમ છે અને આયુર્વેદમા એવાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વો છે કે જેમાંથી પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રને પણ કેટલુંક જાણવાનું મળી શકે તેમ છે એ હવે સર્વાનુમતે સ્વીકારાયેલી બાબત છે આથી, આયુર્વેદના સંશોધન અને પુનર્વિધાન વિષેની આ લેખમાળા અસ્થાને નહી ગણાય એમ ધારું છું.

## ( ૨ )
## અષ્ટાંગ આયુર્વેદની વર્તમાન સ્થિતિ

વૈદ્યરાજો આયુર્વેદને અપૌરુષેય માને છે. શ્રુતપરંપરા કહે છે કે સૃષ્ટિના આરંભમા બ્રહ્માએ હજાર અધ્યાયની આયુર્વેદ સંહિતા વેદની સાથે બનાવી બ્રહ્મા પાસેથી પ્રજાપતિએ અને પ્રજાપતિ પાસેથી અશ્વિનીકુમારોએ એ વિદ્યાનું અધ્યયન કર્યું. અશ્વિનીકુમારો પાસેથી ઇંદ્રે અને ઇંદ્ર પાસેથી ઋષિઓએ આયુર્વેદનું શિક્ષણ લીધું. ઋષિઓ દ્વારા આયુર્વેદનો પૃથ્વી ઉપર પ્રચાર થયો. આયુર્વેદ એ અથર્વવેદનો (કેટલાકને મતે ઋગ્વેદનો) ઉપવેદ ગણાય છે.

જે જે વિદ્યાઓ લોકમાં ખૂબ જ માન્ય થયેલી હોય તે વિદ્યાઓ વિષે આવી શ્રુતપરંપરા યોજાય એ પ્રાચીન હિન્દ જેવા ધર્મપરાયણ દેશમાં તદ્દન સ્વાભાવિક છે. વેદોને અથવા આયુર્વેદને અપૌરુષેય માનવા કે કેમ એ એક જુદી જ વાત છે, પરંતુ આયુર્વેદમાં ન્યાય, સાંખ્ય અને દર્શનશાસ્ત્રનાં વિવિધ તત્ત્વોની જે રીતે ગૂંથણી થયેલી છે, માનસિક તંત્રનું સંપૂર્ણાંશે વૈજ્ઞાનિક કહી શકાય એવું જે વિવરણ કરવામાં આવ્યું છે અને આયુર્વેદનો ઉદ્દેશ માત્ર શરીરની જ નહીં પરંતુ આત્માની સ્વસ્થતા પણ સાધવાનો છે તે જોતાં, शरीरमाद्यं खलु धर्मसाधनम् એ પ્રમાણે ધર્મસાધનને મહત્ત્વ આપનારા દેશમાં તેને આવી ઉચ્ચ પ્રકારની માન્યતા મળે એ કુદરતી જ છે. ચરકે કેવળ આરોગ્યાર્થી આત્માનો જ નહીં, મોક્ષાર્થી અને ચારિત્ર્યશીલ આત્માનો વિચાર પણ કર્યો છે. ન્યાય, સાંખ્ય અને બીજાં દર્શનના સિદ્ધાન્તો વડે ચરક અને સુશ્રુતે કરેલો માનસતન્ત્રનો વિચાર, આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓને માન્ય થઇ શકે એવો છે. માનસતંત્ર અને ભૌતિકવાદની શાસ્ત્રીય વિચારણા આયુર્વેદજ્ઞોએ જ સૌથી પ્રથમ ચલાવી હતી એમ કહેવામાં વાંધો નથી. શ્રી નગેન્દ્રનાથ સેને આયુર્વેદના પંચમહાભૂતવાદને આધુનિક પદાર્થ-વિજ્ઞાનની પરિભાષામાં સમજાવ્યો છે. મદ્રાસ સરકારની આયુર્વેદ સમિતિના અહેવાલમાં કેપ્ટન જી. શ્રીનિવાસમૂર્તિએ પાશ્ચાત્ય વિજ્ઞાનના છેલ્લામાં છેલ્લા ઉપદેશો સાથે પંચમહાભૂતવાદનું સામ્ય છે એમ બતાવી આપ્યું હતું. આમ જોઇ શકાશે કે આયુર્વેદે ધર્મ અને વિજ્ઞાનને સ્પષ્ટ રીતે વિભક્ત ન બનાવવા છતાં પોતાની વૈજ્ઞાનિકતા ઓછે અંશે પણ ગુમાવી નહોતી.

આધુનિક વૈદકવિદ્યાની જુદી જુદી જે શાખાઓની થોડા સૈકા-થીજ ખીલવણી થયેલી છે, તે લગભગ બધી જ ઓછે કે વત્તે અંશે આયુર્વેદ જાણનારાઓને અવગત હતી, એમ આયુર્વેદીય ગ્રન્થકારોએ જે પ્રકારે પોતાના ગ્રન્થોમાં એ પરત્વે-ચર્ચા કરી છે અને કોઇ કોઇ સ્થળે પરસ્પરના મતભેદો પણ બતાવ્યા છે તે ઉપરથી જણાઇ આવે છે.

પરંતુ એ પ્રાચીન આયુર્વેદની અર્વાચીન સ્થિતિ સહેજ વિસ્તારથી તપાસવાની જરૂર છે. શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતંત્ર, રસાયણતંત્ર અને વાજીકરણતંત્ર એ પ્રમાણે આઠ અંગોમાં આયુર્વેદને વિભક્ત કરવામાં આવ્યો છે, પરંતુ કાયચિકિત્સાનાં કેટલાંક મહત્ત્વના અંગો સિવાય બાકીનાં અનેક અંગોના જુદા જુદા વિભાગો પરનું નિષ્ણાતપણું વૈદ્યોના એક મોટા ભાગે ગુમાવી દીધું છે. રસાયણ જેવું અતિમહત્ત્વનું અંગ પણ અજ્ઞાનીઓને હાથ જવાથી "જે ખાય રસાણ તે જાય મસાણ" જેવી કહેવતનો લોકબત્રીસીએ ચડી છે. वैद्यराज नमस्तुभ्यं यमराजसहोदर જેવી ઉક્તિઓ યોજાઇ છે. શલ્યાંગ તો ક્યારનો થયાં નાશ પામી ગયું છે અને બીજાં અંગોની સ્થિતિ પણ કંઇ બહુ સારી નથી. આ બાબતમાં, તાજેતરમાં જ અમદાવાદમાં ભરાયેલ નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસંમેલનના અધ્યક્ષ પં. ગોવર્ધનશર્મા છાંગાણી ભિષક્કેસરીના વિચારો અત્રે ઉતારવા મને પ્રસ્તુત લાગે છે: "આપ જાણો છો કે આયુર્વેદ શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતંત્ર, રસાયણ અને વાજીકરણ એ આઠ મુખ્ય અંગોમાં વિભક્ત છે. ભગવાન ધન્વન્તરિએ આ સર્વમાં શલ્યાંગને પ્રધાન માન્યું છે, પરંતુ બૌદ્ધ સામ્રાજ્યના સમયથી ભારતમાં તેનો હ્રાસ થતાં થતાં આજે તે નષ્ટપ્રાય થઇ ગયું છે. એ જ પ્રમાણે અન્ય અંગોની દશા પણ જો સાચું કહેવામાં આવે તો કંઇ બહુ સારી નથી. વૈદ્યરાજોનું અભિમાન માત્ર કાયચિકિત્સા ઉપર જ અવલંબિત છે. તે પણ કેવળ મહર્ષિઓની સરળ ચિકિત્સા અને કેટલીક પ્રભાવ બતાવનારી ઔષધિઓનો જ પ્રતાપ છે. તમે તમારી છાતી ઉપર હાથ મૂકીને વિચારો કે શું આપણે એ ફલવતી કાયચિકિત્સાની ઋષિમુનિપ્રણિત પ્રણાલિનું પણ પૂર્ણપણે પાલન કરીએ છીએ? અંતરાત્મા ઉત્તર આપશે કે, ના; કારણ, આપણે એ કાયચિકિત્સાના મહત્ત્વને પણ ધીરે ધીરે ઘટાડી રહ્યા છીએ.. સાચું

કહેવામાં આવે તો આપણામાંના ઘણા સજ્જનો એવા છે કે જેઓ આયુર્વેદનું કેવળ નાટક જ રચી રહ્યા છે. તેની આડે કોઈ એલોપેથી અથવા હોમિઓપેથી દ્વારા પોતાનું કામ ચલાવે છે. આથી કહેવું પડે છે કે તેમને પોતાના ઘરવાળાઓ પર વિશ્વાસ નથી. આપણે કર્માભ્યાસનો જ ત્યાગ કર્યો છે. તૈયાર કરાવી દેતી વિદેશી વસ્તુઓ વડે જ આપણે કામ ચલાવી રહ્યા છીએ."

આયુર્વેદનો ઉપયોગ કરનારાઓ પૈકીનો મોટો ભાગ સમયની સાથે આગળ વધી શક્યો નથી. ચરક કે સુશ્રુતની સંહિતાઓ રચાઈ ત્યારે જે રોગોનું નામનિશાન નહોતું તેવા રોગો જેમ કે મેનિન્જાઇટિસ, ગ્રિપ, ક્ષય રોગ વગેરે ઉદ્ભવેલા છે અને જૂની પદ્ધતિ પ્રમાણે જ કાર્ય કરનારા વૈદ્યરાજો એ સર્વનું અદ્યતન જ્ઞાન ધરાવે છે એમ માની શકાતું નથી.

* આયુર્વેદના કેટલાક પ્રશંસકો આયુર્વેદીય નાડીજ્ઞાનના બેહદ વખાણ કરે છે અને આયુર્વેદની પ્રતિષ્ઠા માત્ર તેને જ આધારે ટકી રહી હોવાનું જણાવે છે. કેટલાક વૈદ્યો પણ માત્ર નાડી વડે જ રોગ પારખવાનો દાવો કરે છે. આ દાવો કેટલો પોકળ અને અર્થહીન છે તે વિષે હું કંઈ પણ જણાવું તે કરતાં, પાશ્ચાત્ય અને પૌર્વાત્ય શાસ્ત્રોનો તુલનાત્મક અભ્યાસ કરનાર માન્ય વૈદ્યનો અભિપ્રાય ટાંકું તે જ વધારે ઠીક છે. એકવીસમા નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસંમેલનના પ્રમુખ કવિરાજ ગણનાથ સેન સરસ્વતી નાડીજ્ઞાન વિષે જણાવે છે કે "માત્ર નાડી તપાસીને બધા રોગો પૂરેપૂરી રીતે જાણી લેવાની ગૂઢ નાડીવિદ્યા કે જેની સાધારણ જનસમૂહ અને કેટલા વૈદ્યો પણ ભારે સ્તુતિ કરે છે તે નાડીપરીક્ષાનો પ્રાચીન મહર્ષિઓએ તથા ચરક, સુશ્રુત, વાગ્ભટ અને ચક્રપાણિ જેવા આચાર્યોએ જરા પણ ઉલ્લેખ કર્યો નથી. જેથી આ સંપ્રદાય પાછળથી નીકળ્યો છે એ નિઃસંશય છે. છેલ્લા કેટલાક સૈકાઓમાં થયેલા

અર્ધશિક્ષિત વૈદ્યો કે જેઓ પોતાના બુદ્ધિરૂપી નેત્રનો ઉપયોગ બરાબર કરી ન શકયા અથવા એ વિષયમા બેદરકાર રહ્યા તેઓએ પોતાનું અજ્ઞાન ઢાંકવા માટે આ નાડીવિદ્યાનું ધતિંગ ચલાવ્યુ હોય એમ જણાય છે. નિદાનમા નાડીજ્ઞાન, જરૂર, સારી રીતે મદદ કરી શકે છે પણ નાડીમાંથી બધી ખબર પડે છે એ અંધવિશ્વાસ તરફ તિરસ્કાર દર્શાવતાં મને જરા પણ સંકોચ થતો નથી. આ વિષયમાં અંધશ્રદ્ધાળુ જનસમાજનું અજ્ઞાન દૂર કરવુ જોઇએ. આપણે પ્રામાણિક અને સત્યવાદી બની, જે ન જાણતા હોઇએ તે જાણી લેવાનો પ્રયત્ન કરીએ તેમા આપણું કલ્યાણ છે, પણ અજ્ઞાન છુપાવવા માટે હમીને સર્વજ્ઞપણું બતાવવાનો ઢોંગ કરવો એ અતિહાનિકર છે. જેઓ આવી રીતે નાડીજ્ઞાનનો દંભ કરે છે તેઓ માટે જ આ મારું કથન છે.. ..ચિકિત્સામાં જેમ નાડીની બિલકુલ ઉપેક્ષા કરવી ન જોઇએ તેમ જ નાડીજ્ઞાનથી બધુ જ કહેવાનો ઢોંગ પણ ન કરવો જોઇએ.'' બીજા અનેક વિદ્વાન વૈદ્યોએ પણ નાડીવિદ્યા પરત્વે આવા જ વિચારો વ્યક્ત કરેલા છે

જો કે હવે તો આયુર્વેદના પુનર્વિધાનનો પ્રશ્ન માત્ર આયુર્વેદનાં અષ્ટાંગોમાં જ મર્યાદિત રહેવો ન જોઇએ. અભ્યાસ માટેનું એક નવીન ક્ષેત્ર આયુર્વેદની સમક્ષ પડેલુ છે. આથી કોઇ એમ ન ધારે કે અર્વાચીન વૈદ્કનો અભ્યાસ કરી આયુર્વેદમા તેનો સમન્વય કરવા જતા, પાશ્ચાત્ય વૈદ્ક જ પ્રધાન સ્થાનને પ્રાપ્ત કરી લેશે. જુદી જુદી વૈદક પદ્ધતિઓ એક સાથે કાયમ તો રહેશે જ, પરંતુ હિંદમાં આયુર્વેદે પ્રાપ્ત કરેલુ વિશિષ્ટ સ્થાન, જો તેને સંશોધિત કરવામાં આવે તો, કદિ પણ ચાલ્યુ જશે નહીં; કારણ કે હિંદની સંસ્કૃતિ અને પ્રકૃતિ બન્નેને અનુકૂળ આવે એવી વિશિષ્ટતાઓ તે ધરાવે છે.

આયુર્વેદ શાસ્ત્ર વૈજ્ઞાનિક છે, અપૌરુષેય છે, પાશ્ચાત્ય વિજ્ઞાનમાં શોધ્યા જડતાં નથી એવાં તત્ત્વો તેમા છે, વિજ્ઞાન તેમ જ કળા બન્નેની

દષ્ટિએ એ શાસ્ત્ર જો અસ્ખુ આ રીતે છે વગેરે ત્યા ત્યાથી જ આયુર્વેદનો ઉદ્ધાર થઇ થઇ શકતો નથી. વિરા ૮ ગણનાથ સેનના શબ્દોમા કહીએ તો, ' ચરક અને સુશ્રુતના જમાનાઓ પછી એ સહિતાઓમા કહેલા અનેક દરદોના રૂપ ફરી ગયા છ અને અનેક દરદો નવા પ્રગટ થયા જે ચરક સુશ્રુતાદિ સહિતાઓમા કહેલ અને કીમતી દવાઓનો આજે નિશ્ચય થતા નથી. આ સર્વ આપણે પૂરેપૂરુ જાણી લવુ જોઇએ પાશ્ચાત્ય પદ્ધતિથી શોધાયેલ કેટલાક તાજા સત્યો ઉચ્ચતર ભૂમિ । ઉપર છે એથી પણ ત્રિદોષવાદ વધારે ઉચ્ચતર છે કે જે ના પ્રકૃતિ શરીર અને રોગવિજ્ઞાનની આપણી સુવિદિત ચિકિત્સાઓની જ નહિ પણ ઔષધિશાસ્ત્ર અને વ્યવહારુ ચિકિત્સાશાસ્ત્રની પણ ચાવી આપે છે આયુર્વેદને ઉન્નત સ્થિતિએ પહોચાડનાર આ ત્રિદોષવાદ આપણે સારી રીતે સમજવો જોઇએ અને જગતને સમજાવવો જોઇએ

અષ્ટાગ આયુર્વેદની વર્તમાન સ્થિતિ આવી છ એની સર્વતોમુખી ઉન્નતિ માટે પ્રયત્નો કરવા તે એ વિષયમા ધધાદારી તમ જ બીજી રીતે રસ ધરાવનારાઓની ફરજ છે

## ( ૩ )

## આયુર્વેદ અને શસ્ત્રક્રિયા

વૈદકવિદ્યાના જે વિશિષ્ટ અગોમા ભૂત કાળમા આયાએ પ્રગતિ સાધી હતી અને વર્તમાનકાળમા જેમા આયુર્વેદજ્ઞોને પ્રગતિ સાધવાનો અવકાશ છે તમાના કેટલાકની ચર્ચા રસમય થઇ પડશે આયુર્વેદને લગતા બીજા અને વિષયોની ચર્ચા ન કરતા ઉપરની મર્યાદામા આવતા થોડાક વિષયો જેમાના કેટલાક વિષે તો ભાગ્યે જ માત્ર નહીં જેવો જ ઉહાપોહ થયો છે—તે જ અહીં સ્પર્શ કર્યો છે

શ પાગ એટલ કે શસ્ત્રક્રિયાનુ સ્થાન અષ્ટાગ આયુર્વેદમા ખૂ । જ

મહત્ત્વનું હતું. આયુર્વેદજ્ઞોએ જો સમયની સાથે જ રહેવું હોય તો એ અંગનો પુનરુદ્ધાર કર્યા સિવાય છૂટકો નથી પાશ્ચાત્યોએ એ વિષયમાં જે પ્રગતિ કરી છે તે શારીરવિદ્યાના તેમના અદ્યતન જ્ઞાનને જ આભારી છે, શારીરવિદ્યાના અદ્યતન જ્ઞાન સિવાય શસ્ત્રક્રિયાનું જ્ઞાન મેળવી પણ શકાય નહીં, એટલે એ બે પરસ્પરના પૂરક વિષયોનું પરિશીલન પણ આયુર્વેદને વર્તમાન વિજ્ઞાનનો સમોવડિયો બનાવવાને માટે આવશ્યક છે.

આયુર્વેદીય શસ્ત્રક્રિયા એ શસ્ત્રક્રિયાની દુનિયામાં સૌથી પ્રાચીન અને સૌથી વધારે શાસ્ત્રીય પદ્ધતિ હતી ઋગ્વેદ જેટલા અતિપ્રાચીન વેદમાં શરીરના જુદા જુદા અંગોના નામ મળી આવે છે અને બીજા પણ એવા કેટલાક ઉલ્લેખો મળે છે જેથી એમ કલ્પી શકાય કે, માત્ર ગૂમડા ફોડવા, પાટાપીંડી કરી એવી તદ્દન સામાન્ય કાર્યપ્રણાલિ કરતા તે વખતના આર્યો શસ્ત્રક્રિયાની બાબતમાં વધારે આગળ વધેલા હતા ઉપરાંત અન્ય વેદોમાં તેમ જ ઉપનિષદોમાં અને ઈસવી સન પૂર્વેના સંસ્કૃત સાહિત્યમાં પણ શરીરના જુદા જુદા અવયવો વિષે અથવા અમુક પ્રકારની શસ્ત્રક્રિયા વિષે પ્રકીર્ણ ઉલ્લેખો મળી આવે છે

શસ્ત્રક્રિયાનો જે પ્રમાણમાં વિનાસ થયો હતો તે જોતા શારીરવિદ્યાનો વિકાસ પણ પ્રમાણમાં થયો જ હોવો જોઇએ અત્યારે વૈદ્યકીય કૉલેજોમાં અભ્યાસ કરનારને શારીરવિદ્યાનો પ્રત્યક્ષ અભ્યાસ કરવાની તક સાંપડે છે એવી જ તક પ્રાચીન કાળમાં પણ આયુર્વેદના વિદ્યાર્થીઓને સાંપડતી હતી.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં, શ મ દ સંજોગોમાં મરી જનાર માણસોના શરીરની આશૂમૃતકપરીક્ષા (Postmortem Examination) કરવા માગેના કાયદાની નોંધ કરવામાં આવી છે. અર્થશાસ્ત્રનો સમય સામાન્ય રીતે ઈસવી સનની પૂર્વે પાંચમા સૈકાનો

ગમીએ તો પણ આ પ્રકારનો કાયદો બહુ જૂનો હોવો જોઈએ એમ સહેજે અનુમાન થઈ શકે છે. સુશ્રુત સંહિતાના છઠ્ઠા અધ્યાયમાં મરેલા શરીરના "બહારના તેમ જ અંદરના અવયવો પ્રત્યક્ષ જોવા' માટેની વિધિની વિગતવાર નોંધ છે. એમાં મુડદાને સાત દિવસ સુધી નદી વગેરેમાં એકાંત પાણીમાં ડુબાડીને કહોવરાવ્યા બાદ તેને ખજૂર કાઠી વાંસ અથવા ઝાડની છાલના બનાવેલા ઉપકરણથી ઘસીને શરીરના અવયવો જોવાનું કહ્યું છે. શવચ્છેદની આ પદ્ધતિ પ્રમાણમાં સ્થૂળ છે અને પાશ્ચાત્યો અત્યારે શવચ્છેદની જે પદ્ધતિનો ઉપયોગ કરે છે તે વધારે શાસ્ત્રીય છે. પરંતુ સૈકાઓ પૂર્વે જ્યારે આખી યે દુનિયામાં વૈદ્યજ્ઞાન માત્ર 'પ્રાથમિક' પ્રયોગદશામાં હતું—કારણ 'પ્રયોગદશા'માં તો વાસ્તવિક રીતે જોતાં અત્યારે પણ છે—ત્યારે ઇસવી સન પૂર્વે ચોથા અથવા પાંચમા સૈકામાં આયુર્વેદે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ તટસ્થ દૃષ્ટિએ જોતાં, વિરલ છે એમ લાગ્યા વગર રહેશે નહીં.

આ સમયમાં, દુનિયામાં માત્ર હિંદ એક જ એવો પ્રદેશ હતો કે જ્યાં શસ્ત્રક્રિયા તેમ જ શારીરવિદ્યાએ આટલી પ્રગતિ કરી હોય. ઇજિપ્તમાં મૂએલા માણસોના શરીરમાં મસાલો ભરીને તે શરીરને લાંબા સમય સુધી સાચવી રાખવામાં આવતાં, પરંતુ મુડદાની કોઈ પણ પ્રકારની અવહેલના કરનાર સામે ઇજિપ્તના લોકો એટલો ધિક્કાર બતાવતા કે મૃત શરીરના આંતરિક અંગોને મસાલો ભરવા માટે કાઢી જનાર માણસને પોતાનું ભાન થઈ રહે કે તરત લોકોના ટુમનામાંથી બચવા માટે જીવ લઈને નાસી જવું પડતું. આમ હોવાથી ઇજિપ્તના લોકો બીજી રીતે સંસ્કૃતિમાન હોવા છતાં અને પ્રાચીન હિન્દના વૈદ્યોની માફક ત્યાં પણ એક દવા કરનારો વર્ગ અસ્તિત્વમાં હોવા છતાં તેઓ શારીરવિદ્યા સંબંધી ઘોર અજ્ઞાનને લીધે કાયચિકિત્સા કે શસ્ત્રક્રિયા બેમાંથી એકે વિષયના જ્ઞાનમાં બહુ મહત્ત્વનો વધારો કરી શક્યા નહોતા.

ગ્રીસમાં પણ આ બધા વિષે ખૂબ જ અજ્ઞાન હતુ ધમની Artery શબ્દ જે અત્યારે 'શુદ્ધ લોહીને' વહી જનારી નળી' એવા અર્થમા વપરાય છે તે શબ્દનો ખરો અર્થ તો 'પવનને લઇ જનારી નળી' એવો થાય છે! આ પરથી પશ્ચિમમાં શારીરવિદ્યા વિષે કેવા પ્રકારનું અજ્ઞાન તે વખતે પ્રવર્તતું હતું તેનો ખ્યાલ આવશે. ગ્રીસમાં આ માન્યતા પ્રચલિત હતી. વળી તે ઉપરાંત બીજી એક એવી માન્યતા હતી કે હૃદય એ ફેફસાંઓની વચ્ચે આવેલું છે અને હૃદય ધડકે ત્યારે ફેફસાં તેની બન્ને બાજુએ ગાદીની ગરજ સારે છે! શારીરવિદ્યા વિષે જેનું જ્ઞાન ગ્રીસમાં વજનદાર ગણાતુ તે એરિસ્ટોટલના આ વિચારો છે!

આ બધા સાથે સુશ્રુતસંહિતામાં વર્ણવેલી શસ્ત્રક્રિયાઓ અને આર્યોના શારીરજ્ઞાનની સરખામણી કરવામાં આવશે તો વૈદકવિદ્યામાં દુનિયામાં સૌથી પહેલી અને આશ્ચર્યજનક પ્રગતિ કરનાર હિન્દુઓ જ હતા એમ લાગ્યા વગર રહેશે નહીં. ગૂમડાં ફાડવા જેવી તદ્દન સામાન્ય પ્રકારની શસ્ત્રક્રિયાઓ માટે શારીરવિદ્યાના જ્ઞાનની ઝાઝી જરૂર નથી, પરંતુ પ્રાચીન હિન્દમાં આ કરતાં બહુ જ ઉચ્ચ કક્ષાની શસ્ત્રક્રિયાઓ થતી. આંખ, કાન, નાક, મોં, ગળું તથા ખોપરીના ઉપલા ભાગ પર સાદી શસ્ત્રક્રિયાઓ થતી કંઠમાળ, થાઇરોઇડગ્રન્થિ, વેલ, પરવાળાં, મોતિયો, નાકના મસા એ સર્વ માટે પણ શસ્ત્રક્રિયાઓ થતી. હરસ, ભગંદર, પથરી, સડતા હાડકાં કાઢી નાખવાં, વધરાવળ, જળોદર વગેરે દરદો પર થતી શસ્ત્રક્રિયાઓ આધુનિક શસ્ત્રક્રિયાને અનેક પ્રકારે મળતી આવતી હતી. ઉપરાન, અંત્રાવરોધ (Intestinal obstruction) થતાં પેટ ચીરીને આંતરડાનો મળ દૂર કરવામાં આવતો અને આંતરડાને પાછું યથાસ્થિત ગોઠવી દેવામાં આવતુ. સુવાવડ વખતે સ્ત્રી મરણને કાંઠે આવી હોય ત્યારે તેનું પેટ ચીરીને બાળકને કાઢી લેવામાં આવતુ. (જુઓ, 'પ્રત્યક્ષ શારીર,' અનુવાદ, ઉપોદ્‌ઘાત, પૃ. ૧૦). આ શસ્ત્રક્રિયાઓ પ્રાચીન હિન્દના આયુર્વેદજ્ઞો જ્યારે કરતા હતા ત્યારે ક્લોરોફોર્મ કે એવી કોઇ જ દવાની શોધ થઇ નહોતી, એ ખાસ ધ્યાનમાં રાખવાનુ છે.

ઉપરાંત, પેશાબ બંધ થઈ જતાં મૂત્રમાર્ગમાં સળી નાખી પેશાબને રસ્તો આપવાની શોધ પ્રથમ કરનાર હિન્દના વૈદ્ય હતા તેમ જ બનાવટી નાક બેસાડવાની કળા પણ હિન્દમાંથી જ બીજા દેશોમાં પ્રસરી હતી એવો સ્પષ્ટ એકરાર હવે અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ કર્યો છે

પરંતુ આ સ્થિતિ લાંબો સમય ચાલી નહીં અને પરિણામે શારીરવિદ્યા તેમ જ શસ્ત્રક્રિયાનો વિકાસ અટકી ગયો અશોકના સમયથી સમગ્ર ઉત્તર હિન્દમાં અહિંસાની લાગણી પ્રધાનપદ પામતી ગઈ જેથી શવચ્છેદ બંધ થઈ ગયો એટલે કે આયુર્વેદીય શસ્ત્રક્રિયા અને શારીરવિદ્યાની અવનતિ ત્યાર પછીના સમયથી શરૂ થઈ પછીના સમયમાં કાયચિકિત્સા ઔષધિજ્ઞાન વગેરેમાં સારો જેવો ઉમેરો થયો, પરંતુ આયુર્વેદની પેલી બે પ્રધાન શાખાઓ તો પાંગળી બનતી ગઈ વિદ્વાન ગણાતા ગ્રંથકારો પણ આ જ્ઞાનથી સર્વ રીતે વંચિત રહ્યા હતા સુશ્રુતસંહિતામાં એક સ્થળે ધમનીઓને હૃદય સાથે જોડાયેલી અને બીજે એક સ્થળે નાભિ સાથે જોડાયેલી કહી છે, પરંતુ આ પરસ્પરવિરોધી વિધાનો પર પાછળના કોઈ પણ લેખકે અગર ટીકાકારે ટિપ્પણ કર્યું નથી!

શારીરવિદ્યાના વિકાસના સાધન તરીકે શવચ્છેદ બંધ થયો છતાં શસ્ત્રક્રિયા લાંબા સમય સુધી ચાલુ તો રહી જ હોવી જોઈએ શસ્ત્રક્રિયાનું આ સ્વરૂપ સંપૂર્ણાંશે શાસ્ત્રીય હશે કે કેમ એ વિષે તો શંકા જ છે પરંતુ ગંભીર કહી શકાય એવા પ્રકારનાં કેટલાંક 'ઑપરેશનો' ઠેઠ નવમી-દસમી સદી સુધી થતાં એમ ઐતિહાસિક ઉલ્લેખો પરથી જણાય છે ગુજરાતનો ચૌલુક્ય રાજા મૂળરાજ પોતાની માતા લીલાદેવીના ગર્ભમાં જ હતો ત્યારે લીલાદેવી મરણ પામી હતી એટલે તેનું પેટ ચીરીને મૂળરાજને જીવતો બહાર કાઢવામાં આવ્યો હતો એમ ઇતિહાસ કહે છે એ સમયની શસ્ત્રક્રિયા વિષે વિશેષ વિગતો લભ્ય નથી પરંતુ આવો ઉલ્લેખ પણ કીમતી થઈ પડે તેમ છે

આ પછી શસ્ત્રક્રિયાનો વારસો વૈદ્યો પાસેથી હજામોને મળ્યો, જે પરંપરાગત દેશના ખૂણેખૂણામાં હજુ ચાલુ છે. કેટલાંક ગામડાંઓમાં તો શસ્ત્રવૈદ્ય અને ચિકિત્સક બન્નેની ગરજ હજામો સારે છે. તેમના હાથે થતી કાયચિકિત્સા કે શસ્ત્રક્રિયા ઓછે અંશે પણ શાસ્ત્રીય નથી, છતાં કેટલાક વૈદ્યોની જેમ તેઓ પણ લાંબા અનુભવ અને કેટલીક ચમત્કારિક ઔષધિઓને પ્રતાપે પોતાનું મહત્ત્વ જાળવી રહ્યા છે.

આયુર્વેદનો એક મહત્ત્વનો વિભાગ પશુવૈદકનો હતો. રાજદરબારોમાં શાલિહોત્ર, હસ્તિરોગવિદ્યા વગેરેના જાણકારોનું મહત્ત્વનું સ્થાન હતું. પશુવૈદકમાં શસ્ત્રક્રિયાનું પણ એક વિશિષ્ટ સ્થાન હતું, પરંતુ આજે તો ગ્રામપ્રદેશોમાંના કોઈ અપવાદો સિવાય એ વિદ્યાના જ્ઞાનનું નામનિશાન નથી અને પરદેશી પશુરોગવિદ્યા એ જ આપણો એકમાત્ર આશ્રય છે.

અર્વાચીન વૈદ્યોમાં શસ્ત્રક્રિયાના જ્ઞાનનો પ્રચાર નથી અને શારીરવિદ્યાનું જ્ઞાન પણ પ્રમાણમાં મર્યાદિત છે, અને જે છે તે પણ મોટે ભાગે વ્યવહારુ નથી. આયુર્વેદ મહાસંમેલનના પ્રમુખ પં. ઘાંગાણી કહે છે તેમ કર્માભ્યાસનો ત્યાગ થયો છે. કેટલાક જાણીતા વૈદ્યોને શરીરના ઉપયોગી અંગોના કાર્યની પૂરી ખબર નથી તેમ જ એક વૈદ્ય શવચ્છેદ થતા જોઈને બેભાન જેવા થઈ ગયેલા તે હું જાણું છુ. સ્પષ્ટ કરવાની જરૂર છે કે આમાં કોઈનો પણ વ્યક્તિગત વાંક નથી, પરંતુ લાંબા સમયથી છૂટી ગયેલા કર્માભ્યાસનું પુનરુજ્જીવન કરવાને જોઈએ તેવા પ્રયાસો થયા નથી એ જ માત્ર આ પરિસ્થિતિનું કારણ છે.

જે સમયે દુનિયાના કોઈ પણ દેશમાં શસ્ત્રક્રિયા અને શારીરવિદ્યાનું અસ્તિત્વ નહોતું ત્યારે એ વિષયમાં શાસ્ત્રીય વિકાસ સાધનાર આયુર્વેદજ્ઞોના વંશજોને વીસમી સદીમાં એ બેમાંથી એકે વિદ્યાનું પૂરું જ્ઞાન ન હોય તો આયુર્વેદની ઉપયોગિતા અથવા શાસ્ત્રીયતા પ્રત્યે પ્રજા બેદરકાર રહે એ સ્વાભાવિક છે. આ દિશામાં

કેટલાક છૂટાછવાયા પ્રયત્નો થયા છે, પરંતુ એટલું જ માત્ર બસ નથી. ચરક કે સુશ્રુતના કાળના અધ્યાપકોના જ અધ્યયન ઉપરાંત શવચ્છેદના પ્રત્યક્ષ દર્શન વડે વ્યાપેલા એ વિષયોનું અદ્યતન જ્ઞાન આપનાર પાઠ્યપુસ્તકો પ્રગટ થવા જોઇએ અને વ્યવહારુ જ્ઞાન માટે આયુર્વેદ વિદ્યાલયોમાં અત્યારે છે તે કરતાં વિશેષ સગવડો થવી જોઇએ. ફરીને આયુર્વેદનું શસ્ત્રવૈદ્ય થઇ ન શકે એ સમજી શકાય એવી વાત છે, પરંતુ સમયની સાથે રહેવા માટે, પાશ્ચાત્યોએ શોધેલા કેટલાક સત્યો કે જે, કવિરાજ ગણનાથ સેન કહે છે તેમ, ઉચ્ચતર ભૂમિકા પર છે તેમનું અધ્યયન અને આયુર્વેદમાં તેમનો સમન્વય તો જરૂરી છે જ. વર્તમાનકાળમાં વીસમી કાયચિકિત્સા વડે જો કે આયુર્વેદનું મહત્ત્વ જળવાયેલું છે, છતાં શવચ્છેદ ઇત્યાદિ પ્રત્યક્ષ પ્રમાણોને આધારે તૈયાર થયેલી શારીરવિદ્યાના અદ્યતન જ્ઞાન સિવાય કાયચિકિત્સાનું પણ અદ્યતન જ્ઞાન સંભવી શકતું નથી એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે.

## (૪)

## આયુર્વેદ અને કામશાસ્ત્ર

કામશાસ્ત્ર એ જો કે આયુર્વેદનું એક પ્રત્યક્ષ અંગ નથી, પરંતુ આયુર્વેદના ગ્રંથોમાં એને લગતું જેવું અને જેટલું લખાણ છે તે જોતાં કામશાસ્ત્રને આયુર્વેદનું એક મહત્ત્વનું આનુષંગિક શાસ્ત્ર ગણવું એ ઇષ્ટ છે. ચરક, સુશ્રુત, વાગ્ભટ ઇત્યાદિ માન્ય ગ્રંથોમાં કામશાસ્ત્રના વિષયની જે ચર્ચા કરવામાં આવી છે તે આરોગ્યાર્થી દેહ અને આરોગ્યાર્થી આત્મા એ બેની દૃષ્ટિએ મોટે ભાગે છે, જ્યારે વાત્સ્યાયન કામસૂત્ર અને તેના અનુષંગી અન્ય સંખ્યાબંધ પુસ્તકોમાં કામશાસ્ત્રના વિષયની કરેલી ચર્ચા આખા સમાજને દૃષ્ટિમાં રાખીને અને મનુષ્યની પ્રકૃત વાસનાઓને સંતોષ આપવા સાથે ધર્મ અને આરોગ્યના સાધનની નજરે થયેલી છે.

અત્રે, કામશાસ્ત્રના અન્ય ગ્રંથો અને આયુર્વેદના ગ્રંથોનો ગોટાળો કરી દેવાની જરૂર નથી. આયુર્વેદે પોતાના વિષયનું સમગ્ર રીતે નિરૂપણ કરતાં તેની મર્યાદામાં આવતા કામશાસ્ત્રના વિષયની ચર્ચા કરી છે, જ્યારે વાત્સ્યાયનાદિનો કામશાસ્ત્ર એજ એક માત્ર વિષય છે. એટલે ચરક, સુશ્રુત ઇત્યાદિનું શાસ્ત્ર સમાજ કરતાં દવાનું–સ્વાસ્થ્યનું શાસ્ત્ર વધારે અંશે છે, વાત્સ્યાયન વગેરેનું શાસ્ત્ર દવા કરતાં સમાજનું શાસ્ત્ર વધારે અંશે છે

અન્ય માન્ય શાસ્ત્રોની જેમ કામશાસ્ત્રની પરંપરા પણ ઠેઠ સૃષ્ટિના આરંભકાળ સુધી લઇ જવામાં આવે છે. પ્રજાપતિએ સૃષ્ટિની રચના કર્યા પછી ત્રિવર્ગસાધન માટે એક લાખ અધ્યાયવાળું એક શાસ્ત્ર રચ્યું. તેમાંથી કામશાસ્ત્રનો વિષય જુદો પાડીને શંકરના અનુચર નંદીશ્વરે એક હજાર અધ્યાયમાં કામશાસ્ત્રની રચના કરી. અહીં સુધીની પરંપરા વાસ્તવિક અર્થમાં પુરાણકથા જ છે. ત્યાર પછી ખરેખરો ઇતિહાસ શરૂ થાય છે. છાન્દોગ્યોપનિષદના તત્ત્વમસિ એ મહાસૂત્રના ઉપદેશક, અને વાત્સ્યાયનનો ટીકાકાર કહે છે તેમ પરસ્ત્રીગમન અને મદ્યપાનનો પહેલવહેલો નિષેધ કરનાર તથા કામશાસ્ત્રનું સમાજશાસ્ત્રથી અવિરોધી સ્વરૂપ ઘડનાર મહર્ષિ શ્વેતકેતુએ ૫૦૦ અધ્યાયોવાળું એક કામશાસ્ત્ર નંદીના કામશાસ્ત્ર પરથી રચ્યું. આ પછી તેમાંનાં જુદાં જુદાં અંગો પર જુદા જુદા પંડિતોએ ગ્રન્થો લખ્યા હતા એમ વાત્સ્યાયનના ઉલ્લેખો પરથી જણાય છે. શ્વેતકેતુની પછી બાભ્રવ્યે કામશાસ્ત્રની ફરીવાર રચના કરી. બાભ્રવ્યનાં સાત અધિકરણો પૈકી 'વૈશિક'–વૈશ્યાઓને લગતા–અધિકરણનો સાર લઇ તેની જુદા જ પુસ્તક રૂપે રચના પાટલીપુત્રની વૈશ્યાઓના કહેવાથી દત્તક નામે પંડિતે કરી; તેમ જ બાકીનાં છ અધિકરણો અનુક્રમે, ચારાયણે સાધારણ, સુવર્ણનાભે સાંપ્રયોગિક, ઘોટકમુખે કન્યાપ્રયુક્ત, ગોનર્દીયે ભાર્યાધિકરણ, ગોણિકાપુત્રે પારદારિક અને કુચુમારે ઔપનિષદિક એ પ્રમાણે રચ્યાં. આ પછી સામાન્ય

લોકોની સમજને માટે કામશાસ્ત્રને લગતા સંક્ષિપ્ત ગ્રન્થોની પણ સંખ્યાબંધ રચનાઓ થઇ છે. સ્વ. વૈદરાજ શંકર દાજી પદેએ તૈયાર કરેલી આયુર્વેદીય પુસ્તકોની યાદીમાં તથા ઑફ્રેટના 'કૅટેલોગસ કૅટેલોગોરમ'માં એવાં આશરે ચાલીસેક પુસ્તકોનાં નામ મળી આવે છે, જેમાંથી કન્દર્પચૂડામણિ, અનંગરંગ, રતિરહસ્ય, નાગરસર્વસ્વ, રતિમંજરી, પંચસાયક, સ્મરદીપિકા, રતિરત્નપ્રદીપિકા, કુચિમારતન્ત્ર, વગેરે મુદ્રિત થયેલાં છે અને તેમાંનાં કેટલાકના દેશી ભાષાઓમાં તેમ જ યુરોપીય ભાષાઓમાં પણ અનુવાદો થયેલા છે.

આમ, હિન્દમાં કામશાસ્ત્રવિષયક જ્ઞાન કેટલું પ્રાચીન છે તે જણાઇ આવશે. આરોગ્યવિષયક અન્ય શાસ્ત્રોની જેમ આ શાસ્ત્રની પણ સૌથી પ્રથમ પ્રગતિ દુનિયાભરમાં હિન્દે જ કરી હતી એમ કહેવામાં કોઇ જાતનો ઇતિહાસવિરોધ નથી. તેની આટલી પ્રાચીન ઐતિહાસિક પરંપરા અને શાસ્ત્રીય ચર્ચા અન્ય કોઇ પણ દેશમાં મળતી નથી.

કામશાસ્ત્રના સાચા જ્ઞાનથી પાશ્ચાત્યો એ સમયે અજાણ હતા. ગ્રીસ અને રોમમાં પ્રતિષ્ઠિત લોકો પણ સજાતીય સંયોગને સ્ત્રીપુરુષના સંયોગ જેટલો જ કુદરતી માનતા—અને તે પણ એટલે સુધી કે સ્ત્રીપુરુષના પ્રેમની જેમ, સજાતીય પ્રેમના વિષય પર પણ કાવ્યો લખાયાં છે! જર્મન અને ફ્રેન્ચ ભાષામાં ઠેઠ સોળમા-સત્તરમી સદી સુધી એ પ્રકારની નવલકથાઓ અને કાવ્યો થોકબંધ લખાયાં છે. પાછળથી વૈદકવિદ્યાની પ્રગતિ થતાં, વાસ્તવિક વસ્તુસ્થિતિ જણાતાં એવા સાહિત્યપ્રકાશન સામે પ્રચારકાર્ય થવા લાગ્યું. જાતીય વિકૃતિઓ સર્વ સ્થળે છે અને હિન્દમાં પણ હતી તે તત્કાલીન અનેક ઉલ્લેખો પરથી જણાઇ આવે છે. પરંતુ પ્રાચીન ભારતવાસીઓ વિકૃતિને વિકૃતિ તરીકે જ પિછાનતા હતા, એ જ વસ્તુ મહત્ત્વની છે.

હમણાં કેટલાકને કામશાસ્ત્રનું નામ સાંભળીને જામનગરવાળા મણિશંકર ગોવિંદજીનું 'કામશાસ્ત્ર' યાદ આવે છે, અને આવાં કારણોને લીધે કામશાસ્ત્ર એટલે અશ્લીલ શાસ્ત્ર એવી જ માન્યતા સમાજના એક મોટા વર્ગમાં દઢ થઈ ગયેલી છે. પ્રાચીન હિન્દમાં સ્થિતિ આથી સાવ જુદા પ્રકારની હતી. કામ એ ત્રિવર્ગસાધન પૈકીનો એક પુરુષાર્થ હતો. વેદોમાં પણ એ વિષય પ્રત્યે માન વ્યક્ત કરતા ઉલ્લેખો અને મન્ત્રો મળે છે. કામશાસ્ત્રના એક લેખકે એ વિષે લખ્યું છે કે सन्तोषपरमा हि ममाग्रपूजा । આ શાસ્ત્ર બિલકુલ હીન ગણાતું નહોતું અને તે પણ એટલે સુધી કે પદ્મશ્રી જેવા બૌદ્ધ સાધુએ 'નાગરસર્વસ્વમ્' જેવા કામશાસ્ત્રના ગ્રન્થની રચના પોતાના અનુયાયીઓના હિતને ખાતર કરી છે, અને અગાઉના અનેક કામશાસ્ત્રકારો શ્વેતકેતુ, વાત્સ્યાયન વગેરે ઋષિઓ હતા.

કામશાસ્ત્ર-ખાસ કરી વ્યવાયવિધિના વિષયમાં આયુર્વેદજ્ઞોએ ઉપદેશેલું સ્વસ્થવૃત્ત (Hygiene)-જો કે ધર્મ અને વહેમનું તેમાં કેટલુંક મિશ્રણ થયેલું હોવા છતાં-તે વખતે સૌથી અદ્યતન હતું અને અત્યારે પણ છે એમ આપણે કહી શકીએ. એની બધા જ દૃષ્ટિબિન્દુઓથી આલોચના કરવાનો અહીં અવકાશ નથી, પરંતુ ચરક, સુશ્રુત અને વાગ્ભટનાં એને લગતાં પ્રકરણોનું અવલોકન કરવાથી આ વાતની ખાત્રી થશે.

કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થો માત્ર એ વિષયના અભ્યાસની દૃષ્ટિએ જ નહીં, પણ સમાજશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ પણ ખૂબ જ મહત્ત્વના છે. વાત્સ્યાયનના કામસૂત્ર પરથી તત્કાલીન સમાજસ્થિતિનો અભ્યાસ કરવાને ખૂબ મહત્ત્વની સામગ્રી મળી આવે છે (જુઓ, પ્રો. ચાકલદારકૃત Studies in Vatsyayana Kamasutra). ઇસવી સન પૂર્વેના કામસૂત્રથી માંડી પંદરમી સોળમી-સદીનાં અનંગરંગ અને રતિરત્નપ્રદીપિકાનું અવલોકન કરતાં સ્ત્રીજાતિની ઉત્તરોત્તર હીન

વધે જતી સ્થિતિનો અને વિકાસના એ સાધન તરીકેની તેની ગણનાનો પણ ખ્યાલ આવે છે. હિન્દુ કામશાસ્ત્રોના અભ્યાસ પરથી સામાજિક ઇતિહાસનો આખો ગ્રન્થ લખી શકાય તેમ છે.

કેટલાક સંસ્કૃત ગ્રંથોમાં સગર્ભા સ્ત્રીને છોકરો જ પેદા થાય એવી ઔષધિઓ બતાવેલી છે. આવી ઔષધિઓ કેવળ વહેમ અને અજ્ઞાનનું જ પરિણામ છે એમ ઘણા માનતા અને હજી પણ માને છે. પણ ગ્રેગ નામે સપ્રયોગ એમ પુરવાર કરી બતાવ્યું છે કે સગર્ભા સ્ત્રીના પેશાબમાં જો સાકર જતી અટકે તો સંતાન નર જાતિનું જ થશે. પેશાબમાં સાકર જવાને લીધે શરીરની ગરમી ઓછી થાય છે અને એ સિદ્ધાંતને મરઘાં, મધમાખીઓ વગેરે પ્રાણીઓ પર પ્રયોગો કરીને પુરવાર કર્યું છે કે ગરમી વધારે તેમ નર વધારે. સગર્ભા સ્ત્રીઓના પેશાબમાં સામાન્ય રીતે સાકર જાય છે અને સાકર જવી તે બીજની પરિપક્વતાને ઘટાડનાર છે. આમ થવાને લીધે વધારે સાકર જવાથી નબળી જાત—એટલે કે માદા—ઉત્પન્ન થાય છે. સગર્ભા સ્ત્રીને જો પુત્ર જ જોઈતો હોય તો લક્ષ્મણા, પુત્રજીવા વગેરે ઔષધિઓ લેવાની સલાહ આયુર્વેદીય ગ્રન્થોમાં અપાઈ છે. આ ઔષધિઓ વડે પેશાબમાં સાકર જતી બંધ થાય છે એમ ઘણા માને છે. ગર્ભચિકિત્સામાં આયુર્વેદજ્ઞોએ કરેલી પ્રગતિ જોતાં આ પ્રયોગ સાચા હોય એ અસંભવિત નથી. તજ્જ્ઞોએ આ વિષયમાં સંશોધન કરીને એની વાસ્તવિકતા પરત્વે નિર્ણય બાંધવો જોઈએ.

અત્યારે પણ કામશાસ્ત્રના ગ્રંથોમાંથી ઘણાં નવાં તત્ત્વો સાંપડવાનો સંભવ છે. એ ગ્રંથો શાસ્ત્રીય પદ્ધતિએ જુદી જુદી હસ્તલિખિત પ્રતોની વિગતવાર તુલના સાથે પ્રગટ થયા નથી. તેમાં જણાવેલી કેટલીક વનસ્પતિઓ અને દ્રવ્યો આજે સંદિગ્ધ છે. ટૂંક સમયમાં સ્થપાનાર નિખિલ ભારતવર્ષીય આયુર્વેદિક વિજ્ઞાન સમિતિ અથવા ગુજરાત આયુર્વેદિક વિજ્ઞાન સમિતિ જો આ ગ્રન્થોની શાસ્ત્રીય દૃષ્ટિએ

સંશોધિત કરવામાં આવેલી, પાશ્ચાત્ય જાતીય વિજ્ઞાનનાં તુલનાત્મક ટિપ્પણો સાથેની, આવૃત્તિઓ પ્રકટ કરવાનું કાર્ય ઉપાડી લે અને અંગ્રેજી તેમ જ સંસ્કૃતના સાગ જ્ઞાતાઓને આ સંશોધનનું કામ સોંપે તો તે વડે આયુર્વેદની મર્યાદામાં પૂરેપૂરી રીતે કદાચ ન આવવા છતાં તેના અનિવાર્ય રીતે અનુષંગી એવા એક પ્રાચીન શાસ્ત્રના ઉદ્ધારનું મહત્ત્વનું કાર્ય થઇ શકશે.

## ( ૫ )

## આયુર્વેદ અને સંતતિનિયમન

સંતતિનિયમનનો પ્રશ્ન આજકાલ ખૂબ જ ચર્ચાસ્પદ બનેલો છે. સંતાનનિરોધના ઉપાય તરીકે કાં તો પેસરી ઇત્યાદિ પાશ્ચાત્ય સાધનો અથવા સંયમનો આદર્શ એ એમાંથી એક રજૂ કરવામાં આવે છે. સંતાનનિરોધના પાશ્ચાત્ય ઉપાયો સો ટકા ફત્તેહમંદ થતા નથી; તે જ સાથે અનેક કારણોને લીધે કેટલીક વાર તો મજ્જાતંત્ર પર પણ ખરાબ અસર કરનારા થઇ પડે છે એ જાણીતું છે. બીજી બાજુ સંયમનો આદર્શ એ વાસ્તવિક રીતે જોતાં તો કેવળ આદર્શ રહેવાને જ સર્જાયેલો છે. સંતતિનિયમનને જો ઇષ્ટ ગણવામાં આવતું હોય તો પણ આવી પરિસ્થિતિમાં તે માટેના તદ્દન નિર્દોષ ઉપાયની શોધ ઘણાને મુશ્કેલ લાગે છે.

આ મથાળામાં મેં આયુર્વેદ સાથે સંતતિનિયમનનું નામ જોડ્યું છે, તેથી કદાચ કોઇને આશ્ચર્ય લાગશે. પરંતુ કહેવાની જરૂર છે કે એક અથવા બીજાં કારણોને લીધે મનુષ્યસ્વભાવ લગભગ બધા જ યુગમાં એકસરખો રહ્યો છે અને જે ઉદ્દેશો સાધવા માટે વર્તમાનમાં સંતતિનિયમન કે સંતાનનિરોધની હિમાયત કરવામાં આવે છે તે જ ઉદ્દેશો લગભગ સાધવા માટે ભૂતકાળના મનુષ્યોનો સ્વભાવ પણ આકર્ષાયો હતો. માત્ર આધ્યાત્મિકતાને જ પ્રધાનપદ આપનાર વિચારશ્રેણિમાં સ્ત્રીપુરુષના સંયોગનો પવિત્ર ઉદ્દેશ કેવળ પ્રજોત્પત્તિનો જ

હોવાનું ગણવામાં આવતું હતું, પરંતુ બાઈનાઓએ તો એ સબંધમાં આનંદનો અવકાશ હોવાનો ખુલ્લા દિલે સ્વીકાર કર્યો છે. પ્રાચીન હિન્દમાં ઘી, દૂધ અને સમૃદ્ધિની બહુલતા હતી અને કેટલાકને જેમ દેશની ગરીબીને અંગે અત્યારે સંતતિનિયમનની અનિવાર્ય અગત્ય જણાય છે એવું તે વખતે લાગતું નહોતું, એટલું જ નહીં પરંતુ નવ-પરિણીત સ્ત્રીઓને दशपुत्रसूः ભવના આશીર્વાદો અપાતા. આમ છતાં તે વખતે સંતાનનિરોધ માટેની દવાઓની તો નોંધ થઈ હતી જ.

બૃહદારણ્યક ઉપનિષદ્ જેવા પ્રાચીન ઉપનિષદ્‌માં એક મન્ત્ર મળે છે—अथ यामिच्छेन्न गर्भं दधीतेति । तस्यामर्थं निष्ठाय मुखेन मुखं सन्धायाभिप्राण्यापान्यादिन्द्रियेण ते रेतसा रेत आदद इत्यरेता एव भवति । આ મન્ત્રનો અક્ષરશઃ અર્થ સમજાતો નથી, પરંતુ ગર્ભાધાનનિરોધ માટેનો આ મન્ત્ર છે એ તો સમજી શકાય છે. એ મન્ત્ર ઉપરના શ્રીશંકરાચાર્યના ભાષ્યમાંથી આ જ વસ્તુ સમજાય છે. આશરે નવમા-દશમા શતકમાં રચાયેલા દિગંબર જૈન તન્ત્રગ્રન્થ 'ભૈરવ-પદ્માવતી કલ્પ'માં પણ ગર્ભાધાનનિરોધ માટેના મન્ત્રો છે. મન્ત્રો આ બુદ્ધિપ્રધાન યુગમાં સાચા મનાતા મુશ્કેલ છે, પરંતુ એટલા પ્રાચીન કાળમાં પણ ગર્ભાધાનનિરોધ પ્રત્યે જનસમાજની વૃત્તિ હતી અને ગર્ભાધાનનિરોધ થતો પણ હશે એ તો આ ઉલ્લેખો પરથી જણાઈ આવશે. કૃત્રિમ સાધનો એ સમયમાં હોવા અસંભવિત છે, પરંતુ કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રંથોમાં ગર્ભાધાનનિરોધ માટેની દવાઓના સંખ્યાબંધ પ્રયોગો આપ્યા છે. 'કુચિમારતન્ત્ર'નો કર્તા તેના 'વન્ધ્યાકરણ' નામે સાતમા પટલમાં આ પ્રયોગોની પ્રસ્તાવના કરતાં લખે છે કે:—

न क्लेशो नाऽपि समोहो न रोगादिभय क्वचित् ।
न वा प्रस्रवदुःखादि न वा हानिविधायकम् ॥
गृहस्थाना सुखकरो योगोऽयमतिदुर्लभ ।
कुचिमारेन मुनिना परिकीर्तित ॥

આ માટેના પ્રયોગો જેમાં અપાયા છે તે ગ્રંથોના કર્તાઓ પોતાના સમયમાં વિદ્વાનો તરીકે પંકાઇ ગયા છે અને કુચિમાર તંત્રનો કર્તા પણ આ પ્રયોગો નિર્દોષ હોવાની ખાતરી આપે છે. જુદાં જુદાં પુસ્તકોમાંથી લગભગ પચીસ જેટલા આવા પ્રયોગો મળી આવે છે, જેમાંના કેટલાક વડે સાત દિવસ, કેટલાક વડે એક માસ, કેટલાક વડે એક વર્ષ અને કેટલાક વડે જન્મપર્યંત સ્ત્રીને વન્ધ્યત્વ આવે છે એવો દાવો કરવામા આવ્યો છે.

પ્રશ્ન માત્ર એટલો જ છે કે જે 'સ્થિતિમા આ પ્રયોગો મળી આવે છે તે જ સ્થિતિમાં તે વાપરવા કે કેમ? મુદ્રિત પુસ્તકોના પાઠોમાં સ્પષ્ટ અશુદ્ધિ જણાઇ આવે છે અને જ્યાં સુધી તે દિશામાં યોગ્ય સંશોધન થાય નહીં ત્યાં સુધી એ પ્રયોગો વાપરવા વાજબી નથી. જો કે સંખ્યાબંધ પ્રયોગોમાંથી થોડાક તો નિર્દોષ હશે, એ સાથે સોંઘા તો છે જ. સંતાનનિરોધને જો ઇષ્ટ જ ગણવામાં આવતો હોય તો બીજાં ખર્ચાળ સાધનો કરતાં આ પ્રયોગોની વિશેષ ઉપયોગિતા શા માટે નહીં? આ પ્રત્યે વિદ્વાન વૈદ્યો અને દાક્તરોએ ધ્યાન આપવાની જરૂર છે

આ પ્રકારની ખાવાની દવાઓ લેવાથી એ પ્રયોગોમા જણાવ્યા પ્રમાણે, જો સ્ત્રીબીજનો ખરેખર નાશ થતો હોય તો બીજકોષ (Ovaries)ની શસ્ત્રક્રિયાને જ સન્તાનનિરોધનો એકમાત્ર ઉપાય સમજતી આધુનિક પાશ્ચાત્ય વૈદકવિદ્યાના જ્ઞાનમાં પણ એ વડે એક મહત્ત્વનો ઉમેરો થાય છે. જો કે સ્પષ્ટ કરવાની જરૂર છે કે છપાયેલા ગ્રન્થોમાં જે સ્વરૂપમાં તે આપ્યા છે તે સ્વરૂપમા કોઇ એ વાપરવાનું સાહસ ન કરે, કારણ કે વૈદકના આ ક્ષેત્રમાં આયુર્વેદગ્રંથોની સંશોધનવૃત્તિ હજી વળી નથી, એટલે એમાં કોઇ પ્રકારની અશુદ્ધિ મૂળ હસ્તલિખિત પ્રતો લખનારાઓના હાથે કે સદરહુ પુસ્તકોના સંપાદકોને હાથે ઘૂસી ગઇ હોય તો કંઇ નવાઇ જેવુ નથી.

છતાં આવા પ્રયોગોની અગત્યતા વિષે શંકા રાખવાનું કારણ નથી. ઉપનિષત્કાળ જેટલા પ્રાચીન સમયથી સન્તાનનિરોધ વિષે ઉલ્લેખો મળી આવે છે તે જોતાં તેમ જ 'કુચિમાર તન્ત્ર'ના કર્તાએ વન્ધ્યાકરણ વિષે જે ઉલ્લેખો કર્યા છે તે જોતાં એની પાછળ એક સતત પરંપરા હતી, એમાં શંકા નથી. એટલે એ દિશામાં હવે જરૂર છે માત્ર પ્રયત્નપૂર્વકના સંશોધનની. હિન્દના જુદા જુદા ભાગમાં આજે સંખ્યાબંધ આયુર્વેદ વિદ્યાલયો માત્ર આયુર્વેદનું જ નહીં પરંતુ એલોપેથીની પણ વિવિધ શાખાઓનું શિક્ષણ આપી રહેલ છે. તેઓ જો આવા પ્રયોગોના સંશોધનનું કાર્ય ઉપાડી લે તો દેશ ઉપર એક મહદ્ ઉપકાર થયો ગણાશે. જો કે આપણા દેશમાં પશ્ચિમની જેમ આવા પ્રયોગો પોતાની જાત ઉપર કરવા દેવાને સ્ત્રીઓ તૈયાર થાય કે કેમ એ શંકાસ્પદ છે. તેમ જ આ બાબતમાં અનુભવ થયો હોય તો તે જાહેર મૂકતાં સંકોચ અનુભવાય છે. એક સુપ્રસિદ્ધ આયુર્વેદજ્ઞે મારી સાથેના પત્રમાં આ મુશ્કેલીનો ઉલ્લેખ કર્યો હતો. છતાં જો આયુર્વેદ વિદ્યાલયો ધારે તો તેમના માટે આ કાર્ય મુશ્કેલ નથી. મનુષ્યને મળતા જ નીચલી કક્ષાના પ્રાણીઓ પર તેનો ઉપયોગ કરી તેમાં યોગ્ય ફેરફારો કરી શકાય છે અને આયુર્વેદ વિદ્યાલયો હસ્તક ચાલતા દવાખાનાઓમાં જરૂર જણાતાં તે વાપરી શકાય છે. એમ એ પ્રયોગો પણ અનુભવસિદ્ધ થતાં આપણા દેશને અત્યંત કીમતી થઈ પડશે એમાં શંકા નથી.

પાશ્ચાત્ય સાધનો જેટલાં ખર્ચાળ છે તેટલાં જ અચોક્કસ અને ક્વચિત્ નુકસાનકારક છે. સંતતિનિયમનો જો ઇષ્ટ ગણવામાં આવતું હોય તો દેશી વનસ્પતિઓનાં આ સોંઘા નિર્દોષ પ્રયોગો જ ઉપયોગી થઈ શકે. આ દવાઓના શુદ્ધ પાઠ પ્રયોગપુરઃસર જો નક્કી કરવામાં આવે તો તેથી માત્ર હિન્દને જ નહીં પણ સમગ્ર સંસારને લાભ થવાનો સંભવ છે.

## ( ૬ )

## ઉપસંહાર

છેવટે, આયુર્વેદના પુનરુદ્ધાર અને પુનઃપ્રતિષ્ઠા માટે કરવાં જોઇનાં કાર્યો પૈકી નીચેનાં કેટલાંક ખાસ મહત્ત્વનાં છેઃ—

(૧) હિન્દભરના જુદા જુદા પ્રાન્તોમાંથી જૂનામાં જૂની હાથ-પ્રતો મેળવીને આયુર્વેદના માન્ય પ્રાચીન ગ્રન્થોની શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધિત થયેલી અને તુલનાત્મક ટીકા-ટિપ્પણીઓ સાથેની આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવી.

(૨) આયુર્વેદીય વિજ્ઞાન સમિતિ જેવી કોઇ સંસ્થાદ્વારા સંદિગ્ધ ઔષધિઓ અને ભ્રષ્ટ પાઠોનો નિર્ણય કરવો.

(૩) હિન્દભરમાં ઔષધિનિર્માણની એકસરખી વિધિની સ્થાપના કરવી. સર્વ પ્રસિદ્ધ આયુર્વેદીય ફાર્મસીઓએ એકત્ર થઇને અમુક દવા અમુક ગ્રંથના અમુક પાઠની બનાવવી તથા અમુક પ્રકારનાં તેનાં રૂપરંગસ્વાદગુણ હોવાં જોઇએ, એમ નક્કી કરવું. દવાઓના ગુણધર્મ તેમ-જ કિંમત વિષે જુદે જુદે સ્થળેથી થતા વિચિત્ર અનુભવોને કારણે આયુર્વેદ ઉપરથી લોકોની શ્રદ્ધા ઊઠતી અટકાવવા માટે આ વસ્તુ ખાસ અગત્યની છે.

(૪) છેલ્લું, અને સૌથી વધુ મહત્ત્વનું તો એ છે કે આયુર્વેદનાં વિવિધ અંગોમાં કર્માભ્યાસ—' રિસર્ચ 'ને વેગ આપવો. ભારતવર્ષમાં જ્યારથી એ સંશોધનપ્રવૃત્તિનો લોપ થયો ત્યારથી જ આયુર્વેદની અવનતિ શરૂ થઇ. પ્રત્યેક આયુર્વેદ વિદ્યાલયમાં ' રિસર્ચ ' માટે વિદ્યાર્થીઓને બને તેટલી સરલતા, સગવડ અને પ્રોત્સાહન મળવાં જોઇએ, અને આયુર્વેદને કેવળ અતીતના વારસારૂપે નહીં, પણ નિત્ય પ્રગતિશાળી જીવંત વિજ્ઞાન તરીકે પ્રતિષ્ઠિત કરવો જોઇએ.

આયુર્વેદની ચિકિત્સાપદ્ધતિ સોંઘી સસ્તી અને સ્થિર પ્રકારે અસર કરનારી છે તેના ગામડે ગામડે માત્ર આયુર્વેદ જ પહોંચી શકે તેમ છે એટલે અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રોના પ્રકાશમાં આયુર્વેદનું વિશિષ્ટ દૃષ્ટિથી પરિશીલન અને સંશોધન થતાં ભારતમાં એક ચિકિત્સાપદ્ધતિ તરીકે તેનું સ્થાન અચળ થઈ પડે એ દેખીતું જ છે

આયુર્વેદનું અધઃપતન મમાઓ પછીના શરૂ થયું હતું શાસ્ત્રવચનનું 'લગ્મેવપ્રદર્શન' કે જેમાંનો

यस्य कस्य तरोर्मूलं येन केनापि मिश्रितम् ।
यस्मै कस्मै प्रदातव्यं यद्वा तद्वा भविष्यति ॥

એ રીતે ખુબ જ પ્રચાર પામ્યો છે તે આખું યે તત્કાલીન વૈદ્યોના ઉપહાસ ખાતર લખાયું છે यथा इमे वायवतरङ्गवशात् पिचण्डभाण्ड परिपूरयन्ति અને तथाप्यते वैद्या इति तरल्य ततो …नानासुन्मत्योभूत्वा इव वसु हरन्त गदजुषाम् એવાં ઉક્તિઓ પણ પરિસ્થિતિના એ દેશનું કંઈક સૂચન કરે છે પણ આજે સ્થિતિ બદલાઈ છે આયુર્વેદના પુનરુદ્ધાર માટે આયુર્વેદજ્ઞોની અને આયુર્વેદમાં રસ લેનારાઓની વૃત્તિ જાગ્રત થઈ છે અને એ વૃત્તિ પ્રમાણેની કાર્યશીલતા જો સતત ચાલુ રહે તથા वैद्य सवानवद्य विचिन्तित दारण प्राणप्रीणनाय એ એક પ્રાચીન લેખની ઉક્તિ ચરિતાર્થ કરવાને શ્રમ લેવાય તો આયુર્વેદ ભારતમાં પોતાનું પ્રથમનું અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી લે એમાં કંઈ આશ્ચર્ય નથી

---

# પ્રાચીન ભારતમાં વિમાન

વ્યોમચારી બનવું, પક્ષીઓની માફક આકાશમાં ઊડવું એ માનવની એક સર્જનજૂની મહત્ત્વાકાંક્ષા છે. આકાશમાં ઊડતાં પક્ષીઓની ઈર્ષ્યા આદિમાનવને અવશ્ય આવી હશે, અને કદાચ આથી જ, દુનિયાના દરેક દેશના જૂનામાં જૂના વાર્તાચક્રોમાં અને દંતકથાઓમાં કોઈ ને કોઈ સ્વરૂપમાં પવનપાવડી, ઊડતા ઘોડા કે વાયુયાનની કલ્પનાઓ આવે છે. માણસ પોતે ઊડવાને અશક્ત, એટલે પોતાની કલ્પનામાંના દેવ–દાનવ, યક્ષ–ચારણ તથા વિદ્યાધર આદિ લોકોત્તર પાત્રોને તેણે આકાશગામી જ નહીં, પણ આકાશવાસી બનાવ્યાં. પછી વાર્તાઓમાંના અપ્રતિમ પ્રતાપી કે બળશાળી માનવપાત્રોને અથવા દેવોનો કૃપાપ્રસાદ પામતી વ્યક્તિઓને લોકમાનસે ઊડતા ઘોડા કે વાયુયાનની સહાય અપાવી. ક્રીટના કારીગર ડેડલસે વાયુયાન બનાવવાનો પ્રથમ પ્રયત્ન કર્યો હતો, એવો ઉલ્લેખ ગ્રીક સાહિત્યમાં મળે છે. એની મીણની પાંખો ઓગળી જવાથી ડેડલસનો પુત્ર સમુદ્રમાં ડૂબી મર્યો હતો. આ કથાનક કેવળ રૂપક હોય તો પણ પક્ષીઓની માફક આકાશમાં ઊડવાની માનવજાતિની સર્જનજૂની આકાંક્ષા તો વ્યક્ત કરે છે જ.

પરંતુ એમ માનવાને કારણ છે કે પ્રાચીન ભારતમાં આ વિષય કેવળ કલ્પનાગમ્ય નહોતો રહ્યો. ખરેખર કાર્યક્ષમ વિમાનો હશે અને લોકો તેમાં બેસીને એક સ્થળેથી બીજે સ્થળે જતા હશે, એમ કહેવાનું સાહસ અત્યારની સ્થિતિમાં કોઈ જ ન કરે, પણ આપણા દેશમાં જેમ સાહિત્યમાં તેમ શાસ્ત્રમાં એ વિષય ઉપર ગંભીરતાપૂર્વક

અજ્ઞાનને કારણે નહી, પણ કલાના વિષયમાં ગુપ્તતા જાળવવાના ઉદ્દેશથી. આ બધી ગુપ્ત કૂંચીઓ ખુલ્લી કરી દેવી એ હિતપ્રદ નથી.

કલાઓનું જ્ઞાન ગુરુ પાસેથી શિષ્ય અને પિતા પાસેથી પુત્ર મેળવે, એ આપણી પ્રાચીન પરિપાટી છે: અને તેથી જ આ બધી બાબતો પુસ્તકમા ખુલ્લી રીતે લખી દેવાનું આપણા આ પ્રાચીન યાંત્રિકને ઇષ્ટ લાગતુ નથી. આજે પણ આપણા જૂની પદ્ધતિના કલાધરો પોતાની કલા સંબંધમાં એવી જ કંઇક ગુપ્તતા જાળવે છે. શિલ્પ, સ્થાપત્ય, નૃત્ય તથા ચિત્ર જેવી આપણી પ્રાચીન કલાઓના સર્વે ગ્રન્થો શિક્ષક અથવા શિષ્યને માત્ર માર્ગદર્શક થાય એવી રીતે જ લખાયેલા હોય છે, જ્યારે કલાનો મર્મ તો ગુરુના ચરણસેવનથી જ જાણવા મળે છે.

આ ઉપરાંત, 'શિલ્પસંહિતા'ના ૧૮મા અધ્યાયમાં વરાળથી ચાલતા પુષ્પક વિમાનનો ઉલ્લેખ છે. ભોજને નામે ચડેલા 'યુક્તિ-કલ્પતરુ' ગ્રંથમા જણાવેલું છે કે પ્રાચીન કાળમાં રાજાઓના લશ્કરમાં હયદળ, ગજદળ, પાયદળ, રથ અને નૌકાદળ ઉપરાંત વિમાનો પણ હતાં. બીજું કંઇ નહિ તોયે પ્રાચીન કાળની શ્રુતપરંપરાનું તો આમાં અવશ્ય સૂચન થાય છે.

આ પ્રમાણે. આપણા એક કરતાં વધારે પ્રાચીન વૈજ્ઞાનિક ગ્રન્થોમાં વિમાનની બનાવટ વિષે ઉલ્લેખ મળે છે. 'સમરાંગણ સૂત્રધાર'ના શ્લોકોમાં જણાવ્યુ છે તે પ્રમાણે, ભઠ્ઠી ઉપર ઉકળતા પારાની શક્તિથી હળવા લાકડાનું બનાવેલું વિમાન આકાશમાં ઊડી શકે કે કેમ એ માત્ર તજ્જ્ઞો જ કહી શકે. ગમે તેમ, પણ આ શ્લોકો એટલું તો અવશ્ય બતાવી આપે છે કે વિમાનની ઘટના સંબંધમાં પ્રાચીન કલાધરોને એક ચોક્કસ વૈજ્ઞાનિક ખ્યાલ આવી ગયો હતો. એ ખ્યાલ કેટલે અંશે વ્યવહારમાં ઊતર્યો હતો, એ કહેવાનાં સાધનો આપણી પાસે નથી. પ્રાચીન કાળનાં વિમાનોનાં કોઇ અવશેષ શોધ-

યોગને પરિણામે મળી આવે તો જ એ બાબતમાં ચોક્કસ નિશ્ચિતપણે કહી શકાય. પરંતુ આજ સેંકડો વર્ષો પછી કોઈ પ્રકારના અવશેષો મળવાનો સંભવ નથી, કારણ કે આગળ જણાવ્યું તે પ્રમાણે, વિમાનો હળવા લાકડાનાં બનતાં હતાં. બીજી બાજુ, 'સમરાંગણ સૂત્રધાર'ના 'યન્ત્રવિધાન' નામના અધ્યાયમાં એકસાથે કુદીનધ યન્ત્રોનાં મનોરંજન વર્ણન છે, અને તે પૈકીનાં ઘણાં તો વ્યવહારુ ઉપયોગનાં પણ છે. આથી મોટાં વિમાનોની વાત બાજુએ રાખીએ તો પણ દરબારીઓના વિનોદ માટે માત્ર અમુક અંતરમાં રમકડાંની જેમ ઊડી શકે એવાં નાનકડાં વિમાનો બનતાં હશે એવા નિર્ણય પર આપણે ખુશીથી આવી શકીએ.

હવે આ શાસ્ત્રીય ગ્રન્થોના ઉલ્લેખોના પ્રકાશમાં પ્રાચીન સાહિત્યમાં મળતા વિમાનોના મુખ્ય મુખ્ય ઉલ્લેખો તપાસીએ.

રામાયણ, મહાભારત, પુરાણો અને જૈન કથાઓમાં સંખ્યાબંધ વિમાનોનાં વર્ણન છે. વિદ્યાધર, યક્ષ અને ચારણ જેવી વ્યોમચારી જાતિઓ આપણા પુરાણકારોની કલ્પનામાં મુખ્યત્વે વિમાનોમાં ભ્રમણ કરતી. રામાયણ કહે છે કે ધનપતિ કુબેર પાસે સંખ્યાબંધ પુષ્પક વિમાનો હતાં. રાવણે કુબેર પાસેથી પુષ્પક મેળવ્યું હતું અને ત્યારથી તેની વિજિગીષા અનહદ વધી ગઈ હતી. બેસનારની ઇચ્છા પ્રમાણે એ વિમાન તેને લઈ જતું. રાવણને મારીને રામે પુષ્પક વિમાન મેળવ્યું હતું અને લંકાથી અયોધ્યા સુધીનો પ્રવાસ સીતા સાથે તેમાં જ કર્યો હતો. પુષ્પકના પ્રયાણ વડે ઉત્તેજાયેલી કાલિદાસની કલ્પનાએ રઘુવંશના તેરમા સર્ગમાં એ આકાશી પ્રવાસનું અત્યદ્ભુત કવિત્વપૂર્ણ વર્ણન આપ્યું છે, અને મેઘદૂતમાં પણ મદનદૂત મેઘની રામગિરિથી માંડી અલકા સુધીની મુસાફરી આલેખતા કાલિદાસના માનસમાં, આપણા સાહિત્યમાં ઠેર ઠેર વેરાયેલી વાયુયાનની ઘટના રમી રહેલી હોવી જોઈએ.

અને આ નવા રાજ્ય વચ્ચે સારો વેપાર ચાલતો હતો. આ કથાનકમાં વિમાનોનું ઉડ્ડયન, ઊડતા પડદા, બનાવટી ચકલાઓ, યંત્રોનો અવાજ, મુસાફરી એ બધાનું આબેહૂબ વર્ણન કરેલું છે. એ વર્ણન 'સમરાંગણ સૂત્રધાર'માં આપેલા વર્ણન સાથે બરાબર બંધબેસતું આવે છે, એ સૂચક છે.

આ ઉપરાંત 'વિમાનવત્થુ'માં, 'દીઘનિકાય'ના 'પયાસીસુત્ત'માં તથા 'નેમિજાતક'માં વિમાનોના ઉલ્લેખ મળે છે. 'વલાહસ્સ જાતક'માં ઊડતા ઘોડાનું વર્ણન છે. ઉત્તર હિન્દના પાંચસો વેપારીઓ વહાણ ડૂબી જવાથી દક્ષિણ હિન્દના એક બેટના કિનારા ઉપર કેદ થઈ ગયા હતા. તેઓ સર્વે આ ચમત્કારિક ઘોડાની ઉપર બેસીને પોતાને દેશ આવ્યા હતા. 'અરેબિયન નાઈટ્સ'માં મળતો એક ઉલ્લેખ આ સાથે સરખાવી જોતાં મહત્ત્વનો છે. ખલીફ હારૂન અલ રશીદ પાસે એક હિન્દી વેપારી લાકડાનો જીવતો ઘોડો લઈને વેચવા આવે છે. આ વાર્તા એમ બતાવી આપે છે કે હિન્દુસ્તાનમાં વાયુયાનનાં યંત્રો બનતાં એવી માન્યતા પરદેશોમાં પણ પ્રચલિત હતી.

પહેલા સૈકામાં ગુણાઢ્ય નામે વિદ્વાને પૈશાચી ભાષામાં 'બૃહત્કથા' નામે એક મહાકાય વાર્તાગ્રન્થ લખ્યો હતો. એ ગ્રન્થ તો નાશ પામી ગયેલો છે, પણ તે ઉપરથી અગિયારમા સૈકામાં કાશ્મીરી પંડિત સોમદેવભટ્ટે 'કથાસરિત્સાગર' નામથી સંસ્કૃતમાં કરેલો સંક્ષેપ આપણી પાસે મોજૂદ છે. 'કથાસરિત્સાગર'ના રત્નપ્રભા લંબકના આઠમા તથા નવમા તરંગમાં વત્સરાજનો પુત્ર નરવાહનદત્ત કર્પૂરસંભવ નગરની કર્પૂરિકા નામે રાજકન્યા સાથે કેવી રીતે લગ્ન કરે છે તેની વાર્તા આપેલી છે—

કર્પૂરિકાને મેળવવા માટે નરવાહનદત્ત પોતાના મિત્ર ગોમુખને સાથે લઈ નીકળ્યો. ઘણી મુશ્કેલીએ લાંબો માર્ગ પસાર કરી બન્ને જણ સમુદ્રના કિનારે આવેલા સુવર્ણપુર નામે નગરમાં પહોંચ્યા. તે નગરમાં

કોઇ માણસ જણાતુ નહોતુ. માત્ર કાષ્ઠયન્ત્રના પૂતળા માણસના જેવી ચેષ્ટાઓ કરતા હતા, પણ કોઇને વાચા નહોતી એમ કરતા રાજમહેલ આગળ પહોચ્યા, ત્યા કાષ્ઠની પ્રતિહારીવડે રક્ષાયેલા ભવનમા રત્નસિંહાસન ઉપર બેઠેલા એક ભવ્ય પુરુષને તેમણે જોયો.

એ પુરુષને નરવાહનદત્તે પૂછતા તેણે જણાવ્યુ કે—" હુ જાતે સુતાર છુ મારુ નામ રાજ્યધર છે હુ તથા મારો ભાઇ પ્રાણધર પહેલા નાચીનગરમા રહેતા હતા અમે બન્ને યન્ત્રરચનામા પ્રવીણ છીએ મારો ભાઇ વેશ્યાગામી હતો, આથી ધન મેળવવા માટે તેણે લાકડાના બે ઊડતા યાન્ત્રિક હંસો બનાવ્યા હતા એ હંસ પાસે તે રાત્રે રાજાના ખજાનામાથી ઝવાહીરની ચોરી કરાવતો એક વાર રક્ષકોએ હંસને પકડી લીધા, અને યન્ત્રકામ તોડી નાખી રાજા પાસ લઇ ગયા શહેરમા કુશળ યાન્ત્રિકો તરીકે અમે બે ભાઇઓ પ્રસિદ્ધ હતા આથી મારો ભાઇ પ્રાણધર એક સાથે આહસો યોજન ઊડનારા યાન્ત્રિક વિમાનમા બેસી પોતાના કુટુમ્બ સાથે નાસી ગયો, અને હુ પણ રાજાના ભયથી બીજા વિમાનમા બેસી અહીં આવ્યો સાઠ ગાઉ દૂર આવી સમુદ્ર નજદીક હોવાને કારણે નીચે ઊતરી ગયો આ નગરમા પ્રવેશ કરતા નગર શૂન્ય જોયુ આથી મારી મરજીથી યાન્ત્રિક મનષ્યો ઘડીને રાજાની રીતે રહુ છુ " આ સાભળીને ગોમુખે રાજ્યધરને એક યન્ત્રવિમાન તૈયાર કરવાનુ કહ્યુ, અને તમા બેમાંને બન્ને મિત્રો દરિયો ઓળગી કર્પૂરસભવ નગરમા આવ્યા એક વૃદ્ધ સ્ત્રીને ત્યા ઉતારો કર્યો એ સ્ત્રીની પુત્રી કર્પૂરિકાની સખી હતી. હવે, કર્પૂરિકા પૂર્વજન્મની સ્મૃતિને કારણે પુરુષદ્વેષિણી હતી, પણ તેની આ સખીની સહાયથી નરવાહનદત્તે એ દ્વેષને દૂર કરાવી દીધો, અને બન્નેના લગ્ન થયા

હવે, પેલા યાન્ત્રિક રાજ્યધરનો ભાઇ પ્રાણધર જે પોતાના વિમાનમા બેસી કાચી નગરીથી નાસી છૂટ્યો હતો, તે કર્પૂરસભવમા

આવીને વસ્યો હતો કર્પૂરિ ની આજ્ઞાથી પ્રાણધરે એક મોટુ વિમાન ઘડી આપ્યુ, અને તેમા બેસી નરવાહનદત્ત કર્પૂરિનાને સાથે લઇ પોતાની રાજ્યધાની કૌશામ્બી પાછો આવે છે

આ વાર્તામા ઊડતા હસ, વિમાનો અને તે બનાવનાર યાંત્રિકો વિષે જે મહત્ત્વના સૂચનો છે તે ખાસ ધ્યાન ખેંચે છે આને લઇ મળતી ઘણા ઘડાના ઊ તા પારેવાની વાર્તા પાચમા અથવા છઠ્ઠા સૈ કામા મહારાષ્ટ્રી પ્રાકૃતમા રચાયેલા જૈન કથાગ્રન્થ 'વસુદેવહિંડી મા મળે છે 'કથાસરિત્સાગર'વાળી વાર્તાના જ પ્રતિરૂપો થોડાઘણા ફેરફાર સાથે જૂની ગૂજરાતીમા સ ૧૬૦૫મા ગ્યાયેલી મતિસારકૃત 'કર્પૂરમજરીની વાર્તા મા તથા શામળની ' ઇના થોડાની વાર્તા'મા નજરે પડે છે

આ તો આપણે મુકાબલે પ્રાચીન અને મહત્ત્વના એવા ઉ લેખો જોયા બાકી સસ્કૃત પ્રાકૃત અને દેશી ભાષાઓના વાર્તાસાહિત્યમા ઊ તા ઘોડા કે ધનપાવડીની કલ્પનાઓ અસખ્ય સ્થળે નજરે પડશે

પ્રાચીન આર્યોએ માત્ર અધ્યાત્મવિદ્યાના ક્ષેત્રમા જ પ્રગતિ રી હતી એમ સામાન્ય રીતે મનાય છે પરન્તુ ભારતીય સાહિત્યનુ જરા ઝીણી નજરે અવલોકન કરતા જણાશે કે વિજ્ઞાનના અનેકવિધ ક્ષેત્રોમા પણ પ્રાચીન હિન્દુઓએ સારૂં કામ કર્યું હતું અકગણિત ભૂમિતિ અને ત્રિકોણમિતિમા પ્રાચીન ભારતવાસીઓની પ્રવીણતા જાણીતી છે કલન વિદ્યા એટલે કે Calculus અને ચલનકલનવિદ્યા એટલે કે Differential Calculusનો ખગોળશાસ્ત્રમા ઉપયોગ કરવામા ભાસ્કરાચાર્યની શોધ ન્યૂટન કરતા લગભગ પાચસો વર્ષ જેટલી પ્રાચીન હતી તથા હિન્દુ ખગોળવેત્તાઓની અષ્ટત્ર અનેક દેશોમા સ્વીકારાતી હતી ગતિમાન પદાર્થોની ગતિનુ કારણ ગુરુત્વાકર્ષણ છે, એમ આર્યભટ્ટ અને ભાસ્કરાચાર્યના ગ્રન્થો જણાવે છે નાદશાસ્ત્ર એટલે કે accoustics વિષેનુ પ્રાચીનોનુ અસાધારણ જ્ઞાન સગીતશાસ્ત્રના ગ્રન્થો ઉપરથી

પુરવાર થઈ ચૂક્યું છે વ્યાકરણશાસ્ત્ર, વ્યુત્પત્તિ અને ભાષાશાસ્ત્ર વિષે તો દુનિયાભરમાં પ્રથમ જ તેના શાસ્ત્રશુદ્ધ ચર્ચા કરનાર હિન્દુઓ હતા, એમ પ્રાતિશાખ્યો, નિરુક્ત અને પાણિનિની અષ્ટાધ્યાયી જણાવે છે ભૌતિક વિજ્ઞાન, રસાયણ, ઔષધવિદ્યા, શસ્ત્રક્રિયા, વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રના વિષયમાં પણ આર્યોની શોધખોળ આધારભૂત હતી જે પ્રજાએ વિજ્ઞાનના આટલા વિવિધ ક્ષેત્રોમાં ગણનાપાત્ર કાર્ય કર્યું હતું, તે યન્ત્રવિધાન એટલે કે Engineering ના વિષયમાં તદ્દન અજ્ઞાન હતી, એમ ન જ મનાય 'સમરાંગણ સૂત્રધાર' માં આપેલા કાષ્ઠમય યંત્રોના વર્ણન પાછળ સદીઓની પરંપરાનું અસ્તિત્વ હોવું જ જોઈએ એ ગ્રન્થમાંના વિમાનના વર્ણન સાથે પૌરાણિક બૌદ્ધ ગ્રન્થોમાંના વર્ણનનું સામ્ય કેવળ આકસ્મિક ન હોઈ શકે આથી પુરાણો અને કથાગ્રન્થોમાંની કલ્પનાઓ અતિશયોક્તિના અંશ બાદ કરીને પણ મેં આગળ જણાવ્યું છે તેમ સમાજના ઉપલા વર્ગના આનંદવિનોદ માટે આકાશ અમુક અંતરમાં ઊડી શકે એવાં નાનકડાં વિમાનો બનતાં હશે એમ માનીએ તો તે વધારે પડતું નથી

પરન્તુ હિન્દુઓની વિજ્ઞાનવિષયક અમુક સિદ્ધિઓ ઉપર આજે ઝાંખો પડદો પડી ગયો લાગે છે ભૂતકાળની એ મહત્તા વર્તમાનમાં આપણી પ્રજાની વિજ્ઞાન પરત્વેની લઘુતાગ્રન્થિ દૂર કરવામાં સહાયભૂત થાય તથા ભવિષ્યને માટે કંઈક પ્રેરણા આપે તો યે ઘણું છે

# कुत्रिकापण

## અર્થાત્

## પ્રાચીન ભારતના 'જનરલ સ્ટોર્સ'

જૈન આગમસાહિત્યનો એક વિભાગ 'છેદસૂત્રો' નામથી ઓળખાય છે, પ્રાચીન ભારતની સામાજિક સ્થિતિના અભ્યાસ માટે છેદસૂત્રો ખૂબ અગત્યનાં છે. જૈન સાધુસંઘની વ્યવસ્થા અને નિયમન તથા સાધુ-સાધ્વીએ પાળવાના વિધિનિષેધો એ મુખ્યત્વે કરીને છેદસૂત્રોનો વિષય છે. આમ છેદસૂત્રોનો વિષય જ એવો છે કે તેમાં તત્કાલીન રાજકીય અને સામાજિક ઇતિહાસને લગતી ઘણી અગત્યની હકીકતો, પ્રાચીન ભારતના જે પ્રદેશોમાં જૈન સાધુઓ વિચરતા હતા તે પ્રદેશોનાં વર્ણનો, સમકાલીન સામાજિક અને રાજકીય સંસ્થાઓ, વિધિઓ, ઉત્સવો, રૂઢિઓ, રીતરિવાજો અને વહેમોના સીધા અથવા આડકતરા ઉલ્લેખો, જૈન આચાર્યોનાં અને જૈન ધર્મ સાથે સંપર્કમાં આવેલા રાજાઓ અને મંત્રીઓનાં વૃત્તાન્તો, ઐતિહાસિક અને અર્ધ-ઐતિહાસિક સ્થાનકો તથા એવી જ બીજી અનેક પ્રકારની પ્રકીર્ણ માહિતી તેમાંથી પ્રાપ્ત થાય છે, જે પુરાતત્ત્વ, ઇતિહાસ તેમ જ સમાજશાસ્ત્રના અભ્યાસીને માટે ઘણી જ અગત્યની છે.

ઉપર જણાવ્યું તેમ, જૈન સાધુ-સાધ્વીઓના આચારવિષયક વિધિનિષેધો અને તેને લગતાં પ્રાયશ્ચિત્તો એ છેદસૂત્રોનો વિષય હોવાને કારણે એ ગ્રન્થો પ્રસિદ્ધ નહીં કરવાનું સામાન્ય વલણ જૈનસમાજમાં લગભગ અત્યાર સુધી રહેલું છે.

દશા, કલ્પ અને વ્યવહાર એ ત્રણ સૂત્રોનો કેવળ મૂલ ભાગ જર્મન વિદ્વાન ડૉ. શુબ્રિંગે સંપાદિત કરેલ છે, પરન્તુ જૈન સમાજની પ્રચલિત રૂઢિની બહાર નીકળીને, મૂળ ગ્રંથોના પ્રકાશનદ્વારા ધર્મ, પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસના ખરા સ્વરૂપને રજૂ કરવાના ઉદ્દેશથી મુનિશ્રી પુણ્યવિજયજી તથા તેમના ગુરુ મુનિશ્રી ચતુરવિજયજીએ એક છેદસૂત્રગ્રન્થ 'બૃહત્કલ્પસૂત્ર'નું ભાષ્ય અને ટીકાસહિત શાસ્ત્રીય સંપાદન કરીને પ્રસિદ્ધ કરેલ છે તથા બીજા કેટલાનું સંપાદનકાર્ય હાલમાં તેમના તરફથી ચાલી રહ્યું છે. 'જીતકલ્પસૂત્ર'નું સંપાદન પણ તેમણે કરેલું છે. કેટલાંક વર્ષ ઉપર મુનિ માણેકે 'વ્યવહારસૂત્ર' બહાર પાડેલું છે, પણ તેના સંપાદન અને મુદ્રણમાં રહેલી એવુમાર અશુદ્ધિઓને કારણે તેનું પણ પુનઃસંપાદન થવાની જરૂર છે. 'નિશીથસૂત્ર' માત્ર ખાનગી ફેલાવા માટે સાઇક્લોસ્ટાઇલમાં છાપવામાં આવેલું છે. 'મહાનિશીથસૂત્ર' હાલમાં શ્રીજિનવિજયજીના સંપાદન નીચેની સિંધી ગ્રન્થમાળામાં છપાય છે. આમ આગમસાહિત્યના બીજા લગભગ બધા જ ગ્રન્થો આ પહેલાં એક કરતાં વધુ વાર પ્રકાશિત થઇ ગયા છે, ત્યારે છેદસૂત્રોનું પ્રકાશન હજી હમણાં જ આરંભાયું છે એમ કહીએ તો ચાલે

* * *

ઉપર્યુક્ત ગ્રન્થો પૈકી 'બૃહત્કલ્પસૂત્ર' ઉપર વાચક સંઘદાસગણિનું પ્રાકૃત ભાષ્ય તથા આચાર્ય ક્ષેમકીર્તિની સંસ્કૃત ટીકા મળે છે. એ ભાષ્ય અને ટીકામાં (જુઓ વિભાગ ૪, પત્ર ૧૧૪૪–૪૬) કુત્રિકાપણ વિષે વિસ્તૃત ઉલ્લેખ છે. ગુણાઢ્યની સુપ્રસિદ્ધ 'બૃહત્કથા'ની શૈલીએ સંઘદાસગણિએ રચેલ પ્રાકૃત કથાગ્રન્થ 'વસુદેવ-હિંડી'નો ઉલ્લેખ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે પોતાના 'વિશેષણવતી' નામના ગ્રન્થમાં કર્યો છે. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો સમય પટ્ટાવલીઓ પ્રમાણે વિક્રમની સાતમી શતાબ્દીનો છે, એટલે સંઘદાસગણિ સાતમી શતાબ્દી પૂર્વે થઇ ગયા હતા એ નિશ્ચિત છે. ઘણું કરીને તેમનો

સમય વિક્રમની પાંચમી અથવા છઠ્ઠી શતાબ્દીનો છે. આથી તેમના ભાષ્યમાં કુત્રિકાપણના જે ઉલ્લેખો છે તે ઘણા જ મહત્ત્વના ગણાવા જોઇએ.

કુત્રિકાપણ એ પ્રાચીન ભારતના એવા 'જનરલ સ્ટોર્સ' હતા, જેમાં જીવનની તમામ જરૂરિયાતો તેમ જ શોખની વસ્તુઓ તથા આખાયે જગતની તમામ સજીવ-નિર્જીવ વસ્તુઓ મળતી. ટીકામાં એ શબ્દનું નિર્વચન આ પ્રમાણે આપવામાં આવ્યું છે: 'કુ' इति पृथिव्याः संज्ञा, तस्याः त्रिकं कुत्रिकं स्वर्ग-मर्त्य-पाताललक्षणं तस्यापणः हट्टः कुत्रिकापणः। किमुक्तं भवति? इत्याह 'तत्र' 'पृथिवीत्रये यत् किमपि चेतनमचेतनं वा द्रव्यं सर्वस्यापि लोकस्य ग्रहणोपभोगक्षमं विद्यते तत् 'तत्र' आपणे न नास्ति, × × ×। અર્થાત્ ત્રિભુવનની તમામ ચીજો જે દુકાનમાં મળે તેનું નામ કુત્રિકાપણ. 'કુત્રિકાપણ' શબ્દની સમજૂતી તથા તેના સંક્ષિપ્ત ઉલ્લેખો બીજા પણ અનેક આગમગ્રન્થો જેવાં કે જ્ઞાતાધર્મકથા, ભગવતીસૂત્ર, સ્થાનાંગ, ઔપપાતિક વગેરેમાં મળે છે.

* * *

'બૃહત્કલ્પસૂત્ર'ના ભાષ્ય અને ટીકામાં એવા પણ ઉલ્લેખ છે કે 'કુત્રિકાપણ' માં વસ્તુની કિંમત તે ખરીદનારના સામાજિક દરજ્જા પ્રમાણે લેવામાં આવતી. જે માણસ દીક્ષા લેવાનો હોય તે પોતાનાં જરૂરી ઉપકરણ, પોતે સામાન્ય માણસ હોય તો કુત્રિકાપણમાંથી પાંચ રૂપિયાની કિંમતે ખરીદી શકતો, જો તે ઇભ્ય (લક્ષાધિપતિ) અથવા સાર્થવાહ હોય તો તેને એક હજાર રૂપિયા આપવા પડતા અને જો તે રાજા હોય તો તેને એક લાખ રૂપિયા આપવા પડતા.

આવા 'કુત્રિકાપણ' કયી જગ્યાઓએ હતા તેની પણ નોંધ મળે છે. રાજગૃહમાં રાજા શ્રેણિક રાજ્ય કરતો હતો ત્યારે એક કુત્રિકાપણ હતો અને મહાપરાક્રમી રાજા ચંડપ્રદ્યોતના રાજ્યકાળ દરમ્યાન

સાચવી રાખ્યો છે તથા એ વૃત્તાન્તનું સમર્થન કરતા જે ઉલ્લેખો બીજા સંખ્યાબંધ આગમગ્રન્થોમાં મળે છે તે જોતાં આવા મોટા પાયા પરના 'જનરલ સ્ટોર્સ' રાજગૃહ અને ઉજ્જયિની જેવા પ્રાચીન ભારતના રાજકીય, વ્યાપારી અને સાંસ્કૃતિક કેન્દ્રોમાં ખરેખર અસ્તિત્વમાં હશે એમ માનવું બેશક ન્યાય્ય છે *

---

* ૩૧ ડિસેમ્બર ૧૯૪૩ અને ૧ ૨ જાન્યુઆરી ૧૯૪૪ના દિવસોમાં બનારસ ખાતે ભરાયેલી અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદના પ્રાકૃત અને જૈન ધર્મના વિભાગ સમક્ષ A note on the Kutrikapana નામનો નિબંધ મેં વાંચ્યો હતો તેને આધારે આ લેખ તૈયાર કરેલો છે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ તરફથી જૈન આગમસાહિત્યમાંથી ઐતિહાસિક સામાજિક અગત્યની માહિતીનું સંકલન કરવાનું કાર્ય મને સોંપવામાં આવેલું છે તે નિમિત્તે આ પ્રકારનું કામ શક્ય બન્યું છે એ હકીકતની હું સાભાર નોંધ લઉં છું

# સમયનિર્દેશ

| | |
|---|---|
| ૧ પાટણ | પ્રજાબંધુ-ગુજરાત સમાચાર, દીપોત્સવી અંક, સં. ૨૦૦૦ |
| ૨ પાટણના ગ્રન્થભંડારો | કુમાર, એપ્રિલ ૧૯૪૧ (આ જ વિષયનો વાર્તાલાપ, થોડા ફેરફાર સાથે, તા. ૪-૯-૪૧ ની સાંજે મુંબઈ રેડિયો સ્ટેશનેથી બ્રૉડકાસ્ટ થયો હતો) |
| ૩ હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ | હૈમસારસ્વતસત્ર (પાટણ એપ્રિલ ૧૯૩૯)માં વંચાયેલો નિબંધ |
| ૪ ગુજરાતમાં સંસ્કૃત નાટક | ગુજરાત સાહિત્યસભાના આશ્રયે તા. ૧૦-૩-૪૩ને રોજ આપેલું વ્યાખ્યાન |
| ૫ પ્રબન્ધચિન્તામણિ | બુદ્ધિપ્રકાશ એપ્રિલ-જૂન ૧૯૩૫ |
| ૬ જૈનમંદિરોમાં ભોગાસનોનાં શિલ્પ | ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રન્થ (માર્ચ ૧૯૪૦) |
| ૭ કામદેવની મૂર્તિ | ગુજરાત કૉલેજ મૅગેઝિન ફેબ્રુઆરી ૧૯૪૦ |
| ૮ ગુજરાતનાં સ્થળનામો | ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક એપ્રિલ ૧૯૪૨ |

| | |
|---|---|
| ૯ પ્રાચીન ગુજરાતી સાહિત્ય 'ગુજરાત'ના ઉલ્લેખો | ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના સેમિનાર માટે તૈયાર કરેલો નિબંધ, જુલાઈ ૧૯૪૨ (સુદિન ભારતીય વિદ્યા, ભાગ ૩, સિંઘી સ્મૃતિ અંક) |
| ૧૦ આપણું લોકવાર્તાવિષયક પ્રાચીન સાહિત્ય | ૧૧મા સાહિત્ય સંમેલન (લાઠી, ડિસેમ્બર ૧૯૩૨)માં વંચાયેલો નિબંધ |
| ૧૧ નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય | ૧૩મા સાહિત્ય સંમેલન (કરાચી, ડિસેમ્બર ૧૯૩૭)માં વંચાયેલો નિબંધ |
| ૧૨ આયુર્વેદનું સંશોધન | પ્રજાબંધુના તા. ૧૨–૧–૩૬થી તા. ૧૬–૨–૩૬ સુધીના અંકોમાં 'એક આયુર્વેદપ્રેમી'ના તખલ્લુસથી લખેલા લેખો. |
| ૧૩ પ્રાચીન ભારતમાં વિમાન | નવચેતન, ઑક્ટોબર ૧૯૪૨ |
| ૧૪ કુનિકાપણ અર્થાત્ પ્રાચીન ભારતના 'જનરલ સ્ટોર્સ' | નવસૌરાષ્ટ્ર, દીપોત્સવી અંક, સં. ૨૦૦૦ |

# સૂચિ

[ 'ગુજરાતનાં સ્થળનામો' એ લેખમાં ઉદાહરણ તરીકે આપેલાં સ્થળનામોનો સમાવેશ આ સૂચિમાં કર્યો નથી ]

## સૂચિ

## સૂચિ

સૂચિ

# સૂચિ

# સૂચિ

## અંગ્રેજી પુસ્તકોની સૂચિ



---